મી ગ્રી-સીરીઝ.

# મા-બાપની સેવા

ગો૦ મ૦ દેસાઇ.

# ગુરૂજી ! આપના ચરણે !

જે નિશાળોમાં "મા-બાપની સેવા" વીશે ઉત્તમ શિક્ષણો આપવામાં આવે છે, તે શાળાઓના આગળ થઈ ગએલા મા-બાપ તુલ્ય માસ્ટરોની ભલી યાદ ચાલુ હોજો !

જે શાળાઓમાં હાલ "મા-બાપની સેવા" વિષે ઉમદા બોધ અને અસરકારક ઉપદેશ આપવામાં આવે છે, તે શાળાઓના હાલના ગુરૂ શિક્ષકોને ભલી દુવા હોજો !

મા-બાપની સેવા શિખવીને બચ્ચાંઓને ભીનાઇ તથા ગેતીને લગતા ઉત્તમ સબકો આપીને જે ગુરૂઓ અજ્ઞાન બાળકોને જ્ઞાનવાન બનાવે છે. તેઓ આખી જગત ઉપર નહીં વર્ણવી શકાય એવા ઉપકારો કરે છે, તેમને મ્હારા નમસ્કાર !

એવા 'મા-બાપ જેવા શિક્ષકો આ પુસ્તક પોતાના શિષ્યોને અવારનવાર વાંચી સંભળાવી શુદ્ધ સંસારનું બચ્ચાંઓને ભાન કરાવશે, તેઓ ઉપર જગતના લોકોના આશિર્વાદ ઉતરજો !

કેળવણી ખાતાંઓ સ્થાપીને, જ્ઞાન મંદિરો બાંધીને, જેઓએ બચ્ચાંને પોતાના માત પિતા તરફ ભક્તિભાવ રાખનારાં બનાવ્યાં છે, તેઓનાં અશો રૂહોને અમારી નેમાજ હોજો !

જે દીકરાંઓ પોતાનાં મા-બાપની સેવા કરતાં હશે, અને હવે પછી આ કેતાબ વાંચ્યાથી જેઓ મા-બાપ તરફ જાંફેસાંની બતાવી તેમની આજ્ઞા ઉઠાવી, નીમકહલાલ રહી, તેમનાં ઘડપણના, અશક્તિના અને નબળા વખતે તેમની સેવા ચાકરી કરી પોતાનાં મા-બાપને સંતોષીને, ખુશાલ બનાવે, તેમનું ખુદા હમેશાં ભલું કરો ! મા-બાપ વખાં છોકરાંનું ઈશ્વર કલ્યાણ કરો ! મા-બાપની સેવાનું જ્ઞાન ફેલાવનારાં સર્વનું પ્રભુ શુભ અને સારૂં કરો !

સર્વનો દાસ,

D-in the Diamonds.

# સંસાર સુખનાં પુસ્તકો.



સંસાર સુખનાં અને સંસાર સુધારાનાં તથા દુઃખી સંસારને શાંતિ આપનારાં મી૦ બે૦ મ૦ દેશાઈનાં નીચલાં પુસ્તકો ખરીદવાની ખાસ ભલામણ કરૂં છું. વી. પી. તથા પોસ્ટેજ દરેક પુસ્તકનું જૂદું લેવામાં આવશેજી.

| | | |
|---|---|---|
| ૧–"બેટી તું સાસરે કેમ સમાશે ?" | કિંમત | રૂા. ૧–૦–૦ |
| ૨–"મ્હારા દિકરાને !" | " | રૂા. ૧–૦–૦ |
| ૩–"સાદી જીંદગીની શોક– ફેશનની ફિસિયારી." | સાદી.... | રૂા. ૧–૮–૦ |
| | કપડાંની ... | રૂા. ૨–૦–૦ |
| ૪–"સલુકની માતા." | સાદી... | રૂા. ૧–૮–૦ |
| | કપડાંની... | રૂા. ૨–૦–૦ |
| ૫–"દુઃખીને દિલાસો" ૫૬ ભાગ. દર ભાગના | | રૂા. ૦–૪–૦ |
| ૬–"પારસી વિષયો." | | રૂા. ૧–૦–૦ |
| ૭–"દાદારજીની દરબાર." | | રૂા. ૦–૪–૦ |
| ૮–"ગંજે શાયરાન." | | રૂા. ૩–૦–૦ |
| ૯–"મા–બાપની સેવા." (બીજી આવૃત્તિ.) | | રૂા. ૧–૦–૦ |
| ૧૦–"સંસારનો સુકાની"—એટલે બાપ બનવાનો હુન્નર. | | રૂા. ૨–૦–૦ |
| ૧૧–"બંદો અને બંદગી" | | રૂા. ૨–૦–૦ |

☞ "બંદગીનું બળ અને ફળ." ☜

નાં. ૧૦ તથા નાં. ૧૧ વાળાં ઉત્તમ પુસ્તકો છપાય છે તે થોડા વખતમાં બહાર પડશે. આગમચથી નામ નોંધાવનારાંને અડધી કિંમતે રૂા. ૧–૦–૦ માં મળશે.

સેવક,

બેહરામજી મનચેરજી દેશાઇ,

સ્ટેશન રોડ–નવસારી.

# મા-બાપની સેવા.

(આવૃત્તિ બીજી.)

રચનાર,

## શો૦ મ૦ દેશાઇ.



કેમ કરી માબાપ તમારો, વર્ણું હું ઉપકાર;
શું ધન નથી મુજ પાસ માનવા, ઘટતો તમ આભાર.
ગર્ભવાસ નવ માસ રહી, માતાએ પાયું રક્ત;
દુઃખ સોસીને દીધો મુજને, માનવનો અવતાર.
થોડી મુજની બિમારીથી, પામ્યાં તમ બહુ દુઃખ;
ધીર ધરી આરામ ન કીધો, ખમી ખેરચનો માર.
દીધું ભોજન સારૂં સોજું, પોતે વાસી ખાઈ;
શીતલ ભોંયપર પડી સેજ, મુજ કાજ સહુ તૈયાર
દરદી નબળાં લુલાં પણ, પ્રીતે પાલ્યાં ફરજંદ;
આંપણને ખુબસુરતી લેખી, કમી કીધો નહીં પ્યાર.
કરજ કરીને દુઃખડાં દેખે, મુજ કેળવણી કાજ;
પેટે પાટા બાંધી શીખવે, આ સંસારી સાર.
અંત સમે ધન માલ આયતા, આપી છોડે પ્રાણ;
જે જમાવ કીધાં નીશદીન બહુ, ઉંચકી દુઃખના ભાર.
મિત્ર સગાં ને બીજાં સ્હાશે, કબુ ગરજને કાજ;
સાચ નિભાવે માતપીતા તો, જુઓ આ સંસાર.
બુરાં ફરજદોથી પામી, અપજશ ને અપમાન;
તેનાં પણ દુઃખમાં દુઃખ દેખી, રડે જાર બેજાર.
જે માબાપને નમે તે, પેટ ભરીને જમે ફિરોજ;
જે દીલ દુઃખવે તેનો અંતે, થશે દોજખે ઠાર.

નવસારી. (પ્રત ૧૦૦૦) ઈ. સ. ૧૯૨૨

કિંમત રૂા. ૧-૦-૦

આ પુસ્તક મી૦ હરગોવનદાસ હરકીશનદાસે સુરત-શ્રી "અંબિકા વિજય પ્રિન્ટીંગ પ્રેસ"માં-બરાનપુરી ભાગોળ આગળ મી૦ શોરાબજી મનચેરજી દેશાઇને માટે છાપ્યું છે, અને કર્તાએ નવસારીમાં પ્રગટ કર્યું છે, તા૦ ૫મી સપ્ટેંબર ૧૯૨૨.

# "મા-બાપની સેવા" માટે અભિપ્રાય.

"માબાપની સેવા અને તેઓ તરફનો ભક્તિમય આગ્રહ કેવો મજબુત અને ધર્મના રીવાજ મુજબ કેટલો આગેવાન હતો તેના બોધકારક દાખલાઓ મી૦ દેશાઇએ પોતાનાં આ અતિ ઉપયોગી પુસ્તકમાં ખંત સહિત રજુ કીધા છે. દરેક ઘર તેમજ લાયબ્રેરી માટે આ પુસ્તક જરૂરનું છે." (જ્ઞાન વર્ધક.)

"ગરીબ માતપિતાના દીકરાઓ, બાપની મહેનત મજુરીના પઇસા વડે ઉંચી કેળવણી લઇ વકીલ બારીસ્ટર થવા પછી પોતાના ગરીબ માત પીતાને કેવાં હીણે છે, તેઓને પોતાના માતપીતા તરીકે સ્વીકારતાં કેવા શરમાય છે અને તેઓની સાથે એકજ મકાનમાં વસવાટ કરતાં કેવા અચકાય છે તેનો રસાલો હેવાલ રજુ કરીને, તે ઉપરથી લેવા જોઇતો બોધ મી૦ દેશાઇએ અસરકારક ભાષામાં આ પુસ્તકમાં આપ્યો છે."

(જામે જમશેદ.)

# અનુભવ-સંદેશ.

આપણે "મા બા છે" ભણ્યે છિયે ત્યારથી મા-બાપનું "કહ્યું" કરવાનું, તેમને માન આપવાનું, તેમની આજ્ઞા પાળવાનું, ઘડપણે તેમની સેવા ચાકરી ઉઠાવવાનું, અને છેવટે તેમના મુવા પછી તેમના આત્માની ઉન્નતિ થાય એટલા સારૂ, જેના તેના ધર્મે ફરમાવેલાં ક્રિયા કર્મ કરી તેમના રૂવાનની ખુશનુદી કરવાનું શિક્ષણ આપણે મેળવ્યે છિયે ખરાં, પરંતુ તે પ્રમાણે આપણે જુવાનીના મદમાં અમલ કરતાં નથી. જુવાનીમાં મેં પણ મ્હારાં મા-બાપના ઘણાક હુકમો ઉથથાપ્યા હતા; તેમનું હિતકારી "કહ્યું" માન્યું નોતું; પરંતુ અનુભવથી મ્હારી સંપૂર્ણ ખાત્રી થઇ છે, કે જુવાન વયમાં આપણને સમજ પડતી નથી, જેથી તેમનું "કહ્યું" નહીં માનીને આપણે મોટપણે હાડછેડ અને હાડમાર પામીએ છિયે. બારીક અવલોકન કરીને મેં એજ સાર કાઢયો છે કે, જેમ મા-બાપના આશિર્વાદ તેમનાં બચ્ચાંને ફળે છે, તેમ તેઓના શ્રાપ પણ તેમનાં બચ્ચાંને નડે છે. મા-બાપની આજ્ઞામાં રહેવું, અને તેમનો દરજ્જો જાળવીને તેમની સાથે મર્યાદા, મલાજા, અને વિવેકથી વર્તવાથી તેમના આત્માની ખુશાલી આપણને ગુપ્ત રીતે કલ્યાણકારી નિવડે છે.

મા-બાપ તરફનો અદબ મલાજો અમારાં "દેશાઇ ખાંદાન" માં કેટલો બધો કડક હતો, તેની નોંધો આ ૨૦ મી સદીના લોકોને જો જણાવવામાં આવે તો તે માત્ર ગપસપની હસાહસ જેવુંજ લાગે. મને પ્રત્યક્ષ અનુભવ થયો છે, કે અમારાં મા-બાપનો હુકમ, એ અમને "પાદશાહી ફરમાન" જેવડોજ અનિવાર્ય જણાતો હતો. મ્હારાથી કિંવા મ્હારા ભાઇઓથી, માંદગી જેવા અનિવાર્ય સબબ સિવાય, અમારા પિતાજી સમક્ષ અમારાથી કદી પણ બેસી શકાતું નોતું !

સંવત ૧૯૫૬માં જીવલેણ બિમારીથી હું પટકાઇ પડયા પછી નવજીવન મેળવવા પામ્યો ત્યારે મ્હારાં માતાજીએ મ્હારા પાસે બે કબુલાતો કરાવી હતી. એક એ હતી કે; "આપણી દીનના દશતુરજી સાથે દુશમનાઇ નહીં રાખતાં એખલાસ રાખવો." અને બીજી એ હતી કે; "ઘંબારમાં ત્હારે કદી પણ હજામત કરાવવી નહીં !"" પહેલી શરત મ્હને અશકય લાગી હતી, પરંતુ માતાનાં વચન મિથ્યા થતાં નથી. અશકય જણાતી વાત પ્રભુએ સહેજે શકય બનાવી દીધી. બીજી શરત વાંચનારને હસવા જેવી જણાશે, પરંતુ જેવી માતાની જેવી માન્યતા, માતાપિતાની જે આજ્ઞામાં માન્યતા હોય તે આજ્ઞામાં તેમનાં બચ્ચાંનું

સુખ સમાયેલું હું માનું છું. અમારાં દેસાઈ કુટુંબનો અસલ "ખાંદાંની પોશાક" ૨૦ મી સદીમાં ચલાવી લેવાય એવો નહીં હતો. ડગલીને બદલે ડગલો, જોડાને બદલે બુટ, તુમાનને બદલે પાટલુન અને હાથે બાંધેલી પાઘડીને બદલે બંધરી પાઘડી પહેરવી, એ વાતો અસલી વિચારના વડીલોને મનથી તો, જેમ જુના વિચારના મોહમેદ-નોના મનથી કોન્સટેન્ટીનોપલમાંથી ખીલાફત ઉઠાવીને એશિયા ખંડમાં મૂકવા જેટલી ઉથલપાથલ કરાવનારી લાગતી હોવાથી, અમારા પિતાજીની આજ્ઞાનો ભંગ એટલા ઉપરથીજ થયો, કે એ અસલી પોશાકમાં મેં કેટલીક ફેરફાર કરીને અવજ્ઞા કરી! અનુભવથી જણાયું છે, કે મા-બાપની આવી સહેજ અવજ્ઞામાં પણ અસુખ સમાયું છે.

એક લેખક કિંવા એક વક્તા પ્રત્યે જો વાંચનારાં કે શ્રોતાજનો ગુણબુદ્ધિ ધરાવતાં નહીં હશે તો તેમની કહેલી વાતોની તેમને કાંઈએ અસર થવાની નથી; માટે મ્હારાં આ પુસ્તકમાં જે જે વાતો મેં કહી છે તે તે સત્યજ કહી છે એમ જ્યાં સૂધી અંતઃકરણ પૂર્વક તમે માનશો નહીં, અને શંકા લઈ જશો તો તમને મ્હારાં કહેલાં એક પણ વાક્યની અસર થવાની નથી. જો તમને મ્હારા પ્રત્યે ગુણબુદ્ધિ થાય તો મ્હારૂં આ સત્ય વચન છે કે; "મા-બાપની સેવા તમે જરૂર બજાવજો! મા-બાપનું કહ્યું તમે જરૂર માન્ય રાખજો! મા-બાપની આજ્ઞા એ ગુરૂ આજ્ઞા છે એમજ તમે સમજજો!"

છેવટે, મ્હારાં પુસ્તકોને જાહેરમાં લાવવામાં મને ઉત્તેજન આપનારા ભાઈશ્રી દીનશાહ મેહેરવાન ઇરાનીનો હું આ પુસ્તક માટે પણ ખાસ આભાર માનું છું. તેમજ આ પુસ્તકની ઘણી માગણી થવા લાગી, અને ફેન્સી-પ્રાઇસ (મન ગમતી કિમ્મત) લઈને પણ આપવા ઘણી માગણીઓ આવી પણ થોડાજ વખતમાં આ પુસ્તક ખપી જવાથી નિરાશ થવું પડયું. આથી કરીને મ્હારા ભાઈશ્રી રૂશતમજી બેજનજી રાનજીની ભારે લાગણી અને મહેનતથી સખી વજુદ બાઈ સાહેબ ભીખાઈજી રૂશતમજી કંટ્રાકટરે બીજી આવૃત્તિ છપાવી બહાર પાડવાને ઉત્તેજનનો ઉદાર હાથ લંબાવ્યાથી ફરીથી સુધારા સાથે આ પુસ્તક છપાવ્યું છે. એ બન્ને મહેરબાનોનો હું અંતઃકરણની લાગણી સાથે આભાર માનું છું.



# ઉપકારનો ઉભરો.

મ્હારા મરહુમ મેહેરબાન માયાળુ મુરબ્બીજી
પિતાશ્રી જીવનજીને—
તેઓ તરફના હમારી તરફના અણુહદ ઉપકારો;
હમો પ્રત્યેના તેમના પવિત્ર પ્યાર,
દયાળુ દિલગુર્દો, અખંડ લાગણી
માટે.
નેકીથી પોતાનું અશોઇથી ભરપૂર જીવન ગુજારીને
તે પરગજુ અને પરોપકારી જીવનમાં
જન્મેલા મુજના ભલા વ્હાલે.
પિતાજીના
અપાર, અગાધ, અને ઉંડા પ્રેમના પાડની
અશો યાદમાં
આ
"મ.-બાપની સેવા" નું નાનકડું પુસ્તક
જે તેમના નામ કામને
બંધ બેસતું છે તે
પુજ્ય પ્રેમ, ખાલેશ ભક્તિભાવ, અને ઉચ્ચ લાગણી સહિત
તેમની અસલિયાતને-તેઓની અસ્લીલાતને-તેમના સદ્‌ગુણોને
એક હેતવંતી ધ્યાણી લેખે
અર્પણ કરી
તેમની એક વ્હાલી દીકરી દાખલ તેમનાં અશો રૂહને
નમન કરી
તેમના અશો આત્માને હમેશની શાન્તિ ચ્હાતી

ભીખાઇજી રૂશતમજી મહેતા.



મરહુમ શેઠ જીવનજી જામાસ્પજી મીસ્ત્રી

A2851—Lakshmi Art, Bombay, 8

## અષાઉિમ્ અહુરમઝદ !

**એહેસ્તનશીન જીવનજી જામાસ્પજી મીસ્ત્રીને——**

આ પુસ્તક હું દિલોજાનથી એટલાજ માટે અર્પણ કરૂં છું કે, હતા ત્યારે તો તે ગરીબીમાંથી ઉગી નિકળેલા નર, પરન્તુ ખલીફ હારૂન જેવા ખબરદાર, રાજા ભોજ જેવા ભોળા, અને રાજા વિક્રમ જેવા અસીલ ને બુનિયાદજાદ હોવાથી, સેંકડો નબાપાં નાવારસોના પણ બાપજ હતા. અસીલ સાથે અસલી હોવાથી, ઘર જાણીને એમને આંગણે આવેલું કોઇ પણ માગણ ખાલી હાથે ગયું નથી. જો અશોને આશોદાદ આપતાં એમના હાથે નસોને દાન થતું તો એઓ કહેતા કે:

**" આપણું બધુંએ કોઈ લૂંટી જશે, પણ નસીબ તો કોઇથી લૂંટી જવાવાનું નથી !"**

શ્રવણ જેવા મા-બાપની સેવા ઉઠાવનારા, અને ગણેષ જેવા મા-બાપ વખા સપુત તે તેઓ હેતા. જરથોસ્તી મઝહબ ઉપર જાન કુરબાન કરી ખુદા પાકની બંદગી ઉપર પ્રાણ કુરબાન કરનારા તે તેઓ હતા. બંદગીની ફરજનું કરજ અદા કરવાની અરજ તેઓ પોતીકાં શું કે પારકાં શું, સર્વને કરતા. ધર્મ ક્રિયા ઉપરની અચળ શ્રધ્ધાને લઇને નાવરે મરાતેબ કરાવવાનો શું, કે વંદીદાદ છજસ્ને કરાવવાનો શું, તેમને એક જાતનો ધાર્મિક નાદ અને મિનોઇ મજાનો ચડસ લાગેલો હતો. હમદર્દી દુ:ખી કુટુંબીઓને તેમજ ગરીબ હમદીનોને પણ લગ્ન-નવજોત જેવા શુભ પ્રસંગોએ, અને મોટ ખોટના અશુભ અવસરોએ તેઓ જમણે હાથે જે મદદ કરતા તે તેમનો ડાબો હાથ જાણતો ન હતો. ન્હાનાં બચ્ચાંઓ ઉપરનો તેમનો પ્રેમ, તથા નોકર ચાકર જોડેનો તેમનો વિવેક બાળક જેવો નિરાભિમાની અને ખાલેસ દિલનો હોવાથી, ન્હાનાં મોટાં સર્વથી તેઓ પુજાતા હતા. એમનું ઘર મહેમાનદારીનું મથક હોવાથી, સર્વની ખાતરદારી અને મહેમાનદારી કરવામાં એઓ મોજ અને માન સમજતા હતા.

શેઠ જીવનજીના એ શોખ મૂખ્ય હતા. વાંચન ને રમત ગમત. વાંચનનો શોખ પૂરો કરવાને જીવનજી શેઠે જીવનની છેલ્લી પળો સુધી અટકુંજ કર્યું હતું. હું માનું છું કે, જ્યાં તેમનો પવિત્ર આત્મા નવજીવન મેળવવા પામ્યો હશે ત્યાંના જીવનમાં પણ શેઠ જીવનજીને વાંચનનોજ નાદ લાગી રહ્યો હશે. " જીવનજી મીસ્ત્રી "એ નામ દેશ પરદેશમાં તેમના જીવન સમયે તેમ જીવન પછી પણ બહુ મોઢે રમી રહ્યું, તેનો સબબ તેમની વાસના પ્રમાણેના તેમના મુદ્રાલેખનેજ હું ગણું છું કે:

**"એક ભલાં નામ અને ભલાં કામની અસર લાંબા કાળ સૂધી જળવાએલા રહે છે."**

એક ચાલુ માન્યતા એવી છે, કે જે અશો નરનારી મનસ્ની-ગવસ્ની-કુન-

શ્નીથી પોતાનું જીવન પસાર કરે છે, તે જે બખ્તાવર દિવસે જન્મ્યાં હોય તેજ મુબારક દંહાડો પોતાના મરણનો પણ પકડે છે. તે માન્યતા પ્રમાણે શેઠ જીવનજી તા૦ ૫ માર્ચ ૧૮૨૭માં જન્મ્યા હતા, અને ૧૯૦૮ની તા૦ ૫ મી એજ અને માર્ચ માસમાંજ દાદારની દરગાહે પાછા સિધાર્યા હતા. આપણા હમદીન ગરીબ વર્ગને સધિયારો લેઇ ખંતથી ઉદ્યોગ મજુરી કરી ઉચ્ચ સ્થિતિએ ચઢવા સારૂ એક ધડો પોતાની પાછળ તેઓ મૂકી ગયા છે કે; "ખંત અને ઉદ્યોગ વડે ન્હાનાં માણસ મોટાં થઈ શકે." એઓ સુરત નજીકનાં પોતાનાં વતન ગામ સુમારીથી એક ગરીબ સુથાર લેખે ઇ સ. ૧૮૩૯માં મુંબઇ આવી ગોદીમાં મજુરી કરી કરીને મજુર ઉપરથી મીસ્ત્રી થયા, અને મીસ્ત્રી ઉપરથી મોટા કોન્ટ્રાકટર થઈ તવારીખી પુરૂષ (પોતે જાતે બનેલા પુરૂષ) થવા પામ્યા હતા, એવણ કાંઇ જન્મથીજ સોનાનો ચમચો મોંમાં લઇને આવ્યા નોતા.

પોતાના બાર બાર સગા સ્નેહિઓને પોતાની ભાંખમાં લઇ "જીવનજી જામાસ્પજીની કુંપની" નામની કોન્ટ્રાકટરની જાણીતી પેઢી સ્થાપી સરકારી તેમજ ખાનગી નાની મોટી બિલ્ડીંગો બાંધી. ૧–મુબઇમાં વડી ટેલીગ્રાફ ઓફીસ–એક્ષ્ટેન્શન; ૨–એડમિરાલ્ટી હાઉસ; ૩–વાટ કલબ ચેમ્બર્સ; ૪–ગ્રીન મેન્શન; ૫–ઑરિયેન્ટલ બિલ્ડીંગ; ૬ રીપન કલબ; ૭–ઇલ્ફીન્સ્ટન્ટ્રી; ૮–સર જમશેદજી સ્કુલ; ૯–મેરવાન બાગ–પાંડે સેનેટેરિયમ; ૧૦–સીટી મીલ; ૧૧–જુબિલી મીલ; ૧૨–સાસુન મીલ; ૧૩ પુના કોટન એન્ડ સીલ્ક મીલ; ૧૪–પુના સ્વદેશી મીલ; ૧૫–પુના ભવાનીપેટની દીનબાઈ પીટીટ અગિયારી; ૧૬–સુરત રૂસ્તમપરાંની દીનબાઇ પીટીટ અગિયારી, વિગેરે ન્હાનાં મોટાં મકાનો જાણે તેમની યાદગારીના સ્થંભો લેખે આજે પણ તેમની યાદ તાજી રખાવતાં ઉભાં છે.

રૂ૦ ૨૫૦૦૦ પોતાની પદરથી ખરચીને સુરત સૈયદપરાંની જુની અગિયારીનું મકાન એમણે નવેસર બંધાવ્યું; એટલુંજ નહીં, પણ તેના નિભાવ માટે પોતાની ઓઇસરની જગોની આવકનું જૂદું ટ્રસ્ટ કાઢી એમણે જીવનાં જીવત પોતાનું બેહેસ્ત દીઠું. વળી રાંદેરની જરથોસ્તી અનજુમનને પણ એમણે સારી મદદ આપી હતી. એ પ્રમાણે શેઠ જીવનજીએ પોતાની ૮૧ વર્ષની ઉમ્મરમાં સવાસો વરસના દાની જેટલાં ધાર્મિક અને પરમાર્થિક કામો કરી બજાવી ગરોથમાન બેહેસ્તના અધિકારી થયા છે, તેવણની અશો યાદમાં—

## "મા બાપની સેવા" જેવું પુસ્તક અર્પણ કરતાં,

મ્હને વાજબી આનંદ થાય છે. ખુદા તેમના અશો આત્માને હજી પણ ઉચ્ચ દરજાની બક્ષીશ ફરમાવે! એવી પ્રાર્થના સહિત, ફરેસ્તાઓની સંઘમાં જઇ બિરાજેલા શેઠની અશો યાદમાં, તેમની મુદ્રાને બંધબેસતું આ પુસ્તક અર્પણ હોજો!

કર્ત્તા.

# મા-બાપની સેવા.

## ૧ લી આજ્ઞા.

"A poor father served by thee shall make thee rich;
A sick mother helped by thee shall make thee strong;
Thou shalt be served thyself by every sense
Of service which thou renderest."



### મા-બાપની સેવા બજાવવાનું કાંઇ કારણ?

મા-બાપની સેવા બજાવવાની દરેક દીકરા દીકરીને માથે ફરજ શા માટે આવી પડી છે, તે પ્રથમ જાણ્યા સિવાય સેવા બજાવવાનો ઉમંગ રહેજ નહીં. મા-બાપની સેવા બજાવવાનું કામ ફરજીયાત છે કે મરજીયાત છે, તેનો પ્રથમ તો ઠરાવ થવો જોઇએ. ઇતિહાસના દાખલાઓ ઉપરથી સહેજમાં જણાશે, કે ઘણાંક હિંદુ દીકરા દીકરીઓ કરતાં ઘણાંક પારસી બેટા બેટીઓ મા-બાપની સેવા બજાવવામાં ઘણાં પછાત હોય છે. કંઇ કારણ? જ્યાં સૂધી પારસી લોકો આંધળાં યકીન અને તાસુબીથી દોરવાઇ ન જતાં પૂર્વજન્મ અને પૂનર્જન્મના સિદ્ધાંતોનો અંગિકાર કરશે નહીં ત્યાં સુધી, મા-બાપની સેવા દીકરા દીકરીઓએ શા સારૂ બજાવવી, તથા મા-બાપે બેટા બેટીઓની સેવા શા સારૂં બજાવવી, તેનો કુદ્રતી છાપ તેમના જીગરના તકતા ઉપર ઉંડો કોતરી શકાશે નહીં. અશો જરથોસ્તના પવિત્ર ગાથામાં ગાયું છે કે;

વીસ્પાઓ-સ્તોઇ હુજીતયો યાઓ-ઝી આઓંહરે, યાઓસ્ચા હેન્તી,
યાઓસ્ચા મઝ્દા બવઇન્તી, થ્વહ્મી હીશ ઝઓષે આબક્ષો હ્વા.
વોહૂ ઉક્ષ્યા મનંઘ્હા ક્ષથ્રા અષાચ્યા ઉશ્તા તનૂમ્ (હા. ૩૩. ફ ૧૦ મો.)

ઓ અહુરમઝ્દ! મજ પ્રત્યેના ત્હારા પ્રેમભાવને લઇને, પૂર્વજન્મમાં જે સુખાકારી ભરેલી સ્થિતિ માણસોના ભોગવવામાં આવતી હતી, તેમજ આ જન્મમાં જે સુખવાસી જીંદગી ભોગવવામાં આવે છે, અને આયંદે પુનઃજન્મમાં જે સુખી જીવન ભોગવવામાં આવશે, તે સર્વ સુખભરી સ્થિતિ તું મને આપ! અને મ્હારી મનશ્ની મજબુત કર, મ્હારૂં સત્ય દ્રઢ કર, મ્હારી શકિતને તું કોવત આપ,

મ્હારાં શરીરનું બળ આબાદ રહેવા પામે એવી તું બંક્ષેશ કર! પ્રસ્તાવનામાં આ વાત કહેવાનું કારણ એ છે, કે જગતમાં જન્મેલાં સર્વ મનુષ્યો આગલી જીંદગીઓનાં રૂણ, સર્વ સંબંધ કર્તા મનુષ્યો સાથે ધરાવે છે. રૂણ એટલે કરજ. આપણે જેને "લેણા દેણી" કહ્યે છિયે તેનો અર્થ એટલોજ છે, કે એક માણસ પૂર્વજન્મમાં બીજાં માણસોનો "લેણદાર" હોય છે, તો બીજો માણસ વળી ત્રીજાં માણસોનો "દેણદાર" હોય છે. જે કરજ આપણે આગલી જીંદગીમાં કીધું હોય તે ચાલુ જન્મમાં ફેડયા વિના રહેવાય નહીં; અને આ જન્મમાં જેમનું કરજ કીધું તે આવતા જન્મમાં અદા કરવુંજ પડે. કોઈ મા-બાપો આગલા ભવે દીકરા દીકરીનાં કરજદાર હોય છે, તો આ ભવમાં તેમનાં છોકરાં તે મા-બાપો ઉપરનું પોતાનું માગતું લેણું લેવા સારૂ તેમની કુખે જન્મ ધરે છે, અને મા-બાપનીજ પાસે સેવા ને વેઠ કરાવ્યા કરે છે. કોઈ દીકરા દીકરી પોતાનાં મા-બાપનાં આગલા ભવનાં દેણદાર હોય છે તો મા-બાપની સેવા ને વેઠ કર્યાજ કરે છે. આ અરસપરસનો એક જાતનો વેપાર છે.

## ૨ જી આજ્ઞા.

### શ્રવણે આંધળાં મા-બાપની સેવા કાં કરી?

બ્રાહ્મણ કુળમાં જન્મેલો મા-બાપવખો દીકરો શ્રવણ અયોધ્યાના રાજા દશરથની રાજકારકીર્દમાં થઈ ગયો છે. તેના બાપનું નામ શાન્તનું રૂષિ, અને માતાનું નામ જ્ઞાનવતી હતું. એ જોડું બહુ ધાર્મિક હતું, પરંતુ એક પણ ફરઝંદ વગર તેઓ ટળવળતાં હતાં. ઇશ્વર કૃપાથી તેમને પેટે શ્રવણનો જન્મ થયાથી તેમને બેહદ ખુશાલી થઇ. શ્રવણ જન્મવા પહેલાં જ્ઞાનવતી બહુ ઉદાસ રહેતી હોવાથી, એક દિવસે તેણીને ઉદાસીનું કારણ પુછતાં તેણી દુઃખી દિલે બોલી કે; "જે અભાગ્યાપણાના કારણથી મને કલ્પાંત થાય છે, તે દુઃખ તમને પણ મ્હારા જેવુંજ લાગવું તો જોઇએ. અરેરે! સંતાન વગર જીવવું શા ખપનું? જેને માત્ર એક પણ ફરઝંદ પ્રભુએ આપ્યું નથી તેનું જીવવું કિંવા નહીં જીવવું સૌ સરખુંજ છે. જે અભાગણી સ્ત્રીને પોતાનાં વ્હાલાં બાળકને પારણામાં પોઢાડી મિઠાં મધુર હાલરડાં ગાવાનો લ્હાવો ન મળે, માતાને જોઇને આનંદની લ્હેરમાં ઉછાળા મારતાં બાળકને કેડે બેસાડી ચુમીઓ ને બોકીઓ લેવાનું ના મળે, તેવી સ્ત્રીના જન્મને ધિક્કાર છે!" આવી સ્ત્રીને પુત્રની પ્રાપ્તિ થવી એ સ્વર્ગની પ્રાપ્તિ કરતાં પણ વધુ મનહર છે. પ્રભુ કૃપાથી તેણીને પુત્ર પ્રાપ્તિ થઇ તે

પુત્રને પાળી પોષી મોટો કર્યો, વિદ્યા અભ્યાસ કરાવી સર્વ વિષયમાં કેળવીને કુશળ અને જ્ઞાની કર્યો. આ માતા જેવી ધાર્મિક, દયાળુ, ક્ષમાવાન, શિયળવંત, સહનશીલ, અને ગુણવંતી હતી તેવાજ ગુણો શ્રવણમાં ઉતરેલા હોવાથી તે મા-બાપની સેવા કરવામાં આ જમાનાને એક ઉત્તમ આદર્શ રૂપ, એક ઉમદા નમુનો આપી ગયો છે. શાયર કહે છે કે;

પસન્દીદેહતર કસ ઝે ફરઝંદ નીસ્ત,
ચુ પયવંદે ફરઝંદ પયવન્દ નીસ્ત.

પેટનાં ફરઝંદ કરતાં વધારે પ્યારૂં કોઈ હોતું નથી. દીકરા દીકરીનાં સગપણ જેવું બીજું કોઇ પણ સગપણ ચઢતું નથી. વળી ફીરદુશી બીજો પણ ઉભરો કાઢે છે કેઃ—

જવાની ન માન્દરતો ફરઝંદ નીસ્ત,
બ ગેતી ચુ ફરઝંદ પયવન્દ નીસ્ત.

મ્હારી જવાની પણ રહી નથી અને ફરઝંદ પણ થયું નથી, અને આ દુન્યાંમાં તો બેટા બેટીના જેવી સગાઇ કે દીકરા દીકરીના જેવું સુંદર જોડાણ એકે નથી. શ્રવણનું પણ માત પિતા સાથનું જોડાણ એવું હતું. કે તે પોતાનાં મા-બાપનેજ ઇશ્વિર સમજીને તેમની પરમ ભકિતથી રાત દહાડો સેવા કર્યો જતો હતો. મા-બાપની સેવાને ઈશ્વરની ભક્તિ રૂપેજ તે ગણતો. મા-બાપની સેવાનાં મહત્વ વિષે તેણે એકવાર પોતાની સ્ત્રી સાવિત્રીને કહ્યું હતું કેઃ—"પ્રિયા ! જે માતાએ આ દેહના રક્ષણ સારૂ અસાધારણ દુઃખો વેઠયાં છે, મ્હારે લીધે બેહદ કષ્ટથી તેણી દર્દ ખમીને કષ્ટાઇને હેરાન પરેશાન થઈ છે, જેણીએ મ્હારી બાળ પણની અજ્ઞાન અવસ્થાની મ્હારી ખોટી હઠ, અવિવેક અને અનેક પ્રકારે મેં તેણીને આપેલા કંટાળાને સહન કરીને મને ઉછેરી ઉધારી મ્હારૂં સંરક્ષણ કર્યું, તેમની વૃદ્ધાવસ્થાની બદલાયેલી તેમની પ્રકૃતિનાં વાંકાં ચુકાં એક બે વેણ પણ જો હું સહન ન કરૂં ત્યારે તો તેણીએ મ્હારા જેવા નાલાયક પુત્રનો નવ મહિના અમથોજ ભાર વહ્યો કહેવાયને ? પ્રિયે ! તું સત્ય જાણજે, કે પુત્રને પોતાના મા-બાપ સમાન બીજી કોઈ છાયા નથી. માત પિતાના જેવી બીજી કોઇ ગતિ નથી. જબ લગ અંકુશ શિશ પર, તબ લગ નિર્મળ દેહઃ તુલસી અંકુર બાહિરે, સિર પર ડારત ખેહ. મા બાપના જેવું રક્ષણ કરનારૂં બીજું કોઇ નથી. મ-બાપના જેવું ઉંચું તીર્થ કે પર્વ કોઈ નથી. વૃદ્ધ મા-બાપો ગમે એવાં કડવાં વેણ કહે તો તેમને બાળક જેવાં નિર્દોષ સમજી તેમનો પડયો બોલ ઉંચકવો જોઇએ. બાળકની પ્રકૃતિ જેમ તેના માય બાપ સાચવે છે. તેમ માય બાપની પ્રકૃતિ ઘડપણના વખતમાં તેમનાં સંતાનોએ સાચવવી, એજ બચ્ચાંનો ધર્મ છે.

"પુત્ર કરે જો પાપ પિતા તે પુણ્યજ જાણે;
પુત્ર કદિ દે દુઃખ, પિતા તે સુખ પ્રમાણે.

પુત્ર કરે જો હાણુ, પિતા તે લાભજ લેખે;
પુત્ર વદે જો જુઠ, પિતા તે દિલ સત્યજ પેખે.
અવગુણ અસંખ્યધા પુત્રના, પિતાને મન તો લાડ છે:
શા ગુણ ઓશીંકળ કીજીયે, પુર્ણ પિતાનો પાડ છે.”

ભાઈઓ સાંભળો! હવે શ્રવણનાં મા-બાપ બન્ને બેઉ આંખે આંધળાં થયાં. આ વેળાએ દીકરાએ, મા-બાપની સેવા કેમ બજાવી તે જૂઓ. રાત દિવસ અંધ મા-બાપની સેવા બજાવતો તેવામાં વળી મા-બાપની આવી હાલતમાંએ એવી ઈચ્છા થઇ કે; “દીકરા! અમોને બધી જાત્રા કરાવ! અમોને સઘળાં તીર્થ કરાવી લાવ!” મા-બાપની આ અગવડ આજ્ઞા તેણે કેમ ઉઠાવી? બન્ને માં બાપને કાવડમાં બેસાડીને એ કાવડ પોતાની ખાંધ ઉપર મૂકીને તીર્થ યાત્રા કરાવવા સારૂ આખાં હિંદુસ્થાનમાં બાર વરસ વેર શ્રવણ ફર્યો હતો! ઘરડાં, અશક્ત, અને અપંગ માબાપની સેંકડો કોશ જેટલા લાંબા માર્ગમાં સેવા ચાકરી ઉઠાવવી, તેમનો ભાર એકલે ખભે ઉઠાવવો, અને વળી પોતાનાં અને તેમનાં પેટનું પોષણ કરવું, એક ગામથી બીજે ગામ રખડવું, એમ બાર. બાર વર્ષ વેર ભટકવું, એના જેવી માબાપની કડક સેવા કરવાનો દાખલો જગતના ઇતિહાસમાં બીજો મળશેજ નહીં. શ્રવણ જ્યારે પોતાનાં માબાપને કાવડમાં બેસાડી તીર્થ યાત્રા કરાવતો કરાવતો કાશી બનારસમાં જઇ ચઢયો, અને એક પરમહંસે તેને આમ કરવાનું કારણ પુછયું ત્યારે તે નીચલો સવૈયો બોલ્યો:—

**માત પિતા પદ સો સબ તીરથ, માત પિતા નવ ભાતિ નિધી હે;**
**માત પિતા ગુરૂ, માત પિતા સૂર, માત પિતા વ્રત દાન વિધી હૈ;**
**માત પિતા પદ કલ્પતરૂ, અરૂ માત પિતા પદ-રેનું રિધી હે;**
**સાધન સિદ્ધિ ન-શોધત હો કછુ, મેરે તો માત પિતા સુ સિધિ હૈ.**

એજ પરમહંસે આવાં અપંગ માબાપની આવી ઉગ્ર સેવા છોડી દેવાને જ્યારે જણાવ્યું ત્યારે શ્રવણે બીજો સવૈયો ગાયો:—

ધ્રુવ ચળી ધરણીજ ઢળે, કદી સૂર્ય ઉગે જઈ પશ્ચિમ પાસે,
મેરૂ ડગે ધરતી પરથી, કદી સાગરથી મરિયાદ મુકાશે;
આધિ અને વળી વ્યાધિ તણીજ. ઉપાધિ વધી ભલે પ્રાણજ જાશે;
તોપણ માત પિતા ન ચુકું, મુજ વ્રત થનારૂં હશે ત્યમ થાશે.

કાશીથી નિકળેલો શ્રવણ અયોધ્યા પાસેનાં એક જંગલમાં આવ્યો, જ્યાં માબાપને તરસ લાગવાથી કાવડ ઉતારીને સર્યું નદીમાં રાતની વેળાએ પાણી લેવા ગયો. બનાવ એવો બન્યો, કે રાજા દશરથ એ દિવસે શિકાર કરવા ગએલા, પરંતુ શિકાર ન મળવાથી ઝાડ ઉપર ચઢીને શિકારની શોધ કરતા બેઠા હતા.

શ્રવણે પોતાનું કમંડળુ નદીનાં પાણીમાં બોળ્યું. તેનો અવાજ દશરથે સાંભળ્યો. તેમણે જાણ્યું કે, જંગલી હાથી નદીમાં પાણી પીએ છે. તે ઉપરથી શબ્દની નિશાન ધરીને શબ્દવેધી બાણ માર્યું. આ બાણ આબાદ શ્રવણને વાગ્યો. બાણ વાગ્યાથી શ્રવણ બાપડો ચીસ ખાઇને ભોંય ઉપર પડયો. ચીસો પાડવાથી દશરથને લાગ્યું કે, આ તો કોઇ માણસ મૂઓ! જેથી તુર્તજ નીચે ઉતરી ત્યાં ગયો તો તીરથી વિંધાએલો શ્રવણ દુઃખથી રડતો હતો. રાજાએ પૂછતાં તે બોલ્યોઃ—"હું તપસ્વી છું. મ્હારાં વૃદ્ધ અને અંધ માબાપને અહિંથી થોડેક છેટે એક કાવડમાં બેસાડેલાં છે. તેઓ ઘણાં તરસ્યાં છે. તેમને સારૂ હું પાણી લેવા આવ્યો હતો. હું તમારાં બાણથી મરી જાઉં છું હવે મ્હારાં અપંગ માતપિતાની શી વલે થશે! હાય હાય! મને તો મરવાની જરાએ ચિંતા નથી, પરંતુ હવે મ્હારાં મા–બાપની સેવા ચાકરી કોણ કરશે? તેમનું શું થશે તેનીજ મને ફિકર થાય છે. ગમે તે થશે પણ તેમને પાણી પાઇ તરસ છિપાવો મહેરબાન!" એક બ્રાહ્મણને મારવાથી બ્રહ્મહત્યાનો મોટો દોષ લાગશે એમ સમજીને દશરથ બહુ રોવા લાગ્યો. શ્રવણે રાજાને ધીરજ આપી શોક પોક નહીં કરવા કહી જણાવ્યું કે; "મ્હને મરવા ભાગે બીક નથી, મ્હારાં માબાપની તમે સંભાળ લેજો!" રાજાએ કહ્યું; "આ પાપના બદલામાં મ્હને તમે મરતાં મરતાં કાંઈ શ્રાપ આપો, કે હું પાપથી મૂક્ત થાઉં." શ્રવણે પોતાના ત્યાગી ધર્મ પ્રમાણે શ્રાપ આપવાની ના પાડી, મગર રાજાએ ઘણી હઠ લીધાથી શ્રાપ દીધો કે; 'જ્યારે તમારૂં મોત આવે ત્યારે જેવાં બાણથી મ્હારો જીવ જાય છે, તેવાંજ બાણથી તમારો પણ પ્રાણ જજો!" આટલું બોલી શ્રવણ મરણ પામ્યો. કવિ કહે છે;

"સુચવે સુપંથ પ્રતિ વખતે પ્રબોધ આપે,
ચિત્રમાં પવિત્ર ચિત્ર પાડે ચતુરાઈનું;
જીવ ગયા લગી જતન કરે ન જુદાઈનું;
સ્વારથ તજીને સુખ દુઃખમાં સહાય કરે;
મુખથી વદે ન કશું, વાકય વડાઈનું;
પાપથી બચાવી મહા તાપને મટાડનાર,
સપુત્ર મિલાપ સુખ સર્વથા સગાઈનું."

હવે દશરથ રાજા પેલું પાણીનું કમંડળુ પાણીથી ભરી પેલાં આંધળાં ડોસા ડોસી કને લઇ ગયો, અને પોતાને હાથે અજાણપણે શ્રવણનું ખૂન થયાના સમાચાર કહી તેમની બહુજ માફી માગવા લાગ્યો. અરેરે! પેલાં મહા દુઃખીઓનાં રૂદન ને કકળાટનો હવે શું પાર! કહ્યામાં આવી શકે નહીં. તેમના અંધાપાની આંખ, ઘડપણની લાકડી, અને આ સંસાર સાગર તરી જવાનું નાવ, તેજ જ્યારે ભર દરિયામાં અંતરિયાળ મૂકીને ડુબી ગયું, ત્યારે તેમની તરસ તો

જ્યાંની ત્યાં રહી ગઇ, ને ઉપલી ભયાનક ખબર સાંભળીને તેમનું જીગર ચિરાઈ ગયાથી તેઓ તત્કાળ મરીજ ગયાં ! મરતાં મરતાં કાંઇ શ્રાપ દઇ જવા દશરથે તેમને વિનંતિ કરી, પરંતુ તે અંધ માબાપે શ્રાપ દીધા નહીં. દશરથે જ્યારે ઘણાજ કાલાવાલા કીધા ત્યારે શ્રાપ આપ્યો કે; " જે પ્રમાણે પુત્ર વિયોગથી અમે મરીએ છિયે, તેજ પ્રમાણે તમારૂં મોત પણ પુત્ર વિયોગથીજ થશે !" ખરેખર, રામના વિયોગથી તેમના પિતા, એ દશરથ રાજા, એકદમ મરણ પામ્યા હતા. પેલા અંધ રૂષિ અને અંધ રૂષિ–પત્નિ: સ્વર્ગમાં જઇને પોતાના વ્હાલા દિકરા શ્રવણને મળ્યાં અને એવી કહેતી છે, કે સ્વર્ગમાં દેવોએ આ માત પિતા તથા પુત્રને આ પૃથ્વીના લોકો સર્વદા જૂએ તેવી રીતે મકર રાશીમાં તેમને સ્થાન આપ્યું, તથા મૂખ્ય તારાનું નામ શ્રવણ નક્ષત્ર પાડયું, અને શ્રવણ નક્ષત્ર પાસે પુનમે ચંદ્ર આવે તે મહિનાનું નામ શ્રાવણ રાખ્યું, અને તે મહિનો પવિત્ર ઠરાવ્યો. શ્રવણે માત પિતાની કરેલી ઉત્તમ સેવાનો બદલો ઈશ્વર તરફથી મળી ચૂકયો. માતપિતા પ્રત્યેની શ્રવણની સેવા ભક્તિને ધન્ય છે ! . મા–બાપની સેવા ચાકરી કરવામાં પછાત પડેલાં અભાગ્યાં પુત્રા પુત્રીને આ એકજ દ્રષ્ટાંત બસ છે. મા–બાપની સેવા હિંદુઓમાં વિશેષ પદ ભોગવે છે, તે શ્રવણનાજ દાખલા ઉપરથી. શ્રવણના ચેલાઓએ એક જૂદી ન્યાત સ્થાપી, કાપડી–પંથના નામથી એક પંથ સ્થાપ્યો છે. તે કાપડીઓ એકાદ ભગવું વસ્ત્ર રાખે છે. ભિક્ષા માગે છે, અને માબાપની સેવા કરવાનો ઉપદેશ ગાતા ફરે છે. જેમ શ્રવણના માબાપના વિરહનો અગ્નિ, પાછાં શ્રવણને તેઓ મળ્યાં ત્યારેજ શાંત થયો, તેમજ કાપડીઓ શ્રવણ ગુરૂના વિરહને લીધે તેને પાછાં મળવાનાજ રાગો ગાયા કરે છે.

બુજાવે ઓર ન બ્રહ અગન, બિન પ્રિયદ રસન તોય;
સબ તબપેં કછું નિજ દિસા, સુનિ વાકી ઘટિ હોચ. (દયારામ)

વિરહ રૂપી અગ્નિને ઓળાવવાને પોતાનાં પ્રિયનાં દર્શન રૂપી પાણી વિના બીજું કોઇ જળ સમર્થ નથી. પરંતુ આ દુઃખ કાંઇક ઘટાડવાને એક ઉપાય છે. તે એ કે આપણને પોતાને જુદાઇના તાપનું જેવું દુઃખ હોય તેવીજ તરેહનું દુઃખ આપણાં વ્હાલાંને પણ થાય છે, એવું જ્યારે આપણે સાંભળ્યે, ત્યારે આપણું દુઃખ કંઈક ઘટે, પણ બાકીનું સઘળું દુઃખ તો તેના મેલાપથીજ ઘટે.

## ૩ જી આજ્ઞા.

### વિક્રમે મા-બાપનું કરજ માંડી નહીં વાળ્યું !

પરમાર્થ કરવો એ દરેક માણસનું કર્તવ્ય છે, કેમકે જે કોઈ બીજાનો રૂણી એટલે કરજદાર ન હોય એવો કોઈ પણ માણસ નથી. દરેક માણસ સીધી

કે આડકત્રી રીતે કુટુંબનો, સમાજનો, દેશનો અને જગતનો રૂણી છે, અને એ કરજ પોતાની શકિત પ્રમાણે ફેડવું એ પ્રત્યેકનું કર્તવ્ય છે. એ કરજ ફેડવાનો મુખ્ય ઉપાય પરોપકાર કરવો એજ છે. ઉજ્જનના પરદુ:ખ ભંજની વિક્રમ રાજાએ પોતાની પ્રજાને મનુષ્યના કરજમાંથી મુકત કીધી. હતી. તેના ભંડારમાં અખુટ ખજાનો હતો. એણે વિચાર કીધો કે, માણસને માથે કરજ જેવું મોટું દુ:ખ કોઈ નથી. એ કરજ ચાર પ્રકારનાં છે. ૧-દેવરૂણ; ૨-પિતૃરૂણ; ૩-રૂષિરૂણ; ૪-મનુષ્ય રૂણ. પરમેશ્વરની બંદગી કરવી ભજન કિર્તન કરવું, વિગેરે ધર્મનાં કામો કરવાથી પરમેશ્વરનાં કરજ ટળે છે. ગૃહસ્થાશ્રમ ધારણ કરી, બચ્ચાં છોકરાં પેદા કરીને મા-બાપની સેવા કરવાથી તથા તેમના મુવા બાદ તેમના બાજ રોજગાર તથા શ્રાધ તર્પણ કરવાથી પિતૃરૂણ યાને માં-બાપના કરજથી મુકત થવાય છે. ધર્મ શાસ્ત્ર ભણવાથી રૂષિરૂણ યાને ગુરૂનાં કરજ વળે છે. અને લોકો પાસેથી ઉધાર ઉછીનું લીધું હોય તે તો આ જન્મમાં અદા કરવાથીજ મનુષ્ય રૂણમાંથી, કરજથી, મુક્ત થવાય છે. મનુષ્ય રૂણમાંથી છોડવવાને વિક્રમે એવો ઢંઢેરો બહાર પાડયો, કે આશો વદ અમાસ પહેલાં લોકોએ પોત પોતાનું કરજ પતાવી દેવું. જેમનામાં પોતાનું દેવું પતાવી દેવાની શક્તિ ના હોય, તેમણે પોતાના દેવાંનો આંકડો દરબારમાં રજુ કરી તેટલાં નાણાં સરકારી ત્રીજોરીમાંથી લઇ જવાં, અને જેનું કોઇનું માગતું લેણું હોય તે તેને ચુકતે કરવું. આ ઢંઢેરાનો અમલ થવાથી સો લોક ન-કરજાં બન્યાં; અને બીજે દિવસે પરદુ:ખભંજની વિક્રમાદિત્યનો નવોજ સંવત કાર્તિક શુદ ૧ ને દિવસે ચાલુ થયો, જેનો હાલ ૧૯૭૮ સને ચાલે છે. એટલામાં એક વૃદ્ધ ડાસા ડાસીએ પોતાના નાફરમાન બેટાને શિખવીને વિક્રમની આગળ મોકલ્યો, કે મહારાજ! મ્હારાં માત પિતા કહે છે કે, વિક્રમની સઘળી ત્રીજોરી ખરચાય તોએ અમારા દીકરાએ અમારૂં કરેલું કરજ ફિટાડી શકાતું નથી, તો મને કાંઇ વિશેષ આલો!" વિક્રમ કહે; "હે બેટા! મા-બાપનું દીકરા ઉપરનું કરજ તો વિક્રમ પોતે વેચાય તોએ ફેડી ના શકાય, એ કરજ તો મા બાપની સેવા દીકરા દીકરી ફેડે ત્યારેજ ફેડાય! જા ત્હારા માતપિતાની તુંજ સેવા ચાકરી કર, અને ત્હારે હાથે જાતેજ એ કરજ ફેડ!"

तत्कृतं यन्न कनापि तद्त्तं यन्न केनाचि[illegible] ।
तत्साधितमसाघ्यं यद् विक्र[illegible]कंण भूभुजा ॥

જે કોઈ રાજાએ કર્યું ન હતું, અને જે કોઈ રાજાએ દીધું ન હતું, તથા અસાધ્ય સમજીને કોઈ પણ રાજાએ જે સાંધ્યું ન હતું. તે વિક્રમ મહીપતિએ કર્યું છે, દીધું છે અને સાધ્યું છે, પરંતુ મા-બાપના ઉપકારનું કરજ તો જે તે દીકરા દીકરીઓએજ તેમની સેવા ચાકરી કરીને, તેમની આજ્ઞા પાળીને અદા કરવું

જોઇએ. વિક્રમ જેવા રાજાથી પણ પિતૃરૂણ તો અદા થઇ ન શકે. જગતમાં હરિજનના પુત્ર બે પ્રકારના છે. કેટલાક નિંદાનારા છે, ને કેટલાક નિંદનારા છે. તેમાં એક પિતાના ધનના લેનારા છે, ને બીજા રૂણના લેનારા છે. મા-બાપની અને પ્રભુની સેવા ચાકરી કરનારા તો નમન અને સ્તુતિના કરનારા પુણ્યરૂપી ધન લે છે, અને બીજા નાફરમાની કરનારા નિમકહરામ પુત્ર તો પાપ રૂપી કરજ લે છે. મા-બાપ તો નિર્મળ રહે, હરીજન તો સદા નિર્લેપ રહે. કવિ કહે;

હરિ જનકે સુત રૂબિધિ જગ, બંદક નિંદા સકત:

લે ધન સુકત રૂ પાપ રૂન, સદા અમલ હે ભકત.

મા-બાપના આપણા ઉપર કેટલા કેટલા ઉપકારો છે તે પિંજન કરવાની ઘણી જરૂર નથી. પહેલી ચોપડીના પહેલા પાઠથીજ તે તો આપણે ભણતા આવ્યાં છિયે, પરંતુ મા-બાપની સેવા શાસ્ત્રિય રીતે કરવાની ફરજ વિષે સમજાવવાની જરૂર છે. આપણા મા-બાપ સાથે આપણું ઘણા કાળથી લેણ દેણ ચાલતું આવે છે. આ વિષયમાં મા-બાપની સેવા વિષેજ કહેવાનું હોવાથી મા-બાપે પત્રો તથા પુત્રીઓ પ્રત્યે બજાવવાની સેવા વિષે વર્ણન કરવાનુ નથી, બાકી મા-બાપ જેટલે દરજ્જે અને જેવી રીતે પોતાનાં બાળકોને ઉધારે, ઉછેરે, કેળવે, અને દુન્યાના વહેવારમાં રાખે તેટલેજ દરજ્જે બચ્ચાં મોટપણે મા-બાપની તાબેદારી ઉઠાવે. માટે મા-બાપે દીકરાં દીકરીની સેવા મેળવવી હોય તો તેમને પ્રથમથીજ "લાડ ઘેલાં" કરી મેલવાં નહીં. ગાયને પેટે વરૂ શાં જન્મે? તમે જેવાં હો તેવો તમારો બ્યાર. તજે કસ્તુરી તો કબૂ નહિ ખવાસ; ભુરાં ચીથડાંમાં ભલે રાખ પાસ. જેવું મૂળ તેવું થડ થવાનું. સિંહના પેટમાં સાબર ન પાકે; સિંહનાં બચ્ચાં તો સિંહજ પાકે. જો કે વારંવાર બને છે કે, કેટલાંક છોકરાં નંદન ચંદનની પેઠે સુગંધી આપવાજ પેદા થાય છે, ને કેટલાંક બાળકની પેઠે વર્તન કરીને કુળના ઉચ્છેદ અને પાયમાલી કરવાજ પેટે પેદા પડે છે. શોભીતી અંબાડીવાળા હાથી ઉપર તો મૂર્ખ લોકો પણ ચઢે છે. નટ કે રામશગર પણ પાનનાં બિડાં ચાવે છે. ને રાજા રાણી પણ તાંબુલ વિગેરે ચાવે છે. હાથી કે કીડી પણ પેટ તો ભરે છે. ચકલી કે કબુતર પણ મોટા મહેલોમાં તો વસે છે પરંતુ એમાંના કોઇની સ્તુતિ તો તેજ બેટા બેટીઓની થાય છે, કે જેઓ પોતાનાં મા-બાપને નહીં ફેડાય એવો મોટો ઉપકાર, તેમની સેવા ચાકરી ઉઠાવીને, તેમની આજ્ઞા પાળીને, વાળે છે. જે ના-ફરમાન નિમકહરામ દીકરા દીકરી મા-બાપનું કરજ ફેડતાં નથી તેમને સો વાર ધિક્કાર છે, ધિક્કાર છે, ધિક્કાર છે.

"માત તણા ઉપકાર બરાબર, અન્ય નહીં ઉપકારજ એકે;
માત તણી મમતાની બરાબર અન્ય તણી મમતા કોણ લેખે?

માત તણા ઉપકારની કિંમત, રાજ તણી રિધ્ધિથી અધકી છે;
માત તણી મમતા તણી કિંમતથી, અવધી! અવધી! અવધી છે!"

# મા—બાપની સેવા.

(૨)

"Even when parents are ill tempered and unreasonable, they should be treated with respect and forbearance by their children."—Chambers'.

## ૪ થી આજ્ઞા.

### માતાનાં એક રાતનાં કષ્ટોની કિમ્મત કેટલી?

ઘણા શાસ્ત્રકારોએ લખ્યું છે, કે પરમાત્માએ માણસોની રૂહાંની, ગાઢ મકાનમાં ભરી મૂકેલી છે. જગતમાં જન્મ લેતી વખ્તે પુરૂષની પીઠમાંથી પાણીનું એક ટીપું સ્ત્રીના ગર્ભસ્થાનમાં, ઓરતના રેહમમાં પ્રવેશ કરે છે. ૪૦ દિવસમાં તેને લોહી પહોંચે છે, ત્યારે સ્ત્રીને ૪૦ પ્રકારની વેદના થાય છે. બીજા ૪૦ દિવસમાં માંસનો લોચો થાય છે. ત્યારે ૧૬૦૦ ગણી પીડાકારી થાય છે. ત્રીજા ૪૦ દિવસમાં હાડકાં બંધાઇને હાથ પગ તૈયાર થતી વેળાની ક્રિયા વખ્તે ૨૫૬૦ દુઃખો પડે છે. અને ચોથાં ચાલીસાંની આખરે એ ફિરેસ્તાઓની મારફતે પરમાત્મા તે લોચામાં રૂહ મૂકાવે છે. ત્યાર પછી માતાના દુઃખોનો પાર રહેતો નથી. બાપના બુંદમાં, એક ન્હાના સરખા કતરામાં છેક સાત સાત પેઢીના ગુણદોષ, સારી માઠી ખસલત, ચાલાકી, બુદ્ધિ, ખાંદાંની, રીતભાત, ચાલ ચલણ, રોગરાઈ, આદત, ખોડ ખાપણ એ સઘળું ભરેલું હોય છે શારીરિક કે માનસિક બધાં તત્વોનું બંધારણ પેલાં પાણી સરખાં ટીપાંમાં કોણ જાણે કેવી રીતે સમાયેલું હોય છે! ચોર બાપના બુંદમાં સાત સાત પેઢીનું ચોરીનું લક્ષણ બંધાયલું હોય છે. ધર્મી બાપના બુંદમાં કંઈ પેઢીઓથી ધર્મના અંશનું સત્વ બંધાયેલું હોય છે. પરમાત્માના ગેબી ખજાનામાં રૂહોનો કાંઇ તોટો નથી, પરંતુ બાળકનો ચહેરો તથા તેના શરીરનો રંગ માતાના કરતાં બાપને મુકાબલે વધુ આવે છે. જાનવરોમાં પણ એમજ છે. સુંદર ઉંચી તોખમના ઘોડાનાં બચ્ચાં ઘોડી ગમે એવી હોય તોએ દેખાવદાર આવે છે દારૂડિયા બાપના બેટાઓ દારૂડિયા જન્મે છે. પરંતુ

આપનું બુંદ પોષવાનું જે પાત્ર તે તો માતાનું ઉદરજ છે. જે જગ્યા બુંદ પોખવાની હોય છે, તે જગ્યા સ્વચ્છ ન હોય તો ગમે એવું ઉત્તમ બુંદ ખરાબ થાય છે. એક ગ્રહસ્થને પેટે ૬ છોકરા ને ૩ છોકરી હતી, તે સઘળાંમાં માતાનો ખહિનો રોગ ઉતરેલો હોવાથી સઘળાં ખહીથીજ મરણ પામ્યાં હતાં. કહેવાનો સાર એ છે, કે આપણા જન્મ વિષે જેટલી જવાબદારી બાપની ઉપર છે તેટલીજ માતાની ઉપર પણ છે. કેટલાકો એવું એક ચાર્વાકી સિદ્ધાંત કહી મા બાપની સેવામાંથી છટકવા માગે છે, કે મા બાપે પોતાની ઇચ્છાથી લગ્ન કર્યાં અને તેનું જે પરિણામ આવ્યું તે માટે પરિણામ કાંઈ જવાબદાર રહેતું નથી. પરંતુ આ મઝહકી મત ને ચાર્વાકી સિદ્ધાંત કહેવાય. મા—બાપ પોતાનાં બાળકોને કેટલાં સંભાળે છે. તેમને માટે શું શું કરે છે, તેને થકી અપવાસ, તેની જાળવણીને ખાતર ખોરાકની પથ્ય પહરેઝી, તેને માટે ઉજાગરા, તેને માટે વૃતો. માનતાઓ, ભયો, અને કેડે ફરવાં હરવાની બંધી વિગેરે વેઠીને જે જે ઉપકારો બાપ કે મા કરે છે તેને હિકમત લગાવીને અપકારમાં બદલો વાળનારાં બેટાબેટીઓ કદી સુખી થશે નહીં. અકેકી રાતે બાળકે બિછાના ઉપર અઘમૂત કરી માતાને માટે પોઢવાની જગા પણ નથી રાખી એવી માતા, પલંગની ઈસ ઉપર આખી રાત પડી રહી બાળકને કોરી પથારીએ પોઢાવે છે, તે માતાના ઉપકાર વાળવાની દીકરાંની ફરજ તર્કશાસ્ત્રની રૂએ પણ શું ના પાડી શકાશે ? નહિજ. આ ઉપરથી કવિ કહે છે કે,

"પૂત ન સેવત માત પિતા પદ, પુત કપુત તેં જન્મ ધર્યો કાં ?
પૂતનો પ્રેમ ન માત પિતા પદ, પૂત કપુત જીવ્યો જનમી કાં ?
પૂત જો માત પિતા ન ભજ્યો તવ, પુત પથ્થર પેટ પડ્યો કાં ?
પૂત ન સેવત માત પિતા તવ, ફોકટ ભાર વહ્યો જનની કાં ?

માતાના આવા ઉપકારોથી લીન થયેલા સિકંદર બાદશાહ જ્યારે એશિયા ખંડમાં યુદ્ધ ચલાવતો હતો ત્યારે સિકંદરની માતા ઓલીંમ્પ્યાસ રાજ્યકારભારમાં માથાં મારતી હોવાથી કંટાળીને પ્રધાને સિકંદર ઉપર ફરિયાદ લખી મોકલી, કે "રાજ્ય પ્રકરણી કામમાં, મેસીડોનિયાના કામમાં, માથું નહિ મારવાને તમારી માતાને સૂચવવું !" સિકંદરે ગુસ્સાથી પ્રધાનને પત્ર લખ્યો કે; "ખબરદાર! મ્હારાથી આમ કદી થઈ શકશે નહીં. યાદ રાખજો પ્રધાન ! મ્હારી માનું એક આંસુ તમારાં આવાં એક હજાર પત્રોને ધોઇ નાખવાને શક્તિવાન છે !" પિતા પ્રત્યેના એવાજ ઉપકારોથી વધુ તલ્લીન થઇને પોલંડનો રાજા પોલેસલ પોતાના પિતાજીની છબી પોતાનાં ગળામાં હમેશ પહેરતો હતો. તે લાકીટનેજ સર્વથી કિંમતી ઘરેણું તે ગણતો હતો. કોઈ પણ કામ આરંભતાં પહેલાં તે છબીને રાજા નમન કરતો, ને કહેતો કે; "પિતાજી ! આપની આત્માને ઝાંખ લાગે એવું કૃત્ય મ્હારે હાથથી ના કરાવશો ! હું પ્રભુનો ને તમારો કરજદાર છું. માટે હું બન્નેને નમું છું !"

"નેમખ્વા મહી; ઇયુઇથા મહી, થ્વા મઝદા અહુરા !" હે પરવરદેગાર ! અમે ત્હારાં દેણદાર કરજદાર છિયે, તેથીજ તને અમે ઘણું નમીએ છીએ. પરવરસી કરનારા આપણા એ બન્ને બાપને નમવાની અને તેમની આજ્ઞા પ્રમાણે ચાલવાની આપણી ફરજ છે. દુષ્ટ બાપના બુંદમાં બુન્યાદી ન હશે તો તેનો પુત્ર તેને નમશે નહીં, આ એક જાણીતી કહેવત છે. ટરકી જેનરલ જમાલપાશાની આજ્ઞાથી જ્યારે આરમીન્યનોની અને આરબોની કતલ તુરકી લોકો ચલાવતા હતા ત્યારે, તે કતલ ચાલતી જોઇને તે ખુશ ખુશ થતો સીગાર પીતો હતો ! પાછળથી એનું કારણ એ જણાયું છે કે, ટરકીના સુલતાન મેહમુદના વખતમાં જે જલ્લાદનું, ગળાં ફાંસવાનું, ને ગરદન વહેરવાનું કામ બજાવતો હતો, તેનોજ એ જમાલપાશા પૌત્ર થતો હોવાથી તેના બુંદમાં, તેના લોહીમાં, ક્રૂરપણે લોહી પીવાની ઘાતકી બુન્યાદ તેના બપાવાથી ઓધે ઉતરી આવેલી હતી. વળી એથી ઉલટ અસ્ફંદિયાર જેવો બાદશાહી બુંદનો શાહજાદો રૂશતમ પહેલવાનના હાથ ઉપર કાવત્રાંથી માર્યો ગયો, ત્યારે રૂશતમ ઊપર વેર ન લેવાનેજ તેણે મરતી વખ્તે પણ કહ્યું હતું કે;

હમી દાસ્તાન ઝદ તેહમતન બરૂ;
કે ગર મુશ્ક રીઝદ નરીઝદ઼શ બુ. (શાહનામુ.)

કસ્તુરી ગમે ત્યાં વેરવીખેર કાં ન થઇ જાય, તોએ પણ તેની સુગંધ કદી જતી રહેતી નથી. તેમજ અમીરી અસીલ ખાંદાનનો ખવાસ પડતી ખરતી હાલતમાં પણ જતો રહેતો નથી. માટે હે બંધુઓ ! તમારાં બુંદની બુન્યાદ પરખવાની કસોટી તમારા ખવાસથી બતાવો. તમારા મા બાપની સાથે ભુંડાઇ ન કરો, પણ ગુલામની પેડે વર્તો. તેહમુરસ્પ નામામાં કહ્યું છે કે; ઇરાનના પાદશાહ ફ્રેદુને, પોતાના નઠારા નાલાયક બેટાઓ સેલમ અને તુરની નાફરમાની અને સરકસી વધી પડી ત્યારે તેમને એક પત્ર લખ્યો હતો કે; જે શખ્સ પોતાનાં મા-બાપ સાથે ભુંડાઇ કરે તે પોતાનાં ફરઝંદોથી કદી પણ ભલાઇ નહિ પામે. જે કોઇ પોતાનાં મા-બાપને માન નહીં આપે તે શખ્સ પોતાનાં બેટા બેટીઓ તરફથી માન નહીં પામે. જે કોઈ કે પોતાના ભાઇઓ સાથે દુશમની, અદાવત, અને કુસંપ કરે તે શખ્સ ભાઈના દરજાને લાયકનો નથી. વઝીરોનો અંત કયારે આવે, કે જયારે તેઓ અભિમાન રાખે અને બીજાં સર્વને કશા હિસાબમાં નહીં લેખે. અરે ઓ દુન્યાના લોકો ! યાદ રાખજો, કે આ જમાનો જે છે તે તમારી કરણીનું દફતર છે. એ દફતરમાં નેક કામો અને ભલી કરણીનાજ લેખો લખી રાખો. એ લેખ આ જેહાનમાં ને તે જેહાંનમાં કામ આવશે." ન્હાનું બાળક જેનામાં પોતાની મેળે બેસવા ઉઠવા કે ખાવાપીવાની શકિત નથી, તેવાં બાળકને તેના માત પિતા જે તત્વના બળથી ઉછેરે છે, રમાડે છે, અતિ પ્રસન્નતાથી પોતાના સુખને ભોગે તેને સુખી કરે છે,

તેમજ જે તત્વના બળથી એક બાપ ભારે પરિશ્રમથી ભેગા કરેલા પૈસા પોતાના પુત્રને કેળવવામાં, પરણાવવામાં, અને તેની ઉન્નતિ કરવામાં ખરચી નાંખે છે, જે તત્વ પશુ પક્ષી, કીટ કીડા કે જાનવર માત્રમાં થોડે કે ઘણે અંશે વ્યાપેલું છે તે "કુદ્રતી પ્યાર" નામનું નિર્દોષ તત્વ દરેક માણસનો એક સદ્દગુણ છે. આવા અખંડ પ્રેમને લીધે એક રાજા કહે છે કે, "હું સઘળાં ઉપર સત્તા ભોગવું છું." એક ધર્મગુરૂ કહે છે કે; "હું સઘળાં માટે બંદગી કરૂં છું." એક ધારાશાસ્ત્રી કહે છે કે; "હું સઘળાં તરફથી વકીલાત કરૂં છું." એક સિપાહુ કહે છે કે; "હું સઘળાં માટે લડું છું." એક મજુર કહે છે કે; "હું સઘળાં માટે તન તાવી નાખું છું." પણ મા બાપ કહે છે કે; "અમે અમારાં ફરઝંદો સારૂ સઘળું કર્યે છિયે." આમ સઘળાં પ્રેમને લઇનેજ એક બીજાં માટે કાર્ય કરી રહ્યાં છે, તો પછી ફરઝંદો શું એકલાંજ નિમકહરામી અને નાફરમાની કરવાનો ઇજારો લઈ આવ્યાં છે ? પ્રેમ અને પ્યારના તત્વ ઉપરજ પોતાના આશ્રિત કુટુંબને નિભાવવાની જેવી મા બાપની ફરજ છે. તેવી ઘડપણે દીકરા દીકરીઓની પણ મા-બાપની સેવા બજાવવાની ફરજ છે. ત્યારે ખુદા તરફ બજાવવાની આપણી જેવી ફરજ, તેવીજ મા-બાપ તરફની ફરજ આપણે સમજવી જોઇએ.

"જેણે માત તાત તણો પ્રેમરસ પીધો નહી,
પ્રભુ તણો પ્રેમરસ પીધો તે શા કામનો ?
પ્રસન્ન કર્યાં ન માત તાતને પૂજન કરી,
રહ્યો ન આ દેહ પછી કાંઈ તણા કામનો;
મેળવ્યો ન ભાવ માત તાત તણો ભલી ભાતે,
કામનો ન ભાવ મળ્યો જગત્ તમામનો;
માત તાત પ્રસન્ન કર્યા ન તેણે મેળવ્યો ન,
જગતમાં જીવી લાભ કુર્તીરે બદનામનો."

લૉર્ડ લાંગડેલે પોતાની માતા વિષે એક વેળા કહ્યું હતું કે; "તરાજુનાં એક પલ્લાંમાં મ્હારી માવતરને મૂકો ને બીજાં પલ્લાંમાં આખી પ્રથ્વીને મૂકો તો મ્હારી વ્હાલી માયવાળું પલ્લું જરૂર નીચે બેસશે; ને આખા જગતનું પલ્લું ઉંચે ચડી જશે !" અર્થાત્, એક સલુકના દીકરાની માતૃભક્તિ વીશે કેવડી ઉંચી પ્રીતિ હોવી જોઇએ, તે આ ઉપરથી સહેલથી સમજી શકાય છે.

## ૫ મી આજ્ઞા.

**પગનું ખાસડું પગમાં શોભે, માથે નહીં શોભે.**

હોમ્યોપથી વિદ્યા કહેછે, કે કોઈપણ રોગના મૂળને તેજ રોગના મૂળથી મારી શકાય. જયારે એલોપથીની વિદ્યા કહે છે, કે રોગને તેના ઉતારથી, ઝેરને

તેનાં પાવઝેરથીજ મારી શકાય. માબાપની સેવા મોટપણે ફરજંદો ઉઠાવે ને બુઢાપામાં તેઓ તેમની આજ્ઞા માને તેને સારૂ તો ઉપલી બન્ને વિદ્યા જરૂરની છે. દુષ્ટ મંત્રિથી રાજાનો, કુસંગથી યતિનો અને લાડ લડાવ્યાથી પુત્રનો નાશ થાય છે. એવા લાડીલા પુત્રો, એવાં લાડઘેલાં બચ્ચાંઓ નીતિ સંબંધી કાંઇ મોટા ગુનાહ કરે છે, તો પણ માયામાં આંધળાં થએલાં માતપિતાથી તેમને શિક્ષા કરી શકાતી નથી, તેમણે ઠપકો સરખો પણ આપી શકાતો નથી. જેનું પરિણામ એ આવે છે કે; ધીમે ધીમે તે બચ્ચાં હઠીલાં, મનસ્વીપણે જે ગમે તે કામ કરનારાં, ઉદ્ધત, અને દુર્ગુણીજ બનતાં જાય છે. માટે માબાપે ઘરમાં વાઘ અને બહાર તો બકરી જેવાં રહેવું. હૃદયનો પ્રેમ મોહમાયા રૂપમાં ફેરવાઇને મોહાંધતાના સ્વરૂપમાં બદલાય છે, તે વખતે માણસોએ બહુજ સાવધ રહેવું જોઇએ. પ્રેમરૂપી તલવાર એવી છે, કે જો તેનો સદ્ઉપયોગ થાય તો સેંકડોનું રક્ષણ કરે, અને દુર ઉપયોગ થાય તો આપણો પોતાનો અને સેંકડો નિરપરાધીઓનો પણ નાશ કરે છે. માટે હે બાપો! પગમાંનું ખાસડું પગમાં રાખો. રોમના કેટલાક શહેનશાહો બચપણમાં સારા હતા, પણ ગાદીએ બેઠા પછી ધનના લાડે અને અધિકારના મદથી તેઓ ભ્રષ્ટ થયા. મકોડાને પાંખ આવી તે મરવાનીજ નિશાણી. નેપોલ્યન બોનાપાર્ટ પહેલાં ભલો હતો પણ વિનાશ કાળ આવ્યો ત્યારેજ તેને ગર્વ સુઝ પડયો વળી કવિ વર્ડસ્વર્થ, અને હેનૂરી માર્ટીન એ બન્ને નાનપણમાં ખરાબ સ્વભાવના, ચિડાઉ, ઉદાસિન, અને શોકમય હતા. બન્ને જરા જરામાં ઉશકેરાઇને કામ વધારી મેલતા હતા. ઉમ્મરે તેમને ડાહ્યા બનાવ્યાં, અને આખરે તાબેદાર બેટા તરીકે સુખી કેમ થવું તેનો ધડો પોતાનાજ અનુભવથી બીજાંઓને આપી ગયા, કે બચ્ચાંને લાડ-ઘેલાં કરવાથી મા-બાપો તેમનું ભવિષ્યનું અહિત કરે છે. જેવું મા બાપ છોકરાંને આપે તેવુંજ તેઓ લે છે. દુનિયાનો એજ કાયદો છે, કે જેવો માલ તેવું મૂલ્ય. શાયર વદે છે કે;

"હએ દુનીયા જીસકા નામ મીઆં, યહ ઔર તરેહકી બસતી હએ;
જો મેહંગોંકુ યેહ મેંઘી હય, ઓર સસતોંકુ યેહ સસતી હએ.
ઇહાં હરદમ ઝઘડે ઉઠતે હએ, હર આન અદાલત બસતી હએ;
ગર મસ્ત કરે તો મસ્તી હએ, ઔર પસ્ત કરે તો પસ્તી હએ.
કુચ્છ દેર નહી, અંધેર નહીં, ઈનસાફ ઔર અદલ પરસ્તી હએ;
જીસ હાથ કરો ઇસ હાથ મીલે, ઈહાં સાદા દરતી બદરતી હએ."

મુંબઇ શહેરમાં કેટલાક એવા દાખલા બનેલા છે, કે એક ફીટર બાપે ભારે પરિશ્રમ લઈને પસીનો પાડી પાઈ પાઈ ભેગી કરી પોતાના પુત્રને શિખવ્યો કેળવ્યો; એક બાવરચી જેવા પિતાએ ગધાવઈત્રું કરીને મેળવેલો પૈસો પોતાના દિકરાને ડોકટર બનાવવા પાછળ ખરચી દીધો; એક મોબેદે મોબેદી

પેશામાં ઘાંટાં પાડી જીવ પટકીને મેળવેલી પુંજી પોતાના દીકરાને એમ. એ. કરવા પાછળ ખરચી દીધી; એક વીસી ધરાવનારે દીકરાને ઈંગ્લાંડ મોકલી ઉંચી કેળવણી આપી; પરંતુ અફસોસ! તે દીકરાઓને બાપેજ "બાવા—બાવા" કીધાથી, બાપેજ તેમની ગુલામગીરી કીધાથી છકી બકી જઇને છકેલ એમ. ડી. અને છટેલ બેરીસ્ટર બેટાઓ મુંબઈ આવીને બાપોને બંદર ઉપરથીજ કહેવાડે છે કે, "બાવા! હું ઉંચી સોસાયટીમાં હવે ભેળાવાનો, મને મળવા અને મુલાકાત આપવા મોટ મોટિયારો આવવાના, માટે મ્હારે એટીકેટ જાળવવા સારૂ હવે તમારાથી જૂદા રહેવું જોઇએ! હું તમારા જેવા ધંધાદારીનો દીકરો છું એમ મંડળમાં દેખડાવવું ન જોઇએ! માટે તમે મ્હારી મુલાકાતે પણ આવશો ના, મળવું હશે તો નવરે વખ્તે હુંજ તમને મળી જઈશ!" વિગેરે—વિગેરે પગમાંનું ખાસડું મગમાં નહીં રાખીને "બાવા—બાવા" કરીને છકાવ્યાનાં એ પરિણામ. કાર્દિનલ વુલ્સી, ડીફો, એકેનસાઈડ, અને કર્કવ્હાઇટ ખાટકી બાપોના બેટા હતા છતાં કસાઇ-પુત્રો કહેવાઈનેજ તેમણે નામદારી મેળવી હતી, તે આ છકેલ ગ્રેજયુએટો કેમ ભૂલી જતા હશે! બ્રાહ્મણ પુત્ર જન્મવાથી ને મોબેદના દીકરા થઇને ઉંચી કેળવણી લીધાથી તો ઑર વિશેષ શોભા છે. જસ્ટીસ રાનડે અને જસ્ટીસ ટેલંગ બ્રાહ્મણના દીકરા હોવાથી કંઈ લજ્જા પામ્યા નો'તા. મોબેદનાજ દીકરાઓ જમશેદજી ટાટા, ફીરોજશા મહેતા, ને દાદાભાઇ નવરોજી હતાને? હિંદુસ્થાનની લડાઇઓમાં નામ કાઢનારા લોર્ડ હાર્ડિંજ કર્નલ એડવર્ડસ, અને મેજર હોડસન એ ક્રિશ્ચિયન પાદરીઓનાજ બેટા હતા, છતાં તેઓએ તો બ્રાહ્મણ-પુત્ર હોવાની લજ્જા નો'તી ધરી. આવી હલકી બુદ્ધિના ને લંગડી અકકલના જે ગ્રેજયુએટોએ પોતાના પિતાની આખા ભવની રળેલી દોલતે સુખની ને આબરૂ દરકારની જીંદગી પ્રાપ્ત કરી, તેઓ જો છેવટ દહાડે મા બાપનો ધિક્કાર કરી નાફરમાન ને નિમકહરામ થાય તો તેમણે કેળવણી લીધીજ નથી એમ કહેવું જોઇએ. એવી કેળવણી ઉપર ભઠ્ઠ પડો!

"જેણે માત તાત તણી પ્રાર્થના ન પ્રિત્યે ગાઇ,
પ્રભુ કેરી પ્રાર્થના જે ગાઇ તે ન ગાઇ છે;
ચાહી નહિ માત તાત તણી પુજા ચિત્ત માંહી,
પ્રભુ તણી પુજા ચિત્ત ચાહી તે ન ચાહી છે;
જેણે માત તાત તણી આંતરડી ઠારી નહીં;
અન્ય તણી આંતરડી થારી તે ન ઠારી છે,
ચાખી ન પ્રસાદી માત તાત તણી મન કરી,
પ્રભુની પ્રસાદી ચાહી ચાખી તે ન ચાખી છે." (ગુજરાતી કવિ.)

હે પુત્રો! ઑર તમે ખુશી થાવ, કે તમારાં ગરીબ માબાપો તમારી ચઢતી સ્થિતિ જોઇને પોતાની આગલી નમળી પાતળી સ્થિતિ યાદ કરીને હર્ષનાં

આંસુ પાડે. તેમને તમે હવે છારવો, તેમને હવે તમે ઠારવો, તો તેઓ કેટલાં બધાં ખુશી થાય! થિબ્સના નામાંકિત યોદ્ધા ઇપેમિનન્ડાસને કોઇએ એક વેળાએ પૂછયું કેઃ—"તમારી આખી જીંદગીમાં તમને અત્યંત સંતોષ અને ખુશાલી ઉત્પન્ન કરાવનારો બનાવ કીયો બન્યો છે?" ત્યારે તેણે જવાબ દીધો હતો કે; "મોટી લડાઈમાં મને ફતેહ મળી તેની વધામણી સાંભળવાને મ્હારાં માત પિતા જીવવા પામ્યાં હતાં, એ વાત મ્હને સૌથી વધારે ખુશાલી ઉત્પન્ન કરાવનારી અને મોટામાં મોટો સંતોષ આપનારી નિવડી છે. આથી વધારે મન ગમતો ને મન માનતો એકે બનાવ મ્હારાં જીવનમાં બન્યો નથી." બંધુઓ! ફાટાં લુગડાંએ ને ઘરડાં મા બાપે તે કાંઇ શરમ છે? ગરીબ સ્થિતિ ને ગરીબ મા–બાપે તે કાંઇ લજ્જા છે? કવિ મીલ્ટન લંડનના એક ફી કારકુનનો પુત્ર હોવાથી તેને કાંઇ લાજ લાગી? પોપ અને સધે જેવા કવિરાજો કાપડ વેચનારાના દીકરા હોવાથી કાંઇ શરમાયા હતા? ઉલટું, તેમણે પોતાની જાતિ ચંચળાઈથી ગરીબ કુટુંબનો દહાડો ફેરવ્યો હતો. પ્રોફેસર વીલ્સન તો એક ગરીબ કારિગરનો બેટો હોવામાં માન સમજતો હતો! મેકોલે જેવો મહાન લેખક, એક આફ્રિકન ફેરિયા વેપારીનો દિકરો હોવાથી લજવાતો નો'તો. એ સઘળાઓ પોતાનાં નસીબ ફેરવ્યાં તો ફેરવ્યાં, પણ પોતાનાં કુટુંબને આગળ પાડવામાંજ શોભા માની. કીટસ એક ગરીબ ગાંધી હતો, અને સર હંફ્રી ડેવી તો એક ગાંધીની દુકાને નોકર રહેલો હતે, તેથી કાંઇ હલકા ધંધાએ તેમને બેઆબરૂ લગાડી? ધંધો માણસને લજાવતો નથી, પણ માણસ ધંધાને લજાવી શકે. નીચાં મા–બાપનું અને નીચાં કુળનું શરમાવાનું હોતુજ નથી. નીચાં કે હલકાં મા–બાપ તેમનાં બચ્ચાંઓને મનથી તો એક રાજા રાણી કરતાં પણ વધારે મોટાં છે. પેલી બ્રાહ્મણી નામની શ્રીમંત ઉમરાવ ખાંદાનની, ઉંચાં કુળમાં જન્મેલી છતાં એક ગરીબ પણ ધર્માત્મા બ્રાહ્મણ, ભિક્ષુક બ્રાહ્મણનેજ પરણવામાં ઉકમાઇ લેતી હતી. પૈસે કંગાળ બાપનો બેટો કંગાળજ નિવડે એવો કાંઇ સિદ્ધાંત નથી. પેલા "કમનસિબ જેકોડ"નું જીવન વાંચો. તેને કેળવણી આપવા જેટલી પણ માબાપની ગુંજાસ ન હોવાથી માબાપે તેને કોઇ કાગદીને ત્યાં ચોપડાં બાંધવાં માટે રાખ્યો હતો. જાતિ ચંચળાઈથી તેણે ભાગ્યનો ઉદય કર્યો, અને પોતાનાં માબાપનેજ પોતાની સુખી હાલત માટે આભારી લેખી કહેતો કે; "માબાપની મહેરબાનીથી હું સારા ધંધામાં પહેલાંથીજ મૂકાયો હતો!" જે ઉછાંછલા ઉછંકલ બેટાઓ શીખી ભણી નામદાર થાય, પરંતુ પોતાના હલકા ધંધાના, હલકા પોષાકના, સાદા માંદા, ભોળાભાળા બાપની પાસે બેસવામાં કે બાપની જોડાજોડ ફરવા હરવામાં પોતાને અપમાન માનતા હોય, લજવાતા કે શરમાતા હોય તેમના જેવા દગાખોર દુશમનો આ ધરતી ઉપર બીજા કોઇ હોતા નથી. ફીરદુશી એક ગમ કહે છે કે;

ચુ દુશમન બુવદ ગુફ્ત ફરઝંદે બદ,
ફરાઝશ ન બાયદ કશીદન બ પીશ;
ચુનીન ગુફ્ત માન મોબેદે રાસ્ત કીશ.
"કે ચુન પુરે બા સહમ મેહતર શવદ;
અઝુ બાબરા રૂઝ બદતર શવદ.
રહી કઝ ખુદાવંદ સર બર કશીદ;
અઝ અંદાઝેહ પસ સરશ બાયદ બુરીદ!"

એક નિમકહરામ દિકરો તે દિકરો તે દિકરો, નહીં પણ બાપનો દુશમન સમજવો. એવા ભુંડા દીકરાને વધારવો જોઇતો નથી. એ વિષે સાચા ધર્મી મોબેદે એમ કહ્યું છે કે; જ્યારે મા બાપને હલાકી પહોંચાડનારો એક બેટો જો લશ્કરનો સરદાર થાય, કિંવા દેશમાં અગ્રેસર થઈ પડે ત્યારે તેના પિતાનો દહાડો બરૂગ તે થાય છે. જે ગુલામ પોતાના શેઠને જો નાફરમાન કે નિમકહરામ થાય તો તો તેનું માથુંજ ધીમે ધીમે કાપી નાખવું જોઇએ.

---

## મા-બાપની સેવા.



(૩)

For parents to hope everything from the good education they bestow on their children is an excess of confidence; and it is an equally great mistake to expect nothing, and to neglect it."—La Bruyere.

### ૬ ઠી આજ્ઞા.



નખે ટુંપી નહીં નાખશો તો કોવાડાથી પણ છેદાશે નહીં.

બાળકોનાં મન કોરાં કાગળ જેવાં હોય છે. તેના ઉપર આપણે જે લખવા ધારીએ તે લખી શકાય છે. પરંતુ એકવાર લખ્યું તે પથ્થરના લેપ જેવું મજબુત થઈ જાય છે, માટે બાળકનાં મનની તખ્તી ઉપર જે કાંઈ લેખ કોતરવો તે સંપૂર્ણ વિચાર કરીનેજ કોતરવો. હાલ એને નખે ટુંપી નાંખવો હોય તો તેમ થઈ શકે તેવો છે, પછી તો કોવાડાથી પણ તે છેદાવો કઠણ છે. મા-બાપે વૃધ્ધપણામાં દીકરી દીકરા પાસે સેવા ચાકરીની ઉમેદ રાખવી હોય તો નાનપણથીજ તમને સારી નીતિજ્ઞાન અને ધર્મિ કેળવણી આપવી. અધર્મિ, અનીતિની,

અવિવેકની, ને નાસ્તિક કેળવણીમાં જો બચ્ચાંને ઉત્તેજન આપ્યું તો મોટપણે તે બચ્ચાં મા બાપને પણ ઠોકરે મારે છે, ચાબખે છે, ને ખુદાના ઉપર અવિશ્વાસુ બનવાથી નિમકહરામી, નાફરમાની, અને અપકાર કરવામાં તેઓ નફ્ફટ ને નિષ્ઠુર થઇ જાય છે. એટલા માટે ઇંગ્લંડની રાણી એલીઝાબેથના વઝીર લોર્ડ બર્લેએ મરતી વેળાએ પોતાના દીકરાને પાસે-બોલાવીને એવી શિખામણ આપી હતી કે; "દીકરા ! ત્હારાં બચ્ચાંઓને કેળવણી આપી નીતિ અને નમ્રતા સારી પેઠે શિખવજે પરંતુ તેમના ઉપર દેખીતો કાંઇએ જુલમ કર્યા વિના તેમને જાહેરમાં શાબાશી આપજે, ને ઠપકો દેવાનો પ્રસંગ આવે તો તે ખાનગીમાં ગુપ્ત રીતે આપજે !" આમ કરશે તો ત્હારાં બચ્ચાં તને માન આપશે. ફીરદુશી કહે,

ચુ ફરઝંદ બાશદ બ ફરહંગ દાર,
ઝમાને ઝે બાઝી વરૂ તંગ દાર.

હે ભાઈ ! જો ત્હારે પેટે બેટો પેદા પડયો હોય તો તેને ઘણો વખત સારી કેળવણીજ આપજે; અને રમત ગમત કે ચેનબાજી માટે તો તેને થોડોજ વખત આપજે ! લૉર્ડ બ્રોમનું મત એ છે, કે એક બચ્ચું તેની ૧૮ અને ૩૦ મહિનાની ઉમ્મર માંજ આ દુન્યા વિષેનું સર્વથી વિશેષ જ્ઞાન મેળવે છે, તેમજ પોતાની શકિતઓ સમજી જાય છે. બીજી ચીજોના ગુણદોષ પણ સમજી જાય છે; અને પોતાની તેમજ પારકાંઓની મગજશકિત પામી જાય છે. એટલા માટે બચ્ચાંને જેમ બચપણથીજ લાડ-ઘેલાં કરવાથી માબાપને પણ નાફરમાન થઈ સંતાપે છે, તેમજ વળી તેમનાં કુમળાં મગજ ઉપર ભયના અને બાયલાં હિચકારાં બનાવનારા છાપ છાપ્યાથી તેઓ સંસારના ઘસારાને નાલાયક થઈ પડી, માબાપને માથે પડે છે. એસીર્યન માતાઓ પોતાનાં બચ્ચાંઓને "હે નાર્સિસ આવ્યો ! નાર્સિસ આવ્યો !" એવી ધાક આપી ચુપ રાખતાં હોવાથી કંઈકંઇ બચ્ચાંઓ ફાળ ખાઈ મુઆં છે. સીરિયન માતાઓ પોતાનાં રોતાં બાળકોને બંધ રાખવા સારૂ ઝબકાવતી હતી કે; "જૂઓ ! જૂઓ ! પેલો રિચર્ડ ! કયોર ડી લાયન આવ્યો!" લાયન તે જાણે સિંહજ હશે એમ માનીને ઘણાં બાળકો માણસ માત્રને જોઇને બીતાં હતાં. ગૉથીક સરદાર બોહની બીક આપીને ડ્ચ માતાઓ પોતાનાં બાળકોને "બોહ આવ્યો ! બોહ આવ્યો!" કરીને બિવાડતી હોવાથી ડ્ચ બચ્ચાંને એક જાતની નઠારી તાપ લાગુ પડતી હતી. હિંદની માતાઓ "એ પોલો બાહુ આવ્યો" કરીને બાહુબળિ રાજાનો ભય આપતી હોવાથી હિંદુ બાળકો હેબતાઈ રહેલાં માલુમ પડતાં હતાં. યાહુદી માતાઓ "જોયો કે પેલો લીલીથ !" એમ કહીને બાળકોને બાયલાં બનાવતી હતી. હંગેરીના રાજા મેથ્યાસ-કોવાનસના ભયાનક તરખાટને લીધે ટર્ક માતાઓ પોતાનાં બાળકોને છાનામાના રહેવા માટે ગભ-

શાવતી કે; "મૂગો રહે! નહીં તો ત્હારૂં રડવું સાંભળીને મેથ્યાસ પાછો આવશે, ચપી જા!" આ હેબતને લીધે કંઈક બાળકોને મૂગાપણું આવ્યું, ને કંઈકના તો પ્રાણ ગયા અંગ્રેજ માતાઓ "લુન્સફોર્ટ"ના નામથી બચ્ચાંને ઝબકાવતી, અને બંગાળમાં તેમજ દક્ષિણ હિંદુસ્થાનમાં માતાઓ પોતાનાં બચ્ચાંને ચુપ રહેવા સારૂ "ટીપુ વાઘ આવ્યો!" આમ કહી ગભરાવી મારતી હતી, જેથી વારંવાર પ્રજા ને પ્રજા બાયલી ને હિચકારી નિવડતી હતી. આવા ખોટા ભયથી બચ્ચાંઓ એકાએક મરણ પામતાં જણાયાં છે. તેઓ શાથી મરણ પામે છે, તની પણ માત પિતાને ખબર પડતી નો'તી.

"No brother, sister, friend, no parent nigh,
To soothe his pangs, or catch his parting sigh;
Alone, unknown the Muses' darling dies,
And with the vulgar dead unnoted lies"

## ૭ મી આજ્ઞા.

### પુત્રી તો પારકા ઘરને શોભાવશે!

"પુત્રી તો પારકા ઘરને શોભાવશે!" એવી માન્યતાથી જેઓ પુત્રીને કેળવણી આપતા નથી, તેઓ પોતાના પ્રેમને કલંક લગાડે છે. એટલુંજ નહીં પણ પોતાનાં કુળને પણ કલંકિત કરનારા થઇ પુત્રીઓની સેવા ચાકરીની ફરજમાં નિષ્ફળ જાય છે. પુત્રી અને પુત્ર એકજ પિતાની બે આંખો છે. માતાના હાથ પગ એ બન્ને છે; અને માતા પિતાના પ્રેમ ઉપર એક સરખો બન્નેનો હકક છે; છતાં આ પ્રમાણે ઓછું વ-તું હેત બતાવવાથી મા બાપનેજ દુઃખ થાય છે. કેળવણીના સંસ્કાર પામેલી પુંત્રી સાસરાંમાં સુખી રહે તો માબાપને તેટલો સંતાપ ઓછો. કેળવણી વિનાની પુત્રી દુઃખમાં દિવસો ગાળે તો તેનો બળાપો પણ મા બાપનેજ, નીતિ રીતિની કેળવણી વગરની પુત્રી જો દુરાચરણી નિવડે છે, તો વળી મોટો જોખમ મા-બાપનેજ પહોંચે છે, ને કુળને કલંક લાગે છે. માટે બેઉ સરખી આંખે જોવું જોઇએ. જ્યારે પાત્ર હોય છે ત્યારે વિત્ત નથી હોતું, ને વિત્ત હોય છે ત્યારે પાત્ર નથી હોતું એમ ચિંતામાં પડેલો મહુડો જેમ રૂદન કરતો બેસે છે, તેમ ધર્મ નીતિની, સંસાર વહેવારની કેળવણી લીધા વિનાની પુત્રીની નાફરમાની અને માથે છેડો મૂકીને ફરવાની રીતભાતથી મા બાપનેજ હાથ ચોળતાં બેસીને પસ્તાવો કરવો પડે છે. એવી છકેલ છોડીઓ જે કાંઇ કામ કરે છે તે મા બાપની ઉપરવાળી થઇનેજ કરે છે. આ બધાં અભણપણાનાજ પ્રતાપ છે.

વળી જે મા-બાપો પેટનાં જણેલાં બાળકો પૈકી એક ઉપર હેત રાખી બીજાં ઉપરથી મન ઉતારો કરે છે, તેઓ પણ પરિણામે હેરાન થાય છે. તવારીખમાં એવાં સંતાપેલાં મા-બાપોના ઘણા દાખલા મળે છે. ઈરાનના પાદશાહ ફરેદુને પોતાના ન્હાના બેટા એરચ પ્રત્યેના બેહદ પ્રેમને લીધે, તેમ તેની ચંચળાઇથી ખુશી થઇને, પ્રાચીન કાળથી ચાલતો આવેલો વહેવારી રવૈયો તોડયો. બાપના મુવા પછી વડા દિકરાને રાજગાદ્દી ઉપર આવવાનો જે હક, તે છિનવી લઇને પોતાના રાજ્યની વહેંચણી તેણે ગેરવાજબી રીતે કીધી, જેથી તેના ૩ દિકરાઓ તુર સેલમ, અને એરચ વચ્ચે ભારે કજીયો જાગ્યો. લઢાઇઓ ચાલી, અને પાછલા જમાનાના કૈયાંની વંશના પાદશાહોમાં પણ કીનો વ્યાપ્યો. આ ભૂલ માટે ફરેદુનને પોતાને પણ ભારે પસ્તાવો થયો હતો. પાછલા લખનારાઓ ઇરાનની મહાન લઢાઈમાં રેડાએલાં લોહીને માટે આ ભલા બાપ ફરેદુન પાદશાહનેજ બદનામ કીધા વિના રહ્યા નથી માટે કોઇ પણ બાપે જો પોતાનાં મરણ પછી પોતાનાં કુટુંબની પાયમાલી થતી અટકાવવી હોય તો પોતાના અમુક દિકરા ઉપર મોહબ્બતથી લોભાઇને અનિષ્ટ કરવું નહીં. એરચને તેના ભાઇઓએ કાપી નાંખીને તેના બાપ ફરેદુન હજુર, જ્યારે લોહીથી ઝર-ઝરતું તેનું માથું સોનાની તબકમાં મૂકીને તેના ઉપર મોકલી આપ્યું, અને એરચના શરીરના ટુકડાઓ જંગલી જનાવરોના ભક્ષ સારૂ પેલા બાપથી નારાજ થયેલા બેટાઓએ ફેંકી દીધા, તે વારે પેલા ગેરવાજબી વહેંચણી કરનારા બાપને એટલું બધું દુઃખ થયું હતું, કે તે ગમમાં ને ગમમાં ગીરફતાર થઇને, તમામ એશઆરામ તજી દઈને, લાંબો વખત સૂધી ખુલ્લી ભોંય ઉપર પડીને રડ્યા કરતો હતો; તે એટલે સુધી, કે તેની બગલ માંહેલા બાલ પણ ઘાસ જેવડા લાંબા થઇ ગયા હતા! માટે બધા બાપોએ બચ્ચાંનો પ્રેમ કાયમ રહેવા સારૂ બેઉ સરખી આંખે જોવું જોઇએ. તોપણ ફરેદુન એટલો તો ડાહ્યો હતો, કે એક ખુનનો બદલો બે દિકરાના ખુન કરીને લીધો નથી.

"શનીદી કે બર ઇરચે નેક બખ્ત, ચે આમદ બ તુર અઝ પયે તાજોતખ્ત?
બદ અઝ તુરો સેલમ આમદ અંદર ઝમીન, સરાસર બે ગુસ્તર્દ બી દાદો કીન.
ફરીદુન કે અઝ દર્દે દિલ રૂઓ શબ, બનફ્રીન કુશાદી બરીશાં દો લબ.
બ યારીએ દાદારે નેકી દેહેશ, હમશ મેહરે દીલ બુદો હમ પરવરેશ."

(શાહનામુ.)

તમો જાણો છો? કે નેક બખ્ત એરચ ઉપર તાજ અને તખ્તને લીધે તુર તરફથી કેવી કેવી વિપત્તિઓ પડી? તુર અને સેલમથીજ જગત્માં ભુંડાઇનું બી રોપાયું; અને અન્યાય, જુલમ, તથા કીનો કપટ ચોમેર ફેલાઇ ગયો. પાદશાહ ફરેદુન જોકે આવા નાફરમાન ને નિમકહરામ બેટાઓ ઉપર દુઃખા-

થેલાં દિલે ધિક્કાર ને લ્યાનત નાખતો હતો, તોપણ પરવરદેગારની બક્ષેશથી તેના દિલમાં દયા હતી, અને દયાના કામોમાંજ તે મોટો થયો હતો, જેથી પેટના જણેલા આવા નાલાયક બેટાઓ ઉપર કીનો નહીં લીધો હતો.

## ૮ મી આજ્ઞા.



બાપ—બેટાને એક શિક્ષા પત્ર.

હે દુઃખી બાપ! પૈસાને ખાતર દિકરાઓ તને ગાંડો ઠરાવવા માગે છે. અને તેઓ કહે છે, કે તું લાખો રૂપ્યાની દોલત દિકરાઓને નહીં આપતાં એક હલકી જાતની સ્ત્રીના વિષયને વશ થઈ તેણીને સઘળું આપી જવાનું વસિયત કરે છે! તમો બન્ને બાપ બેટાઓ એકેક કરતાં અધિક દુઃખી થઈ પડયા છે. હે બાપ! તેં જો સકમાઈના પૈસા મેળવ્યા નહીં હશે તો તું આવી વેશ્યા સ્ત્રીનેજ પાપી પૈસો આપી જવા લલચાશે હે બેટાઓ!. જો તમારા બાપનો પૈસો હરામનો સમજતા હો, તો તે પૈસાની ઘણી કનવાર કરશો મા. બાપ કહે છે કે, "મેં કેવાં કેવાં કુંડાં કપટ કરીને દોલત ભેગી કરી, હવે તેના ઉપર ત્રાપ મારવા સારૂ મ્હારા કફોડા દિકરાઓ તલપી રહ્યા છે; ને હું સોને શિખામણ દઉં એવો હરતો કરતો છું છતાં મ્હને ડાકટરો પાસે ગાંડો ઠરાવવાના પ્રપંચો કરે છે! લાંચ્યા ડાકટરો પણ મ્હને ગાંડો ઠરાવી વગર ગુનાહે તુરંગમાં રાખવાની સરટીફીકેટ આપે છે, અને મ્હારાં સગાં વ્હાલાંઓને પણ મળવા ભેટવા આવતાં બંધ કરે છે! મ્હારી બાયડી, એ દુકતાઓની માય થતી, મરી ગઈ ત્યારે ઘડપણમાં મ્હારી ચાકરી કરવા સારૂ મેં નાતું કરવા કીધું, તેમાં પણ નાપેકારો આડા પડયા. હું મ્હારૂં દુઃખ કોની આગળ રડું! દીકરા થતા નિત ઉઠીને નડ્ડીં તેવી મ્હને ગાળો ભાંડે છે, તે મ્હારાથી સાંભળી પણ શકાતી નથી. દિકરાઓથી દુઃખી થયેલો બાપ એમજ સંતાપ કરે છે કે;

"કુયા તાબ બર્કમેં જો મુકાબિલ હો આહકે,
નાલેકે મેરે રદનેકી ભી હમસરી ન કીઇ!"

વિજળીમાં પણ કયાં એવો તાબ છે કે, મ્હારી આહ નિકળે છે તેની બરોબરી કરી શકે! અને આકાશ ઉપરનો ગગડાટ પણ મ્હારા જારી કરવાના પોકારોનો મુકાબલો કેમ કરી શકે!

દિકરાઓ કહે છે કે; "લાખો રૂપ્યાની દોલત અને વડીલોપાર્જિત મીલકત આ ઘાંખરો એક નીચ રાખને અને તેને પેટનાં છોકરાંઓને આપી જવા માગે છે. અમોને અને અમારાં બુવાંઓને રખડાવી જવા માગે છે. અમે પૈસે

પૈસે ફાંફાં મારી અમારાં બાળકોને એક વેરજ ખવડાવીને ગુજારો કર્યે છિયે, અને આ ચડી ગએલો બાપ થતો બાપ ખાળિયામાં કંચન ખંખેરવા માગે છે. સૌ અમ દીકરાઓનોજ વાંક કાઢે છે, પરંતુ આવા બાપનો સંતાપ અમારાથી કેમ ખમી શકાય! એને સમજાવવા પટાવવા જઇયે છિયે, તો મ્હોં ચૂકીને સારાં માણસો દેખત તરેહવાર અપશબ્દો અને નાલાયક ગાળો આપે છે. અમે કરજદાર થઇ ગયા છિયે, તેની પણ એ ના-કદરને કદર આવતી નથી. રાતદિન વ્યાજ ભરતા ભરતા મરીએ છિયે, કરજના સોસારાથી સુકાઈ ઉગાઈ જઈએ છીએ. હે પ્રભુ! તું અમ દુષ્ટ લોકો ઉપર દયા કર, ભલાં માણસો ઉપર તો તેં કયારનીયે દયા કરેલીજ છે; કારણ કે તેં તેમને ભલા સરજાવ્યા છે!" હે બાપ બેટાઓ! જરા સાંભળો. આગલા વખતમાં પિતાનાં વચનને પુત્રો પ્રથમ સાંભળતા, પણ હાલ તો તે વચનનું કારણ પૂછવાને તેઓ તત્પર થાય છે. પરંતુ જો ઉચ્ચ ભાવના પાછી જાગૃત કરવી હોય, તો પુત્રોએ પણ પિતાની ઉમ્મર, ઉપકાર, અનુભવ, વિશેષ જ્ઞાન વિગેરે ધ્યાનમાં લઇ તેમનાં વચનને માન આપતાં શિખવું જોઇયે; પિતાની પુત્ર ઉપર રહેલી સત્તા કબુલ રાખવી જોઈએ. આમ જયારે થશે ત્યારેજ વિરોધ અને દિલસોજીના અભાવને બદલે શાંતિ અને પ્રેમ તમારા ઘર સંસારમાં ફરીથી પ્રસરશે. હે ભાઇઓ! શાયર કહે છે તેમ

નીશાંને પેદર બાયદ અંદર પેસર,
રવા ન બુવદ અર કમતર આરદ હુનર.

છોકરામાં બાપના ગુણ અને ખાસિયત હોવી જોઇએ. જો એમાં કાંઈ કમીપણું હોય તો તે વાજબી ગણાય નહીં. બેટા બેટીઓએ પોતાનાં માત પિતા ઉપર એવું તો વ્હાલ અને એવો તો પ્યાર રાખવો જોઇએ, કે જેમ હીમ છે તે નાગરવેલ ઉપર પડીને તેને બાળે છે ત્યારે તેનાં પાંદડાં ૧૦૦ ગાઉ દૂર ગયાં હોય તો ત્યાં પણ તેઓ બળી જાય છે. તેમ બચ્ચાંઓએ માત પિતા પ્રત્યે તેવીજ દાઝ રાખવી જોઇએ. ઐસે પ્યારે ચાહિયે, સંતતી અંબ રૂ તાત; દહિ તુસાર અહિ બેલિ પત, શત કોસહૂ જર જાત. જન્મ આપનાર, સંસ્કાર કરાવનાર, વિદ્યા ભણાવનાર, અન્ન આપનાર, અને ભયથી બચાવનાર એ પાંચે મુરબ્બી પિતા ગણાય છે, પરંતુ આજે તો પુત્રો પૈસાનેજ મુરબ્બી બાપ માની બેઠા છે, તો આવા ખોટા નકલી બાપથી તેમને સુખ કયાંથી મળે? પ્રાપ્તિનો હર્ષ નહીં, હાનિનો શોક નહિ, એ ધોરણે જે ભોગ્ય વસ્તુઓનું સેવન કરે છે. તેને તે ભોગ ભોગવ્યા છતાં પણ અચળ શાંતિ મળે છે. દિકરા દિકરી, મિત્ર, સ્ત્રી, સેવકો, કુટુંબીઓ, ધન વગરના પુરૂષને છોડી દે છે, અને જો તેજ પુરૂષ ધનવાન થાય છે, તો બાપ કહીને તેનો આશરો લેવા આવે છે ત્યારે આ જગતમાં ધનજ પુરૂષનો બંધુ છે, પૈસોજ બેટા બેટીઓનો બાપ

છે, અને જ્યારે આ જીવ વગરની વસ્તુને મુરબ્બી માનવા તરફ બેટાઓ ને બેટીઓ ખેંચાઇને મા-બાપની સેવા ઉઠાવવાને બદલે, તેમનો હુકમ ઉઠાવવાને બદલે, તેમને હેરાન ને દુઃખી કરે છે, ત્યારે સાત સાત વાર તેમને ધિક્કાર છે! કવિરાજનો કોલ છે કે;

"સાંઇ ઐસે પુત્રસેં, બાંઝ રહે અરૂ નારિ,
બિગરી બેટે બાપસેં, જાય રહે સસુરારી.
જાય રહે સસુરારી, નારીકે નામ બિકાનો,
કુલકે ધર્મ નસાય. ઔર પરિવાર નસાનો.
કહે ગિરિધર કવિરાય, માતુ ઝૂખે વહિ ઠાંઇ,
ઐસે કપુત કયોં ભયો? બાંઝ રહતિઉં બરૂ સાંઇ"

બાળકના જન્મ સમયે માત પિતા જે કલેશ ને દુઃખ સહન કરે છે, તેનો બદલો પુત્રથી સો વર્ષે પણ વાળી શકાય તેમ નથી. આમ છતાં પુત્રો જો પોતાના પિતાને ના-ફરમાન થાય, તો જરૂરજ કુદ્રતનો કહેર તેમના ઉપર વરસે છે. તેમાંએ વળી મોટો પુત્ર સારો હોય, તો કુળને વધારે છે, અને ખરાબ હોય તો કુળનો નાશ પણ કરે છે. મોટો દીકરો નઠારો હોય તો પોતે જે કુળમાં જન્મ્યો હોય તેનું સર્વસ્વ પણ હણી નાખે. લહ સુખ કુમગિ રૂ દુઃખ કબુ, તહુ તજિ સુચ સોચ; બુરી તરિ બ્હરિ સુ સયાણ જયોં, સાહસ પેર કપોચ. કુમાર્ગી બેટા બેટીઓ જેઓ અવળે માર્ગે ચાલનારાં છે તે કદાપિ સુખો પામે, અને સુમાર્ગી જે સીધે રસ્તે ચાલનારાં છોકરાં છે તે કદાપિ દુઃખો પામે, તોપણ તેમણે હર્ષ કે શોક ના કરવો, કેમકે નાવમાં બેસીને નદિ કે સમુદ્રને પાર પહોંચતાં કદાપિ બુડી જાય તોએ તે ડાહ્યુંજ કહેવાય, અને વગર વિચારે સાહસ ઉઠાવીને નદિમાં વગર આધારે તરીને પેલે પાર પહોંચાય તોપણ તે મૂર્ખતાજ કહેવાય. માટે કદાપિ સુમાર્ગે ચાલતાં દુઃખો પામ્યો તોએ સુમાર્ગેજ ચાલવું, પછી ભલેને દુષ્ટ માર્ગે ચાલતાં સુખ થતું હોય તો તે ના કરવું. ભાઇઓ ને બ્હેનો! ગમે એવાં ભુંડાં લાગતાં હશે તો પણ એ તમારા બાપ ને માય છે, એટલુંજ સમજીને તેમના ઉપર પ્રેમભાવ રાખો. સિંહ અને વાઘ જેવાં ભયાનક જનાવરે ને જોઈ સર્વ લોકો તેમનાથી ડરે છે, પણ તેમનાં બચ્ચાં તો તેમની આગળ નિર્ભયપણે ગમે એવા લાડ લડે છે, લાતો મારે છે, કરડે છે, આમ છતાં તે બચ્ચાંની સંભાળ તો તેમનાં ફાડી ખાનારાં મા-બાપજ કરે છે, કેમકે ત્યાં બાપ બચ્ચાંઓ વચ્ચે પ્રેમ રહેલો છે; ત્યાં માતા ને છોકરાં વચ્ચે ખાલેસ પ્યાર નભેલો છે. જો બેટો બાપને ના-ફરમાન હોય, તો તે પોતેજ ના-ફરમાની દેખવાનો. પુત્રી માવતરને બેઇમાન નિવડી, તો તેના ખમ્યાજા તેણીજ ખેંચવાની. માથે કાળચક્ર ચઢે ત્યારે ભવનચક્ર પણ ચઢે. જેવા બાપ તેવા બેટા એ પણ વળી સાથે સાથેજ યાદ રાખજો.

"એ શીરી કે બાશદ શિકારશ પલંગ;
ચે ઝાયદ બ જુઝ શીરે શરઝેહ બ ચંગ?"

ચિત્તાનો શિકાર કરનારો સિંહ સિવાય બીજું શું જણે? ઇરાનના લોખંડી પંજાવાળા સિંહ પાદશાહ હોરમજનો કુમાર પરવીઝ હતો. તેનાથી હોરમજ પ્રસન્ન થયો અને તેના માનમાં અને સમૃદ્ધિમાં ઘણો વધારો થયો; અને ખુશરૂ પાદશાહનો કુમાર શિરોય પોતાના પિતાથી અમર્યાદ ચાલતો હતો. તેથી તેની ભાગ્યહિનતા થવાથી ધૂળમાં આળોટતો થયો હતો. હે નિર્દય પિતા! ત્હારા પુત્રો સાથે અંત્તર પાડીને તું કદિયે સ્વર્ગે પહોંચવાનો નથી. આગલા વખતના પિતાઓ પણ ગયા, ને પુત્રો પણ ગયા. આજે તો પિતા અને પુત્ર વચ્ચે મોટું અં-તર પડેલું જણાય છે. આજે તો પિતા પોતાના પુત્ર જોડે બોલવાંમાં અથવા તેના તરફ પ્યાર બતાવવામાં પોતાની મોટાઈ ઘટતી હોય એમં માને છે, અને તેથી પુત્રને પોતાથી દૂર રાખે છે. આનું પરણામ એ આવે છે કે, પુત્ર પિતાથી ડરતો રહે છે, અને કેટલીકવાર પિતાને શત્રુ તરીકે ગણે છે. ઘણીવાર પિતાઓ સ્વાર્થનાજ વિચારમાં મશગુલ રહે છે, તથા પુત્રોની જરૂરિયાતોના સંબંધમાં બેદરકાર રહે છે, અને પોતે જયારે જુવાનીમાં હતા, ત્યારે પોતાનામાં જે લાલસાઓ ઉત્પન્ન થતી હતી, તે તેઓ તદન ભૂલી જાય છે, અને પોતાના હક તથા સત્તા તરફ જેટલું ધ્યાન આપે છે એટલું તે ઉગતા છોડવાઓ ઉપર દયા રાખવામાં કિંવા પ્રેમ રાખવામાં બતાવતા નથી. આનું ખેદકારક પરિણામ એ આવે છે, કે પિતાના પ્રેમભર્યા અને નીતિ યુકત સહવાસમાં ઉછરવાને બદલે, તે પુત્રો તે પ્રેમભાવ પોતાના સમોવડિયા મિત્રોની સોબતમાં શોધે છે, અને પછી આડે રસ્તે તેઓ ઘણીવાર દોરાય છે. આમ થવાથીજ સઘળો સંસાર દુઃખમય થઈ પડયો છે સઘળો સ્વાર્થી સંસાર મંડાયો છે. હે ભાઇઓ! પૈસા પૈસા શું કરો છો! પૈસાને આગ લાગે! મુંબઈમાં એક પારસી બાપનો આ ખરેખરો બનેલો બનાવ છે, કે તેને પેટે ૪ છોકરા હતા, તેમને તે બાપે શિખવ્યા, કેળવ્યા, ધંધે રોજગારે ઠેરવ્યા, પરંતુ વીલમાં ન્હાના દીકરાને ફાળે કાંઇક વધારે રકમ ને વિશેષ માલ મીલકત આપીને બાપ મરી ગયો. શું કહું તમને! સાંજે તે બાપની મરવાની છેલ્લી ઘડીનો શ્વાસ ચાલતો હતો ત્યારે ધસી ધસીને તે મરતા બાપને મારવા એકેક પછી બાકીના ત્રણે દિકરાઓ તેના અંગ ઉપર ધસી જઇ તરેહ કીસમની ગાળો ભાંડવા લાગ્યા હતા! "અરે નખ્ખોદ જાય ત્હારા બાપ થતાનું! તેં તો એક આંખે જોયું ને એકજ દિકરાને નેહાલ કીધો, ને બીજાઓને નાગા કીધા! અરે આંધળા! તું બાપનો થતો દોજખમાં જજે!" વિગેરે, વિગેરે. હવે એટલું તો જાણે સમજયા, પરંતુ રાત્રિએ પેલા ભાઇઓ એટલા તો ઝુંબેશ ઉપર ચઢયા, એટલા તો ઉશ્કેરાઇને શૂર ઉપર ચઢયા, કે સંજોગીને ભૂકેલા મરનાર બાપનું

મુડદું એક દિકરો એક ગમથી તાણીને જમીન ઉપર રગડોળવા લાગ્યો! વળી બીજો પગ પકડીને તે રૂવાતને ગાળો દઇને ઘસડતો ઘસડતો બીજે ખૂણે ઘસડી જતો! આમ ત્રણેય દિકરાઓ તે મૂએલાં શરીરને એવું તો રગડોળવા લાગ્યા, કે ભોંય આગળ ભણવા બેઠેલા મોબેદ પણ અભેખરમાં અભડાઈ ગયા! આવા અનર્થો આ કલિયુગમાં થયા જાય છે તેનું કારણ શું? સત્યુગમાં આવા બનાવોનો કોઇને ખ્યાલ સુદ્ધાં નો'તો આવતો.. સત્યુગમાં પેદા પડેલા બાપ બેટાઓના જેવું આચરણ આજે થતું નથી, તેથીજ આજનો સંસાર સંતાપિત થઈ લાગ્યો છે. ત્યારે પિતા અને પુત્રના સંબંધની ઉચ્ચ લાગણીના ઉત્તમ નમુના સારૂ દશરથ બાપ અને રામચંદ્રજી જેવા બેટાનાં દ્રષ્ટાંત આપણાં અંતઃકરણ આગળ નિરંતર ધરી રાખવાં ઘટે છે. રામચંદ્રે દર્શાવેલી પિત્ર-ભક્તિના અનેક પુરાવા છે. જે દિવસે રામને રાજ્યાભિષેક કરવાના સમારંભો થતા હતા, થોડાજ વખતમાં જે પુત્ર ચક્રવર્તી રાજાનું પદ પામવાનો હતો, અને સર્વ આનંદ વ્યાપી રહ્યો હતો, તેજ દિવસે દસરથ રાજાની બીજી બાયડી કૈકેયીએ પોતાને પેટના પુત્ર ભરતને અયોધ્યાની ગાદી આપવા દશરથને સમજાવ્યો, ને રામને વનવાસ મોકલવાની હઠ લીધી હતી. પોતાના પિતાનું વચન ને આજ્ઞા પાળવાને સારૂ, ચોદ વરસ સુધી વનવાસ ભોગવવાને સારૂ રામચંદ્રજી એકે બોલે તૈયાર થયા, અને રાજ્ય વૈભવનો તથા રાજપાટનો ત્યાગ કરી દેશ પાર ગયા! આ બનાવજ તેમની પિતા તરફની ફરમાંબરદારીનું ઉત્તમ દ્રષ્ટાંત, આજના દિકરાઓએ હમેશાં પોતાની આગળ ધરી રાખવાને પુરતું છે. હવે દશરથ જેવા માયાળુ પિતાનો વિચાર કરો. શું તે પોતાના પૂત્ર તરફ પ્રેમાળ, દિલસોઝ, અને મોહબ્બતવાળો નો'તો? હતોજ. તેનો પુત્ર–પ્રેમ અખંડ હતો, જોકે પોતાની પત્નિ કૈકેયીને આપેલાં વચનને લીધે રામચંદ્રજને વનવાસ મોકલવાની તેને જરૂર પડી હતી. તોપણ તેનું પ્રેમાળ હૃદય તો તેને તલસ્તુંજ હતું, જેથી પુત્ર વિયોગના શોકને લીધે માત્ર એકજ રાતમાં તે માયાળુ બાપ મરણ પામ્યો હતો! વળી ભરત જેવા ભાઈ તરફ જુઓ. રામચંદ્ર તો કૌશલ્યા માતાને પેટે જન્મેલા હતા, ને ભરત તો કૈકેયી માયને પેટે અવતરેલો હતો; છતાં રામચંદ્ર જેવા સાવકાભાઈ ઉપર મા–જન્યા ભાઈ કરતાંએ અધિક પ્યાર ભરત ભાઈ ધરાવતો હોવાથી, પોતાની માયે રાજગાદી લેવા તેને ગમે એટલો સમજાવ્યો, તોએ ગાદી ઉપર નહીં બેસતાં તખ્ત ઉપર સાવકા ભાઈ રામચંદ્રજીની પહેરતી પાવડીઓ મૂકીને તે મોજડીની હમેશાં પુજા કરતો; ને કહેતો કે; "ગાદી ઉપર તો ભઇ રામ આવીનેજ બેસશે!" આવ પિતા, આવા પુત્ર, ને આવા ભાઇ આ જમાને કયાં ગયા? શું પેલા ઇરાની બાપે એવો જવાબ નથી કહ્યો કે,

"ચુનીન દાદ પાસોખ, કે નઝદે પેદર,
ગેરાંમી ચુ દાનસ્ત, ફરરોખ પેશર:

પસ અઝ મર્ગ નામસ, બે માનદ બ જાય,
અઝીરા પેસર ખાનદશ રેહનુમાય." (ફીરદુશી)

મુબારક બાપવખો બેટો પોતાના પિતાની આગળ પ્રાણ કરતાંએ ખ્યારો છે; તેનાથીજ મુવા પછી બાપનું નામ કાયમ રહે છે; કેમકે તે પુત્ર પોતાને રસ્તો બતાવનારા લેખે પોતાના પિતાનેજ ઓળખાવશે.

---

# મા-બાપની સેવા.



(૪)

## ૯ મી આજ્ઞા.

**બાપને માથેની પાઘડી, બેટા! તું નહીં પહેર!**

" Look how he laughs and stretches out his arms,
And opens wide his blue eye upon thine,
To hail his father; while his little form
Flutters as winged with joy! Talk not of pain!
The childless cherubs well might envy thee
The pleasures of a parent! "—Byron.

એક પાદશાહે ક્રોધે ભરાઇને પોતાનો દીકરો જે બીજા રાજયનો રાજા હતો, તેના ઉપર લખી મોકલ્યું કે; "જો તમે મ્હારા ઉપર પડશો તો તેના પહેલાં હું તમારા ઉપર પડીશ!" આ લેખ જયારે પુત્ર-બાદશાહ આગળ વંચાયો ત્યારે વઝીરો અને અમીરો સર્વ વિચારમાં પડયા કે, હવે એનો શો જવાબ લખવો.! ત્યાં એક ડાહ્યો મુત્સદ્દી હાજર હતો તેણે પાદશાહને અરજ કરી કે, હુકમ હોય તો બધાંને પસંદ આવે એવો જવાબ પિતા-બાદશાહ ઉપર હું લખી લાઉં. હુકમ મળવાથી તેણે બાદશાહ તરફથી પિતાજી ઉપર લખ્યું કે; "હું પથ્થર જેવો છું અને આપ કાચ જેવા છો; ગમે તો તમે મ્હારા ઉપર પડો કે હું તમારા ઉપર પડું, એ સરખુંજ છે. અમારે મનથી તો બન્ને વાત સરખી છે, પછી જોશો કે કોણ શિકસ્ત પામે છે!" આ લખાણના ભેદ જૂદા જૂદા છે, પણ મૂખ્ય મર્મ એજ છે કે, બાપ દિકરા ઉપર ચઢાઈ લાવી તુટી પડે, અથવા દિકરો બાપ ઉપર ચઢી જઇ તેના ઉપર તુટી પડે, તોએ બન્નેને દુઃખ તો સરખુંજ પડવાનું. માટે હે કૂર બાપો! બકરીને દોહીને કુતરીને પાવાનો વિચાર કરશો ના. ઘરનાં છોકરાં ઘંટી

ચાટે ને રામજણિને લાડુ, એ રીતિ બાપ બેટા બન્નેને ખરાબ કરે છે. પૈસો ટકો ને રાજ્યપાટ કોઈનાં રહ્યાં નથી માટે તમારાં પેટનાં બચ્ચાંનો તિરસ્કાર કરીને તેમને હિણુશો તો તમેજ હિણાઈ જશો વળી બાપપણું છિનવી લેઈ નાફરમાની કરનારા દીકરાઓ બાપને દુઃખી કરી કદિયે સુખ પામતા નથી. આ કાંઈ વ્હેમની વાત નથી, સિદ્ધાંતની વાત છે. માટે બાપના છત્ર નીચે રહી તેમની આજ્ઞામાં રહેવું; તેમના તાબામાં રહીને ગુલામની માફકજ સેવા બજાવવાથી બચ્ચાંઓને કુદ્રતી સુખો મળે છે. સ્ત્રી, દિકરા, ને ગુલામ કોઇવાર પણ સ્વતંત્ર કોઇ શકેજ નહિ. સર્વ ધર્મશાસ્ત્રોમાં કહ્યું છે કે, મા બાપની આજ્ઞા માનવી અને તેમને રૂચે એવી રીતે વર્તવું, એ દિકરા દિકરીનું પહેલું ને અગત્યનું કર્તવ્ય છે. આ પ્રમાણે વર્તવાની રીતિ રૂઢી છેક છેક ઘણા જૂના જમાનાથી ચાલતી આવી છે, તો તેમાં કાંઇ રહસ્ય હશે ત્યારેજ કેની ? મહાન ફીલસુફો અને પંડિતો કરતાં તો કાંઇ આપણે મોટાં થઇ ગયાં નથી; મહાન પેગંબરો કે સાલેકો કરતાં તો કાંઇ આપણે ચઢિયાતાં થયાં નથી. ને મહાન પુરૂષો માત પિતાને પ્રત્યક્ષ નમીને માન આપી ગયા છે મા બાપની સેવા બજાવી ગયા છે, આજ્ઞા પાળી ગયા છે, તો તેમના કહેવાને અને તેમનાં શિક્ષણોને પણ આપણે હસી કેમ કાઢયે ? દેસ્યસ રાજાને એકવાર મનમાં એવું આવ્યું કે; "હવે આપણે બુઢા થયા. માટે આપણી ગાદી આપણા પુત્રને આપી માથેની ચિંતા દૂર કરીએ!" આ વિચાર જણાતાંજ તાબેદાર બેટો બોલ્યો: -"મુરબ્બી પિતાશ્રી ! હું રાજા થયા પછી પણ તમારો પુત્રજ છું એ વાત કદાચિત હું ભુલી જાઉં અને મ્હારે હાથે આપ મુરબ્બીનું અપમાન થાય તે સારૂં નહીં કહેવાય માટે મ્હને આપના માથાની ઉચ્ચી પાઘડી ન જોઇએ. 'હું રાજા થયો' એમ કહેવરાવવા કરતાં 'હું આપનો પિતૃભકત બાપવખો પુત્ર' કહેવરાવવામાં મોટું માન સમજું છું. આપ મને જે આજ્ઞા કરો તે માથે ચઢાવી ચાલવાને આજે હું ખડે પગે ઉભો છું, પરંતુ રાજા થયા પછી આપને મ્હારી આજ્ઞામાં રહેવું પડે, તેના કરતાં તો હું દુષ્ટ પુત્ર મૂએલોજ ભલો !" શાહનામામાં કહ્યું છે કે:

પેદર ઝીન્દેહો પૂર જૂયાએ ગાહ;
અઝાન ખામતર નીઝ કારી મ ખાહ.

બાપ જીવતો જાગતો માથે બેઠેલો હોય અને તેનો દીકરો તખ્તનો તલબગાર બને તો એ કરતાં વધારે મૂર્ખાઇભર્યું બીજું કોઇ કામજ હોયજ નહીં. આ ઉપરથી ભોજ રાજાના કંકણ ઉપર કોતરેલી પેલી ચાર આર્યાઓ યાદ આવે છે. ભોજને હાથે પહેરેલાં કંકણની એક બાજુએ લખેલું હતું કે:—"ચંચળ એવી સંપત્તિ છે ત્યાં સુધી ઉપકાર કરી સેવા કરો, જયારે વિપત્તિનો ઉદય થશે ત્યારે

ઉપકાર કરવાનો ને સેવા ચાકરી કરવાનો તમને અવસરજ કયાં આવશે?" એજ ગુજરીની બીજી બાજુએ કોતરેલું હતું કેઃ—"હે! પુર્ણિમાના ચંદ્ર! હાથમાં સમૃદ્ધિને જોર હોય ત્યારેજ ભુવનોને ધવલ કરી લે, કેમકે આ જગત્‌માં વિધિ કોઇને પણ એકને એક સ્થિતિમાં રહેવા દેતો નથી." વળી બીજાં કડાંની ઉપર લેખ હતો કેઃ—"હે સરોવર! તરસાંને તૃપ્ત કરવાનો આજ અવસર છે, જળ તો પાછું સુકાઇ જશે, ને કોઇના ઉપર ઉપકાર કરવાનો તો રહીજ જશે." આ પોંચીની બીજી બાજુએ લખ્યું હતું કેઃ—"ઉન્નતિ કરવાવાળું ભરતીનું પૂર તો થોડાજ દિવસ રહેવાનું, ને નદીનાં તટ તો સુકાઇ જવાનાં, કોઇને કામ નહીં લાગ્યાનું અને ગહા પાપ તો જાવેદાનનું રહી જવાનું." આપણી પાસે જે ધન કે બળ હોય તે સૂર્ય અસ્ત થતાં પહેલાં હાજતમંદોને અપાયાં નહિ, તો તે ધન અને તે બળ, કોણ જાણી બેઠું છે, કે સવાર પડતાં કોના થશે! ઉર્દુ નાટકમાં ગાય છે કે;

"શાહી તો કયા હય? સરબી જો જાય તો ગમ નહીં,
પીછે ગા ગાહે હકસે મગર મય કદમ નહીં.
ના-મર્દ જરપે મરતે હય, ઔર મર્દ નામ પરઃ
મીલ જાય નેક નામોંમેં કયા ઐસે હમ નહીં?
કહે અય જવાન! સાત તેરે બ્હો સવાલ તું,
હાતમ હય નામ મેરા!, મંય હિમ્મતમેં કમ નહીં."

હે બંધુઓ! બાપ લેખે ઉદાર થાવ ને બેટા તરીકે પણ ઉદાર દિલવાળા ક્ષમાવાન ને સહનશીલ થાવ. જો કે ઉદાર દિલની જરૂરિયાત તો દરેક માણસને છેજ. તો પણ જે માણસ કુટુંબનો વડો હોય, સમાજનો અગ્રેસ હોય, દેશનો પાદશાહ હોય તેણે તો મોટું મન ને ઉદાર દિલ રાખવાની ખાસ જરૂર છે. જો એમનાં મન મોટાં ન હોય તો બાપથી દિકરા દિકરીની, અગ્રેસર પ્રમુખથી સમાજના જનોની, અને પાદશાહથી રૈયતની પ્રીતિ, સેવા ચાકરી, ને આજ્ઞાનો અમ્મલ સંપાદન કરી શકાતોજ નથી. ઉદાર દિલ વગર ઘરના માણસો બેદિલ થાય છે, સભાજનો તેનાથી વિરૂધ્ધ પડી જાય છે, ને ઘણાની વિરૂધ્ધ લાગણીથી વ્યવસ્થા સઘળી તૂટી જાય છે. મહત્તા ને વડીલપણું પણ ચાલી જાય છે. તેમજ સહનશીલતાનો ગુણ, ખાસ કરીને આશ્રિત કુટુંબીઓને કે નોકર ચાકરને માટે, અથવા સેવા ચાકરી કરનારાંને વિષે નહીં બતાવવાથીજ બેદીલી, નાફરમાની ને નિમકહરામી ઉભી થાય છે. જો ડાહ્યાં દિકરા દિકરીઓમાં પણ એ ગુણ હોતો નથી, તો પોતે બજાવવાનું કર્તવ્ય તેમનાથી બજાવી શકાતું નથી, તેમજ માબાપની પ્રીતિ દિકરાંઓ પણ મેળવી શકતાં નથી, કે નથી નોકર ચાકરો સહનતા વગર ઉપરી અધિકારીની કે શેઠની પ્રીતિ સંપાદન કરી શકતા. પછી સર્વ કોઈ સ્વાર્થ અને તુંડાઇથી ભ્રષ્ટ થાય છે. કબીરજીએ કહ્યું છે કે,

જો તોફે કાંટા બુવે, તોફે તું બો ફુલ;
તોફો ફુલપે ફુલ હય, વાફો કાંટા સુલ.

હે બંદા ! તને કોઈ કાંટો મારે તે તું ફુલ માર ત્હારાં ફુલનું તો ફળજ મળશે, ને કાંટો મારનારનેજ કાંટો તો લાગશે. ત્હારો બેટો પણ જો ત્હારી સાથે ભુંડાઈ કરે તોએ તું તો ભલાઈજ કર, કેમકે તે નાલાયકની ભુંડાઈનું કડવું ફળ તો તેને પોતાનાંજ બચ્ચાંઓ તરફથી ચાખવાનું મળશે.

## ૧૦ મી આજ્ઞા.



### બહાર બડાઇ ને ઘરમાં લડાઇ શા કામની ?

બાપ બેટા વચ્ચે, માય ને દીકરી વચ્ચે, એક બીજાંની પ્રકૃતિનો ભેદ સહન ન થવાથી સામ સામે અરૂચિ અને દ્વેષભાવ ઉત્પન્ન થાય છે, જેથી જે કાંઇ પરસ્પર ઐક્યતા અને સંપ હોય છે તે ધીમે ધીમે તૂટવા માંડે છે, અને ઘરમાં કજીઆ કંકાસ ચાલુ થાય છે. સંપ તૂટે છે ત્યારે એક બીજાંનાં મન જૂદાં પડવાથી પરસ્પર એક બીજાંની બદગોઈ ને બદબોઇ ચાલુ થાય છે, પછી ઘરની બૉબો બહાર પ્રસરે છે. અને પ્રતિષ્ઠા ઘટવા માંડે છે, લાજ શરમ ઘટતી જાય છે, ચારે તરફ હિણુપત થાય છે, અને થોડાજ વખતમાં તે ઘરની અને તે કુટુંબની પડતી દશા આવી જાય છે. પછી સૌ સૌના ચાવલ જુદા પાડે. સૌ સૌની ગતમાં લોટે. સૌ સૌના પેચમાં રમે. સૌ પોતનુંજ તાણે. સૌ પોતાનીજ રોટલી પર ઇંગાર એંચે. સૌ સૌને મનથી ડાહ્યાં થાય. એમ એમ કરતાંજ કંકાસ વધે છે. કજીઆ થોડા ને ચરસ ઘણી વધી પડે છે. પછી ઘરનો વડો ગમે એવો શાણો દાણો હોય તોપણ ફાટેલા વોહને અટકાવવાને અસમર્થ થઈ પડી, હાથ જોડીને બેસીને તમાશા જોયા કરે છે. બોતેર ગામની જમાબંદી, ને તોંતેરની લવાદી કરે, ને ઘરમાં તો ચોટલા પિંખાય. માટે માબાપ સાથે કંકાસ ન કરો કુટુંબી કજીઆથીજ જવાન મોત નિપજે છે.

ઝરખ્યા ઉપજે અંગ, રંગ હદે ન રૂડા ચદે;
અળગો થાય ઉમંગ, કાળું મુખ કંકાસનું.
અતડા રેહ જન એહ, જે વાવે તરૂ ઝેરના;
દેખ્યો સુખી ન દેહ, કાળું મુખ કંકાસનું.
રોદ ચદેલાં મુખ, દુઃખમાં દાટયાં હોય ત્યમ;
સ્વપ્ને લહે ન સુખ, કાળું મોં કંકાસનું.
સંકટ આવે શિર, સાથ રહે ન અન્યની;
ન ટકે ગોળી નીર, કાળું મુખ કંકાસનું. (બુલાખી.)

એટલા માટે વિચારશીલ ગ્રહસ્થ—બાપે પોતાનું અને કુટુંબનું હિત જાળવવું હોય તો કુટુંબની અંદર ઐકયતાનું અને સંપનું રક્ષણ કરવું. સંપમાંજ વિજય છે. સંપ એજ બળ તથા ગૌરવ છે. સંપ હશે તો બાવળની પાલીમાં સમાઇ શકશો. સંપ હોય તો ન્હાની કુલ્હીમાંએ સમાઇએ. કુંટુંબ કલેશથી, કુટુંબ કંકાસથી, કલહથી છિન્ન ભિન્ન થઇને ઘણાં પારસી ઘરો આજે શુનકાર પડ્યાં છે. બેટા બેટી મા બાપની સેવા કરતાં તો રહ્યાં, પણ મા બાપને ત્રાહે ત્રાહે પોકરાવે છે. દિકરાંને છકાવી મેલવાથી છેવટે ફોક ફોક આંસુએ ખૂણે ભરાઇને રડવું પડે છે. કહેણુસરમાં દિકરાં દિકરી ન હોવાથી આજ્ઞા પાળતાં તો રહ્યાં, પણ મા-બાપના નાક કપાવે છે ને લટિયાં પિંખાવે છે. માટે હે બાપ દીકરાંઓ! હળીને મળી સઊ, રહો ખુશ ખુશાલ; રહે તન જુદાં, જાન એક મિશાલ. સિંહને ઓથે વાડ રહે, ને વાડને ઓથે સિંહ રહે. મોટાં મન રાખી, મોટાં પેટ રાખી, ઉદાર દિલ રાખી સહનશીલતાથી જો કુટુંબી કલહ સમાવી દેવામાં નથી આવતો તો કુટુંબની પાયમાલીનોજ વખત આવી પહોંચે છે. ડૉન્કીન અને ડન્કન ખાંદાનના લોકો એટલા માટેજ પોતાનાં ઘરોમાં એવો મુદ્રાલેખ બચ્ચાં પાસે રખાવે છે કે; "સહજ ફરતાં ને ખમતાં શિખો!" મા બાપે તેમજ છોકરા છોકરીએ સહનશીલતા રાખીને એક બીજાની પ્રકૃતિને સહન કરી લેવાનો ગુણ તેમનામાં ન હોય તો છેવટે સંકટો સહન કરાવવાને કુદ્રત બમણા જોરથી તેમના ઉપર મારો ચલાવે છે, જેથી જરા જરામાં અસહનશીલતા રોખવાનું પરિણામ સંકટો સહન કરવામાંજ આવે છે. પાળે તેનો ધર્મ, મારે તેની તલવાર; રડે તેનું દુઃખ, ને ખમે તેનો સંસાર. ખમે તે ખાય. મા બાપ માટે આ એક મૂખ્ય મુદ્રા છે કે; "ઝમાનેઓ બા તુ ન સાઝદ, તુ બા ઝમાનએ સાઝ!" એટલે બની શકે તો મા બાપે દિકરા દિકરીને કરી રાખવાં, ને નહીં બને તો તેમનાં થઇ રહેવું.

आशंसते हि पुत्रेषु पितरः ताच्च (भारत)।
यशः कीर्त्तिमथैश्वर्य्यं प्रजा धर्म्मं तथैवच।
तयोराशान्तु सफलायः करोति स धर्म्मवित्॥

પોતાના પુત્રને જશ મળે, કીર્ત્તિ, ઐશ્વર્ય, સંતાન, અને ધર્મ પ્રાપ્ત થાય એવી આશા મા-બાપ હમેશાં કર્યા કરે છે. માટે જે દિકરાં મા-બાપની ઉમેદ પાર પાડે છે તેઓજ ધર્મ સમજનારાં પણ કહેવાય છે. ઇંગ્લંડના મહાન પુરૂષ સર ટૉમસ મૂરને લૉર્ડ ચાન્સેલરની પદવી મળી હતી, અને તેના બાવાજી ત્યાંની મોટી અદાલતમાં ન્યાયાધિશ નિમાયા હતા. સર ટૉમસ મૂરનો એક એવો નિયમ હતો, કે પોતાના પિતાજી ન્યાયાસન ઉપર બેઠા હોય ત્યાં જઇને હરરોજ તેમને

પગે લાગે, પિતાજીના આશિર્વાદ લે, અને પછીજ પોતાનાં મહત્વનાં કામ ઉપર બેસે. મૂરની ખાત્રી થઇ હતી, કે પિતાજીના આશિર્વાદ મેળવ્યા વિના કોઈ પણ કામ સારૂં થવાનું નથી! માટે બેટાએ પોતાના બાપનીજ રાહ રસમ ઉપર ચાલવાથી તેને ધંધા રોજગારમાં બરક્કત મળે છે. ફીરદુશી શાયરનું વચન છેઃ—

કે હરકુ ઝે ફરમાનો પંદે પેદર ;
બેતાબદ મરૂ હસ્ત જાદુ પેસર.

પોતાના મુરબ્બી પિતાજીની આજ્ઞા અને સલાહથી જે પુત્ર ઉલટો માર્ગ અખત્યાર કરે તે બેટો શેતાનની ચાલે ચાલનારો જાદુગર લેખાય છે. કુદ્રતી નિયમ છે, કે મનુષ્ય માત્રની બાળવયમાં તેનાં સુખ સગવડ અને વૈભવના કોડ પૂરા પાડવા સારૂ બચ્ચાં તરીકે જે ધણીની આગળ જવું પડતું હોય, તે ધણી પ્રત્યે પ્રેમ અને માનની લાગણી સ્વભાવિક રીતે તેને ઉભરી આવે છે. જ્યાં સૂધી આપણે મા-બાપ ઉપર આધાર રાખી જીંદગી ગુજારવાની સ્થિતિમાં હોઇએ ત્યાં સૂધીનો આ કુદ્રતી કાનુન પોતાના પૂર જોશથી અમલમાં આવી શકે છે. મગર જ્યારે આપણે મોટાં થઇએ છિયે, અને આપણે આપણું ફોડી લેવાની સ્વતંત્ર સ્થિતિએ પહોંચ્યે છિયે, ત્યારે ઉપલો કાયદો પોતાના જોશમાં લગાર કમી થવા માંડે છે, અને ધીમે ધીમે બેટા બેટીઓ તરફથી માત પિતા પ્રત્યે નિમકહરામી અને નાફરમાની થવા માંડે છે. આ અવગુણ દૂર કરવા માટે જુદી જુદી પ્રજાઓમાં અનેક જાતના શિખામણ રૂપી કાયદા ઠરાવવામાં આવેલા છે. યાહુદીઓના પેગમ્બરે ફરમાન આપ્યું છે કે; Honour thy father and thy mother, that thy days may be long in the land. તું ત્હારાં મા-બાપને માનથી નમીને ચાલ, જેથી આ દુન્યામાં તું ઘણું જીવીશ વળી નાફરમાન બેટા બેટીઓને એમના શાસ્ત્રમાં દુઃખ સરજેલુંજ કહેલું છે. ને મરણ પણ વહેલું થવાનું જણાવેલું છે. ચીન દેશમાં એવો રિવાજ છે, કે ભલેને દીકરો તવંગર થયો હોય, તોપણ ત્યાં એવું કદી બનતું નથી, કે ગરીબમાં ગરીબ બાપ શ્રીમંતમાં શ્રીમંત દિકરા ઉપર હાકમી ને હુકમ નહીં ચલાવી શકતો હોય. ચીનો બેટો ચીના-બાપનો પડયો બોલ ઉપાડી લેવાને બંધાએલોજ હોય છે કેમકે દિકરાની તમામ સ્થાવર જંગમ મીલકતનો માલિક પણ એકલો તેનો બાપજ હોય છે. દિકરો લાખો રૂપિયાની દોલત ભેગી કાં નહીં કરે. તોએ તે વેચી સાટી નાંખવાને પણ તેનો બાપ મુખત્યાર હોય છે! એટલુંજ નહીં, પણ પોતાના દિકરાનાં દિકરાઓનો માલિક મુખત્યાર પણ તેજ ગણાય છે, જેથી તે બચ્ચાંઓ જો મોટાબાવાને નાફરમાન થાય તો પારકા ધણીને તે છોકરાંઓ વેચી દેવાનો પણ તેમના બપાવાને હક છે! આમ વેચાણ કરતાં તે છોકરાંના મા-બાપથી કાંઇએ આડાં આવી શકાતું નથી. મા-બાપની

સેવા બજાવવી અને તેમની આજ્ઞા માનવી એ નિયમ કૉન્ફુશ્યસનો સ્થાપેલો છે, અને ચીનાઈ સરકારે તેને કાયદા તરીકે બહાલ રાખેલો છે ચીનના એક મેન્ડેરીઅન કે મેજીસ્ટ્રેટ આગળ જો એક બાપ પોતાના બેટા સામે કાંઇ ફરિયાદી માંડે તો તેને સારૂ બાપને કાંઇ પુરાવો કરવાની જરૂર પડતી નથી. કેમકે એક દિકરાનો અપરાધ થયા સિવાય તેનો બાપ ફરિયાદ લાવી શકેજ નહીં, એવીજ ત્યાં માન્યતા હોય છે. જો એક દિકરાએ બાપને ચિડાવ્યો હોય, મજાક મશ્કરી કરી હોય, અગર આગળ વધીને બાપને માર માર્યો હોય, તો જે જીલ્લામાં તે કૃત્ય થયું હોય તે આખો ઇલાકો પોકાર કરી ઉઠે કે; "બેટાએ બાપને માર્યો! હાય હાય, હવે દુન્યાની આખેરી આવી!" વળી આ મહા અપરાધની તપાસ ખુદ ચીનના શહેનશાહનીજ રૂબરૂ ચાલતી. એટલુંજ નહિ. પણ જે વિભાગમાં આવો ગુન્હો બન્યો હોય તે લત્તાના સઘળા મેજીસ્ટ્રેટોને ઓદ્ધા ઉપરથી બરતરફ કરવામાં આવે, અગર બીજા જીલ્લામાં તેમની બદલીઓ કરી દેવામાં આવે; એ અર્થે, કે પોતાના જીલ્લામાં લોકોને તેઓ મા-બાપની સેવા વીશે શિક્ષા શિક્ષણ આપતા હોવા ન જોઇએ, કે જેથી બેટો બાપને મારી શકે. વળી જે ઘરમાં આ અપરાધ બન્યો હોય તેના પાડ પડોશીઓને બીજે ગામ બદલી નાખવામાં આવે છે; એવા હેતુથી. કે પાડોશીનો છોકરો બગડતો બગડતો બાપને મારવા સૂધીની હદે આવ્યો ત્યાં. સૂધી તેને ઠેકાણે લાવવાને તે પાડોશીઓએ નિષ્કાળજી. વાપરવામાં ઠપકાને પાત્ર કૃત્ય કર્યું પછી પેલા દુષ્ટ દુક્તાને કાપીને હજાર ટુકડા કરવામાં આવતા, તેના હાડકાં બાળીને ભસ્મ કરતા, તેના ઘરને જડમૂળથી ઉખેડાવી કાઢતા, ને આસપાસનાં ઘરોને તોડાવીને જમીન દોસ્ત કરાવતા! માયમારૂ ને બાપ-બડફાટુ દુષ્ટ દુક્તાઓ માટે આ કાંઈ જેવી તેવી ચાનક નથી

પછી તે જમીનમાં મીઠાંની વાવણી કરાવતા, જેથી બાપ તરફ બેટાએ ચલાવેલી નાલાયક ચાલચલણના જે કાંઇ બીયાં જમીનમાં પેવરા થએલાં હોય તેનો નાશ થાય! મા-બાપ તરફના ભક્તિભાવનો આ કેવો ઉત્તમ દાખલો ચીનાઓએ આપણને પૂરો પાડ્યો છે! ચીનના એક ખેડુતને આ કાનુન જેટલો લાગુ છે તેટલોજ ત્યાંના શહેનશાહ સૂધી સર્વ મેન્ડેરિયનોને પણ લાગુ છે. નવા વર્ષને દહાડે શહેનશાહ પોતાનાં માતુશ્રીને ખાસ માન આપવા સારૂ તેણીના મહેલમાં અદબસર જતો, અને માતૃ સેવાની સઘળી વિધિવત ક્રિયામાં સામેલ થવાની સઘળા અરકાંને દોલતને ફરજ પડતી હતી. શહેનશાહ પોતાના બાપના મરણ કરતાં માતાનાં મરણનું દુઃખ મોટું માનતા. માતા ગઈ એટલે મોટી આફત સમજવામાં આવતી. સંસાર ખોળાઇજ ગયો હોય એમ માનવામાં આવતું. માય વડેજ સંસારનું સુખ સમજવામાં આવતું. કવિ પણ કહે છે કે:

"માય વિના સુનો સંસાર, માય વિના તે શો અવતાર!
જે બાળકની માતા ગઇ મરી, બાપની સગાઇ સાથે ઉતરી.
જેવું આથમતા રવિનું તેજ, મા વિન એવું બાપનું હેત;
સુરભી મરતા જેવું વછ, જળ વિણુ જેવું તલપે મછ;
ટોળાં વછોઇ જેવી મૃગલી, મા વિના દિકરી એકલી.
લવણુ વિના જેવું ફીકું અન્ન, ભાવ વિના જેવું ભોજન;
કીકી વિના જેવું લોચંન, મા વિન એવું બાપનું મન.
ઘરો પુટે રઝળે ઠીકરી, મા વિના એવી દિકરી.
ગોળ વિના મોળો કંસાર, માત વિના સુનો સંસાર."

## મા—બાપની સેવા.

(૫)

"That mother may have been sleeping quietly for years under some yew-tree in a village church-yard hundreds of miles away; but her voice still speaks;—the old tones, choked with tears are heard,—the hand that was wont to be laid on his head in prayer as he knelt on her lap, knocks at his heart-door, and does not knock in vain"—Macduff.

## ૧૧ મી આજ્ઞા.

કહું કલમ તમ સર્વને, કરવા આબાદાન;
સરસ રીત તો એજ છે, દો માતાને માન.

અસલી ઇરાની લોકોમાં પણ ચીનાઓની માફક ખેડુતથી તે પાદશાહ સૂધી સર્વએ માત પિતા તરફ ફરમાંબરદારી, તાબેદારી, અને નીમકહલાલી બતાવવાનું બંધારણ હતું. જ્યાં બાપ બેઠેલા હોય ત્યાં દીકરાથી બેસી શકાતું નો'તું, મગર ખડે પગે અદબથી ઉભાં રહેવું પડતું હતું. આ રિવાજ નવસારીનાં જૂનાં દેશાઇ દશતુરનાં ખાંદાનોમાં પણ છેકથી છેક વેર હતો. આ લખનાર પણ માંદગી સિવાય પોતાના પિતાજી સનમુખ કદિ બેસવા પામ્યો નથી. એટલી બધી અદબ ને મલાજો અનુભવેલો છે, કે મ્હારા પિતાશ્રીએ કોઇ પણ દહાડો મને કેડપર લઇને બાળક તરીકે બોકી દઇને રમાડયો નથી દેશાઈ કુટુંબમાં તો મર્યાદા

ને લજ્જાની સખ્તાઈ હદ્દ કુદાવી ગઇ હતી. અનજુમનના એક અકાબર દેસાઈજી ખુરશેદજી રૂશતમજી પોતાના ઘરના ઓટલા ઉપર બેસીને દાતણ કરતા હતા. એવામાં તેમનું બાળક (જે પાછળથી અકાબર તરીકે દેસાઈજી પેશતનજી ખુરશેદજી નિમાયા હતા) જેને ઓટલા ઉપર રમતાં મૂકનારાં તેમનાં માતાજી વિગેરે ઘરમાં ભરાઈ જતાં તેમને લઈ જવાનું ભૂલી ગયાં, અને રમતાં રમતાં એ બાળક ઉંચા ઓટલા ઉપરથી હેઠળ ગબડી પડયું. લોહી નિકળ્યું, જબ્બર વાગ્યું, ને બચ્ચું રડતું રડતું ભોંય ઉપર પડેલું છે. તોએ પિતાજી તો "ઑ! ઑ!" કરીને દાતણ કરતા બેસીજ રહ્યા! મલાજો ને અદબ એટલી બધી નૌબને પહોંચી હતી, કે ના તો બાપથી રોતાં બાળકને ઉંચકી લેવાયું, કે ના તો ઘરમાંનાં બૈરાંઓથી મુરબ્બી દેખત બહાર આવીને બચ્ચાંને લઈ જઇ શકાયું! અં-તે આતસબહેરામથી વડી દરેહમેહેરમાં જતા મોબેદ વારાદાર ત્યાંથી પસાર થયા, તેમને રૂઆબમાંજ ખુરશેદજી દેશાઇએ હાથની ઈસારત કરી, કે લોહી લુહાણ બાળકને ઘરમાં આપી આવવું! અને તે પ્રમાણે કરવામાં આવ્યું. બાપની બેસવાની બેઠક ઉપર મગદુર શું, કે ક-વખ્તે પણ દિકરો બેસે! દિવસે માટીડાનો મલાજો રાખવા સારૂ કુટુંબનાં બૈરાંથી ફળિયામાં બહાર તો બીલકુલ નિકળાતુંજ નહીં. બૈરાં માટીડામાં હદથી બેહદ મલાજો ને માન અદબ હતાં. વડા ભાઈની આગળ ન્હાના ભાઇઓ વટીક અદબ વાળીને ઉભા રહેતા. મા-બાપ દેખત ધણી પોતાની ધણિયાણી સાથે એક શબ્દ પણ બોલે એ તો બનેજ નહીં. અરે! કેટલીક સ્ત્રીઓ મરવા પડી હોય તેમની આગળ સસરાથી તો નહીંજ, પણ સાસુ સિવાય ધણીથી પણ આગળ જવાતુંજ નો'તું. છેક છેલ્લી ઘડીએ મા-બાપ પોતાના દિકરાને રજા આપતાં કે; "બરજોરની માચની આગળ જઇ આવ!" બાપડો ધણી જેવો ધણી તે ઓશિયાળે અવતારે થોડોક વાર મરણ ખાટલી આગળ ઉભો રહી પાછો ફરતો. ગમે એવું જવાન મોત થયું હોય તોપણ મગદુર શી, કે મરનાર બાયડીનો ધણી મોટે મોટે બાપ દેખત રડે! અથવા બૈરાંઓની તાકાતજ નો'તી, કે બહાર બેઠેલા માટીડાઓ સાંભળે તેમ પોક મૂકીને રડી શકે! બાપે દિકરાને કેડ પર લઇ રમાડવો એ તો જાણે મોટામાં મોટી અનીતિ ને કુટુંબની પડતી આવવાની નિશાણી જેવું લેખાતું. અરે, એ કરતાં પણ બીજા મલાજાના પ્રતિબંધો ઘણા ઘણા હતા. લખનારના ઉપર પણ વિત્યું છે, અને જાત માહિતીના અનુભવો થયા છે. જ્યારે છેક હમણા સુધી નવસારીમાં દેશાઈ ખાંદાનમાં આવાં મા-બાપના મલાજા ને માન હતાં, ત્યારે ઇરાનના દબદબા વખ્તે આગલા ઈરાનીઓમાં કેટલી બધી અદબ આદાબ ને માન મલાજો હશે તેનો ખ્યાલ કરી લેવો નોશીરવાન અદ્દલ પાદશાહની દરબારમાં તેનો ગાદીવારેસ બેટો હંમેશાં અદબ વાળીને બસ ઉભોજ રહેતો. એકવાર રાત્રિના ઉજાગરાને લીધે, બાપની

સમક્ષ એક બે ઘંટા સૂધી ખડે પગે ઉભાં રહેતાં જ્યારે પાદશાહજાદાને ઉંઘનો એક ઝોંકો આવ્યો ત્યારે નોશીરવાને તેને નાફરમાન ને બેઅદબ બેટો ગણી સંજો વટીક કરી હતી! શાહનામામાં શિક્ષા કહી છે કે;

પેસરરા પેદર ગર બ ઝીન્દાં કુનદ;
અઝાં બેહ કે દુશમન ગુલ અફશાં કુનદ

એવા છોકરાને તેનો બાપ કેદખાને પૂરે તો તે બેહતર છે, મગર શત્રુઓ તે છોકરા ઉપર ફુલોનો વર્ષાદ વરસાવે તે બેહતર નથી. હીરોડોતસના કહેવા પ્રમાણે તો એક ઇરાની બેટો બાપને હેરાન કરે, સતાવે, કે માર મારે તો તે ગુન્હાની સજા ચીન દેશની પેઠેમ ઇરાનમાં પણ ભારે કરવામાં આવતી. બેટાએ બાપને મારવો અગર બાપને ઠાર કરવો એ અપરાધ કહિયે નહીંજ બને એવું અસલી ઇરાનીઓ દ્રઢતાથી માનતા હુતા. જો કોઇ કદાચ આવા પ્રકારનો ગુન્હો બનતો તો તેઓ આમજ કહેતા કે; "એ અપરાધી પેલા મરનારનો છોકરો હોયજ નહીં." અગર તો બાપને દિકરાએ મારી નાખ્યો હોય એ વિષે તેઓ શકનીજ નજરે જોતા હતા. આવો એક ગુન્હો સાબીત થાય તો તેઓ કહેતા કે; બાપ પણ તેવોજ ભુંડો હોવો જોઇએ. ભલા ભ્યારનું ફળ ભુંડું ના હોય, એમ તેઓ યકીનથી માનતા.

ગરશ બાર ખારસ્ત, ખુદ કેશ્તઇ;
વગર પરનેયાનસ્ત, ખુદ રેસ્તઇ. (ફીરદુશી)

જો તે કાંટા રૂપ ફરઝંદ છે તો તે ત્હારૂં પોતાનુંજ રોપેલું બીજ છે, અને તે ફરઝંદ જો રેશમ રૂપ છે તો તે પણ ત્હારૂં પોતાનુંજ કાંટેલું રેશમ છે. જેવું તેં બીજ વાવ્યું તેવુંજ તેં ચાખ્યું. સીસેરો કહી ગયો છે, કે એથન્સનો પેલો ડાહ્યો ધારાશાસ્ત્રી જ્યારે દરેક પ્રકારના ગુન્હાઓ બદલ કાયદાઓ બાંધી રહ્યો ત્યારે તેને પૂછવામાં આવ્યું કે; "પિતૃ હત્યાના તથા માતાને મારી નાખવાના અપરાધ વિષેનો કશો પણ પ્રતિબંધ તમે કાં નહીં મૂકયો વારૂં!" ત્યારે તે કાયદા શાસ્ત્રીએ ઉત્તર દીધો કે; "જે અપરાધ વિષે આપણે જાણતાજ ન હોઇએ, અગર જે અપરાધ વિષે આપણે કહિયે સાંભળ્યુંજ નહીં હોય, તેવા અપરાધ વિષે કાયદો ઘડવો અને તેની શિક્ષા ઠરાવવી, એ તો તે ગુન્હાનો અટકાવ કરવાને બદલે તે ગુન્હાને આમંત્રણ કર્યા બરાબર છે." અર્થાત, બાપને દિકરો મારી નાખે, કે બેટો માતાનો પ્રાણ લે, એવું બનવું બીલકુલ અસંભવિત માનવામાં આવતું હતું. ફારસીમાં કહેવત કહી છે કે; "કસી ચશ્મો દીલરા બ સૂઝન ન દુખ્ત" એટલે કોઈ પોતાને હાથેજ પોતાની આંખ અને દિલ બન્નેને સાથે સાથેજ સોયાથી વિંધતું નથી. બાપની તાબેદારી ઉઠાવવાને બદલે તેના ઉપર કીને ભરાઇને દસ્ત-દરાઝી કરનારો બેટો બુન્યાદજાદો કહેવાવો નજ જોઇએ. ભલો બેટો તો તેજ છે, કે જે

પોતાના પિતાશ્રીનો ધર્મ બજાવે, અને પિતાશ્રી ઉપર કીનો રાખી તેના દિલ ઉપર હાથ ઉગામે નહીં. શાયર કહે છે કે;

પેસર આન બુવદ એહ કે દીને પેદર;
એગીરદ ન યાઝદ બ કીને પેદર.

રોમ શહેર બંધાયા પછી ૬૦૦ વર્ષ વહી ગયાં ત્યાં સૂધી બાપની હત્યા કરવાનો ગુન્હા રોમનોના સાંભળવામાં પણ નો'તો આવ્યો. ૬૦૦ વરસ બાદ જ્યારે પિતૃ હત્યાનો અપરાધ કરવાનો પહેલ વહેલો બનાવ બન્યો ત્યારે તે નીચ બેટાને નીચે મુજબ સજા કરવામાં આવી હતી. તેના શરીર ઉપરની તમામ જીવતી ચામડી ઉતારી ત્યાં સૂધી તેને જેરમન અને ચાબુકનો માર મારવામાં આવ્યો. પછી એક મોટા કોથળામાં તેને પોતાને. એક કુતરાને, એક મરઘાને, એક વાગળાંને, અને એક વાંદરાને; એમ બધાંને સીવી લઇ દરિયાનાં છેક ઉંડાણમાં ફેંકી દેવામાં આવ્યો. એટલાજ માટે ફીરદુશીએ કોલ આપ્યો છે;

**કે ફરઝંદે બદ ગર, બુવદ નરરે શીર; બ ખૂને પેદર હમ ન બાશદ દલીર.**
**મગર દર નેહાંની, સખુન દીગરસ્ત; પઝૂહન્દેરા રાઝ બા માદરસ્ત.**
**પેસર કુ રહા કર્દ, રસ્મે પેદર; તો બીગાને ખાનો મ ખાનશ પેસર.**

સિંહના જેવું ગમે એવું શેરમર્દ પણ ભુંડું ફરઝંદ હોય, તોપણ તે પોતાના બાપનુંજ ખુન કરવામાં સરફરાઝી સમજતું નથી. પરંતુ ઉંડાણમાં વિચાર કીધાથી જુદીજ વાત જણાય છે. તલાસ કરનારને તો તેની માયની દામનની અને બાપની બુન્યાદી વિષેજ શકનો ભેદ માલુમ પડે છે. જે છોકરો બાપવખો નહીં રહેતાં બાપનો માર્ગ છોડી બેસે, તો હે ભાઇ! તેને તે પિતાનો પુત્ર નહીં પણ કોઇ ત્રાહિતનોજ ગણી લે.

## ૧૨ મી આંજ્ઞા.

> **મા**જણની જણે તો ત્રણ જણ, ભક્ત–દાતા–કાં શૂર;
> નહીંતો રહેજે વાંઝણી, મત ગુમાવીશ નૂર.

"માબાપની સેવા કરવી. સેવા કરવી," એમ અમસ્થું બોલ્યા કરવાથીજ કાંઈ તેનું ખરૂં તાત્પર્ય જુવાન બેટા બેટીઓ સમજી શકતાં નથી. જો શાસ્ત્રિય રીતે સમજાવો તોજ ખરી દલીલ ઉપર તેઓ ધ્યાન આપે. છોકરાંઓએ માબાપના કહ્યાસર ચાલવું એમાંજ તેમનું હિત છે, એમ પંડિતો ને ફીલસુફો સમજાવે છે; પરંતુ તે ખરૂંજ માની લેવું કે કેમ? એનો ખુલાસો એટલોજ છે, કે ડાહ્યા

ને કુટાઈ કુટાઇને પાકા થયેલા ગુરૂઓનાં વચન ઉપર વિશ્વાસ મૂક્યા વગર બિન અનુભવી જવાનોને ચાલે એમ નથી. સંસાર વહેવારમાં ગુરૂઓના ઉપર વિશ્વાસ મૂક્યા વિના ચાલતું નથી. આપણે કાંઇ આપણા બાપ કાકાઓને જન્મથીજ ઓળખતાં નથી. "આ ત્હારી માય! આ ત્હારો બાપ! આ ત્હારો ભાઇ! ને આ ત્હારી બ્હેન!" એમ આપણને આપણા સંબંધીઓએ બચપણમાં સમજાવ્યું ને આપણે માન્યું. એ વિષે કાંઇ જાત માહિતી લેવા આપણે ગયાં નથી. વિશ્વાસથીજ માન્યે છીએ. વિંછીના કે સર્પના ડંશથી ભારે વેદના થાય છે, અગ્નિને અડકવાથી દાઝી જઇએ છિયે, સોમલ કે અફીણ ખાધાથી મરી જઇએ, અમુક દવા પીધાથી અમુક રોગ મટે, એ સૌ સૌ વાતનો જાતિ અનુભવ લેવા સારૂ તે તે પ્રયોગો લોકો કાંઈ પ્રત્યક્ષ કરતાં નથી. જેમને તેનો અનુભવ થયો છે તેઓ કહે છે, ને આપણે માન્યે છિયે. માનવુંજ પડે. તેજ પ્રમાણે માબાપનું અંતઃકરણ છોકરાંનાં દુઃખ દર્દ વખતે કેવું દુઃખી થાય છે, અને બચ્ચાંનાં સુખ સારૂ કેવા કેવા ઉપાય કરવાને તેઓ તત્પર રહે છે, તેનું ગમે એવું વર્ણન કરીએ, પરંતુ જાત અનુભવ તો તેજ બચ્ચાંઓ જયાંસુધી માબાપ તરીકેની સ્થિતિમાં આવે નહીં ત્યાં સુધી તો થાયજ નહીં. માબાપનું મન બાળકોનાં હિત સારૂ મહા સંકટો વેઠવાને પણ તૈયાર હોય છે. પોતાને ગમે એટલું દુઃખ પડે, ગમે એટલા પૈસા ખર્ચાય, ગમે એટલું અપમાન થાય, પરંતુ પોતાનાં બચ્ચાંઓનું ગમે એ ભોગે પણ ભલું થાય એમ સર્વ માબાપો ઇચ્છે છે. આ કાર્યમાં તે વખતે તેમને પોતાનાં સુખનો કે સ્વાર્થનો તો ખ્યાલે હોતોજ નથી. પેટનાં બચ્ચાંનું હિત કરવામાંજ તેઓ સંતોષ માની લે છે. તેમનો મોટો સ્વાર્થ એટલોજ હોય છે. માય જેવો મિઠો મેવો ને મધુર માવો કઇ અજબ તરેહનો હોય છે. નેપોલ્યન બોનાપાર્ટને સેંટ હેલીનાના ટાપુમાં કેદ કરવામાં આવ્યા પછી કેટલેક વખતે તે માંદો પડયાની ખબર તેની મા લેતિશિયાને પડી દિકરા ઉપર પડેલાં સંકટથી માતાનું દિલ ઝરઝરી ઉઠયાથી ઇંગ્લિંડના રાજાને તેણીએ કાકલુદી ભરી એક અરજ કરી કે; "મહારાજ! હું નેપોલ્યન બોનાપાર્ટની દુઃખ્યારી માતા છું તેનો જીવ મ્હારા જીવ કરતાંએ મ્હને વિશેષ વ્હાલો છે. પરમેશ્વર અતિ મહાન અને દયાવાન છે અને આપણે સઘળાં તેના અંશની પ્રતિમા છીએ. હું તમને હાથ જોડીને, ખોળો ઓળીને માંગી લઉં છું, કે કૃપા કરીને મ્હારા નૂરેચશ્મ બેટાને બંધનથી મુક્ત કરો. તેને દુઃખ માંથી છોડવો. મહારાજ! આપ પરમેશ્વરના પ્રતિનિધિ છો. મુજ અનાથની એટલી અરજ સ્વીકારો!" માતાનો આ કેટલો બધો પુત્ર-પ્રેમ! ખરેખર, આપણાથી માના ગુણને ઓશિંગણ થવાતુંજ નથી ઈ૦ સ૦ પૂ ૪૭૭ વર્ષ પહેલાં એત્નાનો જવાળામૂખી પર્વત ફાટીને આસપાસના સેંકડો ગામોનો નાશ કરી મેલ્યો, ત્યારે સર્વ લોક પોતાની કિંમતી જીનસો લઇને નાસવા

લાગ્યાં. તે વેળાએ એક ઘણુંજ વૃદ્ધ, નાતવાન અને જઈફ ધણી ધણીઆણીનું જોડું નાસી જવાને અશક્ત થઇ પડેલું માલુમ પડયું હતું. ઇશ્વર કૃપાથી એ જોડાંના બે પ્રિય પુત્રો નામે એનેપિયસ અને એમ્ફીનોમસ કરીને હતા. એ સપુતોએ કાંઈપણ દર દાગીના કે કિંમતી જણસો લઈને નાસવાને બદલે સૌથી અમૂલ્ય વસ્તુ લેખે, એકે પોતાની માતાને અને બીજાએ પોતાના પિતાને ખાંધ પર ઉઠાવી લઇ દોડવા માડયું! આ બનાવને ઘણું અતિશયોક્તિ ભર્યું રૂપ આપતાં કેમિરીઅસ જણાવી ગયો છે કે; "પોતાના માબાપ તરફની આવી ભક્તિથી, આવી ઉત્તમમાં ઉત્તમ સેવાથી, અચંબો પમાડનારી આવી જાનફેશાંનીથી, ભગવાને પ્રસન્ન થઈ, જવાળામૂખીની ભયંકર આગુનાં બળતાં તેને તેજ જગોએ અટકાવી દીધાં!" કહે છે કે, જે રસ્તેથી આ નીમકહલાલ બેટાઓ પોતાનાં મા-બાપને ઉપાડીને ચાલતા હતા, તેટલોજ રસ્તો આંગ વગર મોકળો રહ્યો હતો! બાકી આસપાસ બધે તો લાવાના બાળીને રાખ કરનારા મોજાઓ રેલની માફક પ્રસરીજ રહેલા હતા. જે માર્ગે આ મા બાપવખા દિકરાઓ નાસતા હતા, તે રસ્તે ખુશનુમા હવા ફેલાઇ રહી હતી; અને ત્યાર પછી કંઇક જમાના વિતી ગયા તોયે, આ જગાને "પવિત્ર પુત્રોની ભૂમી" (Field of the Pious)ના નામથીજ ઓળખવામાં આવે છે. હિંદુસ્થાનમાં જેવો સપુત શ્રવણ પુજાયો છે, તેવાજ એ પુત્રો પુજાયા છે. પિતા પુનિત ગુરૂ તુલ્યને, પિતા રૂપ પરમેશ; એવું જાણી પ્રેમથી, સેવે સપુત હમેશ. આ કલિકાળમાં એવા સપુતો શાથી પેદા થતા નથી? આજે તો બાપ બેટા વચ્ચે અંત્તર; મા દિકરી વચ્ચે અંત્તર; ભાઇ ભાઇઓ વચ્ચે અંત્તર, ભાઈ બ્હેન વચ્ચે અંત્તર; જ્યાં જૂઓ ત્યાં અંત્તાર. અંત્તર, ને અંત્તર. હાફેઝજી કહે તેમ.

"ઈંચે શોરસ્ત કે દર દોરે કમર મો બીનમ:
હમે આફાક પર અઝ ફેત્ન ગો શરમા બીનમ!"

આ શું શોર ને ફરિયાદ છે, કે આ માહતાબના દૌરમાં, આ જેહાંને જમાનમાં મેં એવું જોયું કે, ઘેરે ઘેર ને શહેરે શહેર સઘળે ફિતના ને કજીઆજ ભરાઈ ગયા છે!

**હીચ શફકત ન બેરાદર બ બેરાદર દારદ;**
**હીચ મેહરી ન પેદરેશ બ પેસર મી બીનમ!**

ભાઇ પોતાના મા-જન્યા ભાઇ ઉપર નથી મહેર રાખતો; કે એક બાપ પોતાના દિકરા ઉપર મમતા રાખતો પણ મને જણાતો નથી.

દુખ્તારારા હમે જંગસ્તો જદ્દ બા માદર,
પેસરાંરા હમે બદખાહે પેદર મી બીનમ!

છોકરીઓ પોતાની માવતરને ના-ફરમાન થઈને ઘરમાં લડાઇ ને કજીઆ કરે છે, અને દિકરાઓ પોતાના બાપનુંજ ભુંડું ચ્હાતા જોવામાં આવે છે. એનું કારણ શું? એમ કાંય? સબબ એ છે, જવાબ એ છે, કે

**ઇસ દોરમેં ગઇ હય મરૂવતકી આંખે ફૂટ:**
**માદુમ હય જેહાંમેં ચશમેં હયા પરસ્ત.**

આ સંસારના ઝગડામાં હાલે મરવત, મલાજા, અને લાજ શરમવાળી આંખો પુટી ગઈ છે. આ કલિયુગમાં શરમ લાજવાળાં લોકોની આંખો પણ નાબુદ થઇ ગઇ છે. જૂઓ, કે કોઇએ પણ કરેલા ઉપકારનો બદલો વાળી આપવો એ ગૃહસ્થપણાનું લક્ષણ છે, અને વિચાર કરતાં જણાશે કે, બાળકો ઉપર મા-બાપના જેટલા ઉપકાર તો કોઈનાએ હોતા નથી, ત્યારે આ ઉપકાર વાળવાની તો સૌથી પહેલી ફરજ છે, છતાં આ જમાનામાં તેજ ફરજને સર્વથી છેલ્લી ગણી કાઢવામાં કાં આવે છે? મા બાપની સેવા કરવાથી, અને તેમની આજ્ઞા પાળવાથી તો છોકરાનુંજ હિત થાય છે, અને મા બાપનો જીવ ખુશી રાખવાથી પરમેશ્વર પણ પ્રસન્ન થાય છે; આમ છતાં આપણે મા બાપનેજ કાં નાફરમાન થવું જોઇએ વારૂ! ધન, દોલત, માન કે કીર્તિ તો ગમે ત્યારે પણ મળશે, પરંતુ ઘરડાં અશકત મા-બાપની સેવા ચાકરી કરવાનું કયારે ફરી ફરીથી મળશે? ઇંગ્લંડનો પહેલો એડવર્ડ રાજા પેલેસ્ટાઈનમાં ધર્મની લડાઈમાં જયારે ગુંથાયો હતો ત્યારે તેના એકના એક પુત્રના મરણની ખબર તેને મળી. આ માઠા સમાચાર સાંભળવાથી તેને સંતાપ તો થયો, પણ ગંભીરતા રાખી એટલું દુઃખ તો તેણે ખમી લીધું. થોડા વખત પછી તેને પોતાના પિતાજીના મરણની ખબર પડી. આ ખબર સાંભળી તેનું કાળજું કપાઈ ગયું, ને ન્હાનાં બચ્ચાંની માફક ફોક ફોકે રડવા લાગ્યો. કેટલોક કાળ વહી ગયા પછી તેના મ્હોં લાગ્યા મિત્ર સીસીલીના રાજા ચાર્લસે પૂછયું કે; "પેટના પુત્રનું, એક પૂરા દીકરાનું મરણ નિપજયું ત્યારે આપ રડયા નોંતા ને બુઢ્ઢા બાપ ગુજરી ગયા તેનો તમે એટલો બધો સંતાપ કાં કીધો હશે?" રાજાએ જવાબ દીધો; "પરમેશ્વરની મહેરબાની થશે તો મ્હારે ત્યાં બીજો દિકરો તો આપશે પરંતુ મ્હારા બાપનું છત્ર સદાનું ગુમ થયું, તેનો હુકમ જે મ્હને માન ઉત્પન્ન કરતો હતો, તે હવે મને પાછો કયાં મળવાનો?" ટ્રોયના દેશનો ઇતિહાસ જેમણે વાંચ્યો હશે તેમને ઝટ યાદ આવશે, કે મા બાપની ભારે સેવા બજાવનાર ઈનિસને "Eneas the pious"નો, 'પુજ્ય અને પવિત્ર ઈનીસ"નો, મહાન એલકાબ લોકો તરફથી આપવામાં આવ્યો હતો. **એટલે કે, મા-બાપની સેવા એજ પવિત્ર ફરજ છે.**

# ૧૩ મી આજ્ઞા.



## ૧૩-માબાપના પગની નીચે બેહેસ્ત છે !

ઘરડાં વડાંથી આપણને કહેવામાં આવ્યું છે; કે "મા-બાપનાં પગ તળે બેહેસ્ત છે, દરરોજ તમે જોયાં કરો, એક પણ દિવસે ત્યાં તમને સ્વર્ગ જણાશે !" એનો અર્થ એટલોજ છે, કે મા-બાપને તીર્થ સ્વરૂપ માનીને તેમના પગ ઉપર માથું મૂકીને હરદમ તેમને નમતાં રહેવું. જેને મા બાપનાં દરરોજ દર્શન કરવાને મળતાં હોય, તેને તીર્થ, યાત્રા, કે પવિત્ર ધામોએ ભટકવાની કશી જરૂરજ નથી. ત્યાંજ તેનું તો યાત્રાનું સ્થળ છે. માટે હે બંધુઓ! મા બાપને જે નમે તે પેટ ભરીને જમે; એ વચનને મિથ્યા નહીં સમજો; મા-બાપને નમતા રહો, તેમની અંતઃકરણની ભલી દુવા તમને ગુપ્ત લાભો કીધા વગર રહેશે નહીં. મા—બાપને નમતા રહો, તેમના આશિર્વાદ ફળ્યા વગર રહેશે નહીં.

"ઉચાં પાણી ના ટિકે, નિચે હિ ઠયરાય:
નિચા હોય સો ભર પીએં, ઉચાં પ્યાસા જાય." (કબીર.)

પાણી છે તે ઊંચી જગા ઉપર ઠરી શકતું નથી; જ્યારે તે નીચાણ કબુલ રાખે છે ત્યારેજ ઠરીને બેસે છે. તેમ જે દિકરા મા બાપની આગળ વાંકા વળીને નમી પડે છે તેઓજ ઠરીને રહે છે. વાંકા વળે તો તેઓ અમૃત પી શકે, ટટાર ઉભાં રહેવાથી અમૃત પી શકાય નહીં. જે કોઇ મા-બાપથી ઉચો થવા માગે છે તે નીચોજ પડે છે, ને નમતાઈ રાખે છે તે સુખી થાય છે. મા બાપને દુઃખી કીધાથી તેઓ જો બચ્ચાંને બદ દુવા કે શ્રાપ દે છે તો તે શ્રાપ પણ લાગ્યા વગર રહેતા નથી. માટે હે જીવ! આ મનુષ્ય જન્મ ઘણો મોંઘો છે, તે તને પરવરદેગારે કૃપા કરીને ત્હારાં માત પિતાને પેટે આપ્યો છે, તો માતૃભક્તિ અને પિતૃભક્તિ કરી લેવાનો જે દાવ આવ્યો છે તેટલાં તેમને ભજી લે, ભજી લે; એ સમો વિત્યા પછી ફરી ફરીને એવો લાગ આવવાનો નથી. લોઢાંનો તાવ ગયો તે પાછો મળતો નથી. પોમ્પોનિયસ એટીકસે પોતાની માતાના મરણ સમયે પાયદસ્ત નિકળતી વેળાએ કરેલાં ભાષણમાં એવું જણાવ્યું હતું કે; "મ્હારી માવતર સાથે ૬૭ વર્ષ સૂધી રહ્યો પરંતુ કદિ પણ તેણીના મનનું સમાધાન હું કરી શકયો નથી." એ એટીકસ પોતાની માતા ઉપર અતિશય વ્હાલ રાખનારો અને તેણીને

પુજનારો હતો, અને માતૃસેવા બહુજ કરનારો હતો, એમ સૌ લોકોમાં તેનું નામ કહેવત રૂપ થઇ પડેલું છતાં, તેને આવું ઉલટું વચન બોલતો સાંભળીને લોકો દિગમૂઢ થઈ ગયાં છે. એમ જોઇને તે તુર્તજ બોલી ઉઠયો; "કારણ કે એ ૬૭ વરસ જેટલી મુદતમાં અમો મા-દિકરા વચ્ચે એક દહાડો પણ બોલાચાલી કે અણ બનાવ બન્યો નથી, જેથી મને તેના મનનું સમાધાન કરવા જવાનો વખતજ આવ્યો નથી." ૬૭ વર્ષની ઉમ્મરના એક દીકરાને પોતાની માતાની સામે એક પણ વાર બોલાચાલી કરવાનો પ્રસંગ ન આવે, એના જેવો પુત્રપ્રેમ ને માતૃ-સેવા બીજી હોયજ શી ? જે ઘરમાં એવા વ્હાલા પુત્રનો પ્રેમ નથી તે ઘર સ્મશાન સમજવું. એટલા માટેજ ઘરનાં આવાં સુખને સાને માથે મૂકવામાં આવ્યું છે. વીલ્બર ફોર્સને હાથે એક દિવસે સરકારી દસ્તાવેજ કેઠે ગેરવલ્લે મૂકાઇ ગએલો જાણીને ઉતાવળે રાજા જ્યોર્જ ત્રીજાએ તેની પાસે તેજ દસ્તાવેજ માગ્યો. વીલ્બર ફોર્સ આભરો ગાભરો બનીને પોતાનાં મકાનમાં ઇંતેજારીથી તે શોધતો હતો, એવામાં તેનો ન્હાનો પુત્ર રોવા લાગ્યો. રાજા જ્યોર્જ આ ગભરાટ જોયા કરતો હતો. જ્યારે બાળક ઘણુંજ રોવા લાગ્યું ત્યારે રાજા જ્યોર્જે પ્રધાન પીટને કહ્યું; "હવેજ આપણે આપણા શાંત મિત્ર વીલ્યમને બીજાજ ખોએલો દેખીશું !" એટલામાં પાસેના ઓરડામાં વીલ્બર મોટેથી બોલતો સંભળાયો; "આ મધુર પ્યારો રડવાનો અવાજ સદા કાયમ રહો ! આ મધુરો રાગડો જો મ્હારા ઘરમાં હસતી ધરાવતો ન હોત, તો હમણાંના જેવા ગભરાટના વખતમાં મ્હારો મીજાજ મ્હારા કાબુમાં ના રહેત ! એ રોવાનો અવાજ તો મ્હારે સારૂ હમણાં ભક્તિ કરે છે !" મા-બાપના પગ હેઠળ બેહેસ્ત છે તે તેમનાં દિકરાં માટે છે, પરંતુ મા-બાપનું બેહેસ્ત પોતાનાં દિકરાંઓના દીદાર ઉપર હોય છે તેમના દીદાર જોવાથી તેઓને સ્વર્ગ જોવાની ખુશાલી જેવી ખુશાલી લાગે છે. એકવાર થેમીસ્ટોકિલસે કહ્યું હતું કે; "મ્હારૂં બાળક આખી જગત ઉપર રાજ્ય ચલાવે છે !" વડા વજીરે પૂછ્યું કે, "તે કેમ બને ?" ત્યારે રાજાએ ઉત્તર વાળ્યો; "જૂઓ ! મ્હારો બાળક બેટો તેની મા ઉપર હાકમી ચલાવે છે. તેની મા મ્હારી ઉપર સત્તા ને અમલ ચલાવે છે હું એથેન્યનો ઉપર હકુમત કરૂં છું. એથેન્યનો ગ્રીકો ઉપર સત્તા ચલાવે છે ગ્રીકો યૂરોપ ઉપર અમ્મલ કરે છે. અને યુરોપ આખી દુનિયા ઉપર હાકમી ચલાવે છે. ત્યારે કહો કે; મ્હારો દિકરો આખી પૃથ્વિ ઉપર રાજ્ય ચલાવે છે કે નહીં ?" અર્થાત્ આ દુન્યામાં માબાપ અને બેટા બેટી વિષે મોહબ્બતની જેવી સાંકળ જોડાયેલી છે, તેવી સાંકળ બીજા કોઇ પણ પ્રેમમાં હોતી નથી. શેકસપીઅરે એને માટે ઉત્તમ શબ્દોમાં સમાપ્તિ કરેલી છે.

"The voice of parents is the voice of Gods,
For their children they are heaven's lieutenants ;
Made fathers not for common uses merely

Of procreation............
For these are we made fathers, and for these
May challenge duty on our children's part."

## મા–બાપની સેવા.

(૬)

"The joys of parents are secret, and so are their griefs and fears; they cannot utter the one, they will not utter the other. Children sweeten labours, but they make misfortunes more bitter; they increase the cares of life, but they mitigate the remembrance of death."—Bacon.

મા–બાપની શિખામણ અને તાબેદારી ઉઠાવી તેમની આજ્ઞા પ્રમાણે ચાલવાનું દાનાવ લોકો કહી ગયા છે તેનું ખરૂં કારણ જોશો, તો ભવિષ્યની જીંદગીમાં તેજ બચ્ચાંઓ દુ:ખી ન થાય તેટલા માટેજ છે. એક સોલજર પોતાના કમાન્ડરનો જેટલી તાબેદારીથી પડ્યો બોલ ઉપાડી લે છે, તેના ઉપરીનો હુકમ જીવ જતાં સૂધીને માટે ઉપાડી લેવાને જેટલો તે બંધાયેલો છે, તેટલીજ તાબેદારીથી દરેક બેટાઓએ બાળપણથીજ પોતાના માબાપનો હુકમ પ્રાણ જતાં સૂધીને માટે ઉઠાવી માથે ચઢાવવો જોઇએ. દરેક બાળક પોતે પણ આ સંસારની લડાઈમાં એક સોલજર થવાનેજ ઉધરે છે; અને જીંદગીની લડાઇમાં માબાપની સેવા ચાકરી કરી તેમની આજ્ઞા પાળીને સોલ્જરના જેવીજ બહાદુરી તેણે બતાવવાની છે; સબબ તેણે પણ પ્રથમથીજ તાબેદારી ઉઠાવતાં શીખવું જોઇએ. જેઓ ઘણું ખમશે તેઓ ઘણું સારૂં કરી શકશે, અને જેઓ તાબેદારી ઉઠાવતાં શિખશે તેઓ હુકમ કરવાનો હુન્નર ઘણો સારી રીતે જાણશે. માબાપની શિક્ષાનું શિક્ષણ એટલાજ માટે હોય છે, કે બેટા બેટી સુખી થાય, અને સંકટ વિકટમાં સપડાતાં બચે. અર્થાત, માબાપને સહનશીલતા ને નમ્રતાથી રિઝવવાથી લાભ તો બચ્ચાંનેજ થાય છે. દયારામ કવિનો મત છે કે;

સબલ ખમી નિર્ગર્વ ધની, કોમલ વિદ્યાવંત,
ભુવા ભુષન તિન હય, ઔર સબી અનંત.

જે બેટો બળવાન હોય છતાં માબાપ વિષે સહનશીલતા રાખે, મોટી પદ્વિએ ચઢ્યો હોય છતાં અહંકાર કે અભિમાન ના કરે, ભણેલો પંડિત હોય તોએ માબાપ સાથે નમ્રતાથી વર્તે, એ એક માબાપના દિકરાના ત્રણ ગુણો

મોટા શણગાર સમાન છે, બાકી બીજા બધા શણગાર તો ઘણાએ પડેલા છે. શૂર-વીર સરદાર સેર્ટોરિયસ જોકે લડાયક જીંદગીમાં બહુ બહાદુર હોઇ યુદ્ધમાં મોજ માનતો હતો, અને જોકે સ્પેન દેશમાં તેના જેવો બહાદુર યોદ્ધો કોઇ ન હતો. હુન્નામાં પણ તેજ શ્રેષ્ટ હતો, તોપણુ ભારે કટાકટીના વખ્તમાં પોતાને ગામ જઇ વ્હાલી માવતરનાં દર્શન કરી, તેની સેવા ચાકરી કરી, આશીર્વાદ મેળવવા સારૂ પોતાને વતન જવાની તેણે સેનેટ પાસે રજા માગી. પરવાનગી મળે તે પહેલાં તેને ખબર મળી કે, તેનાં માતુશ્રી મરણ પામ્યાં છે. આ માઠા સમાચારથી સેર્ટોરિયસના મનને એટલું તો માઠું લાગ્યું કે, તે પોતાના તંબુમાં જઈ ઉંધે મસ્તક પડી જાર બેજાર રડ્યો, અને ગમખ્વારીની ગીરફતારીમાં રાત દહાડો ભૂખો તરસો તંબુમાંજ ભરાઈ રહી કેટલાક દહાડા ગીરોગાનીમાંજ પસાર કીધા પોતાના મિત્રો તેની ગમગોસારી કરવા અને દિલાસો દેવાને આવ્યા, ને તેને કહ્યું કેઃ “દેશસેવા કરનારા યોદ્ધાએ આવું પોચાપણું શા માટે બતાવવું?” ત્યારે તે બોલ્યો, “જેઓ માતૃ-સેવા કરી જાણુતા નથી તેઓ જન-સેવા કે દેશ સેવા બજાવવાને નાલાયક છે!” આવા ઉમ્મરે પુગેલા બહાદુર સરદારનો ઘરડી ખખ થઇ ગએલી માતા તરફનો આ કેવો અગાધ પ્રેમ અને કેવી ઉંડી લાગણી હશે, તે ઉપલાં ઉદાહરણથી સર્વ બેટાઓને સહેજમાં સમજાઈ જશે. રોમમાં કહો કે આખાં ઇટલીમાં કહો; તો સર્વથી પહેલું ચિત્રયુક્ત બાવલું જો કોઈનું પણ મૂકવામાં આવ્યું હોય, તો તે એક દિકરાએ ભક્તિભાવ બતાવવા સારૂ પોતાના બાપનું બનાવેલું બાવલું છે, જે થર્મોપ્લીની ગળી આગળ એન્ટીઓકસ ઉપર પોતાના બાપે મેળવેલી મહાન ફત્તેહના સ્મારક ને સ્મરણાર્થે એકીલ્યસ ગ્લેબ્રીઓએ મહા પવિત્ર દેવળમાં ઉભું કરેલું છે, અને દિકરાએ બાપની બુનિયાદ બતાવી આપી છે.

હરાં કસ કે ઉ બાશદ અઝ આબે પાક,
ન ચારદ સરે ગૌહર અંદર મગાક.

જે બેટો કે ઉંચી બુન્યાદ ધરાવતો હોય છે તે પોતાની બુન્યાદ ખાંદાંનીને ધૂળમાં રોળાવા દેતો નથી; એવું ફીરદુશી કહી ગયા છે.

## ૧૪ મી આજ્ઞા.



**દૂધની અસર=પુતમેં પુત ગાયકા, ઔર દૂધમેં દૂધ માયકા.**

હે માબાપો! તમારાં પુત્રા પુત્રીઓ ઘણીવાર બેઈમાન નિવડે છે, ઘણીવાર નાફરમાન, દુરાચરણી ને અનીતિમાન નિવડે છે, તમારા કહ્યાસરનાં હોતાં નથી,

તમને બાળીને કોયલો કરે છ, તેનું કારણ જોવા જશો તો તમે જે દુધ ધવડાવો છો તેની મૂખ્ય અસર છે. બાપના બુંદમાં કે માતાના દુધમાં તેમનાં ખાનદાનનું સાત સાત પેઢીનું સત્વ તત્વ સમાયેલું હોય છે. તમે એક ભાડુતી લોંડી કે પગારદાર આયાને તમ.રી બેટીને ધવાડવા આપો, તો પછી તમારા ઘરમાં એકને બદલે બે લોંડીઓ તમે જોશો. પછી એક આયાને ઠેકાણે બબે આયા ઘરમાં તળે ઉપર થતી તમે અનુભવશો.

પેસર કૂ ઝેં રાહે પેદર બેગ્ઝરદ;
દેલીરશ ઝેં પોસ્તે પેદર ન શ્મરદ. (શાહનામુ.)

જે બેટો પોતાના બાપને પગલે ને બાપની રાહરસમથી ઉલટો ચાલે તે બેટાને બહાદુર લોકો તેના બાપના બુંદથી ગણુતા નથી; કેમકે તેનામાં બાપની સાત પેઢીનું સત્વ ઉતર્યું નથી. ઝાડને નામેજ ફળ વેચાય છે. આગલા જમાનાનો એક ગ્રીક ફીલસુફ વારંવાર એમજ કહેતો હતો કે; 'તમારાં બચ્ચાંને ગુલામના હાથમાં ઉધારવાને આપો, અને પછી તમારા ઘરમાં એકને બદલે બે ગુલામો જોવામાં આવશે!" હાલ જમાનાની માતાઓ જેટલી છોકરાંવાળી થવાની હોંસ રાખે છે એટલી તેમને ઉછેરવા ઉધારવાની કાંક્ષા રાખતી નથી. જો ચચ્ચાંને પોતાનું લુણ ખવાડયું હોય તો તે લુણહરામી ન થાય. જો બચ્ચાંને પોતાનું દુધ ધવાડયું હોય તો તે દુધ-હરામી ન થાય. આગલા પંડિતો જન્મનું સ્થાન જોઇને બચ્ચાંની પરિક્ષા નો'તા કરતા, પરંતુ ગુણનું ને લુણનું સ્થાન જોઇને બચ્ચું સુજન કે દુર્જન નિવડશે તેની પરિક્ષા કરતા. રેશમી વસ્ત્ર કીડામાંથી થાય છે; સોનું પત્થરમાંથી થાય છે; દુર્વા પણ ગાયની રૂવાંટીમાંથી થાય છે; ચંદ્રમા સમુદ્રમાંથી થાય છે; શ્યામ કમળ છાણમાંથી થાય છે; અગ્નિ લાકડાંમાંથી થાય છે; મણિ સર્પની ફેણમાંથી થાય છે; ગોરોચન ગાયના પિત્તમાંથી થાય છે; એટલે કે, ગુણીજનો પોતાના જે સત્વથી પોષાય છે, તે ગુણોના ઉદયથીજ ગુણવાન થાય છે. વિકટોર્યા રાણીએ પોતાનાં એકે એક બાળકને પોતેજ ધવાડ્યાં હતાં, અને હસવામાં કહેતાં કે, "તેમનામાં હું દુધ રેડતી નથી, પણ રાજગુણ રેડું છું." માયનું દુધ ધાવેલું હોય તોજ દિકરાં તે દુધ હલાલ કરે, નહીં તો જેટલા તેણીના ગુણો નવ માસમાં કસ રૂપે ખેંચાઇને જીવ વગરના લોચામાં એકઠા થયેલા તે ગુણોને જે ખાતર જોઇએ, તેજ જો દુર્ગુણી ખાતર હોય તો, છોડવા પણ દુર્ગંધી નિવડે. રોમ્યુલસ ને રીમસ બેઉ ભાઇની જોડી વરૂને ધાવીને ઉધરી હતી, જેથી તેમનામાં રંક લોકોને સપડાવવાનો ને સંતાપવાનોજ ગુણ ઉતર્યો હતો. એટલુંજ નહિ; પણ તેમણે પોતાનાં અશક્ત થઈ પડેલાં માત પિતાની આફતમાં જરાએ ભાગ લીધો નો'તો; ઘરડાં માબાપની તેમને લગારે કદર આવી નો'તી. ખ્યાલીઓ ખ્યાલ ગાય છે કે;

જાત બીના નહી ભાંત પરે. તુમ સુનના ચાતુરે;
નીચ ઉંચ દરમ્યાન તફાવત, બડાજી હુય ફેરે!
કાળી ઉનકી કાંમળ લે કર, રંગમેં ડબવોઈ;
હજાર હીકમત કરોજી ઉસ પર. રંગ ચહરે નાંહી.
ખાસા રેશમી કપરા ઉસ પર રંગ ચહરે સવ્વાઇ;
ફાટ ફુટ કર ટુકડે હો જાવે. રંગ ઓ કા ઓહી.
અસીલ સે નહી. ખતા ઉસે, તે લાંના ખાતરે;
નીચ ઉંચ દરમ્યાન તફાવત, બડાજી હુય ફેરે!

દીવો છે તે અંધકાર અને અંધારાંનુંજ ભક્ષણ કરતો હોવાથી કાળી કાજળનેજ જન્મ આપે છે, તો જોકે દીપક પોતે તો ઉજળો છે પરંતુ કાળાં ઘોર અંધારાંનો ખોરાક ખાઈને જીવતો હોવાથીજ તેનું ફળ મેસ રૂપે કાળું નિપજે છે. તેજ પ્રમાણે બચ્ચું જેવી જાતની બાઈનું દુધ પીએ છે તેવી જાતનો ગુણ તેનામાં ઉતરે છે. જ્યારે રાણી એગ્રીપ્પીના ઉપર પ્રજાએ જુલમ ગુજારવા માંડયો ને મારાઓને તેણીનો પ્રાણ લેવા સારૂ મોકલવામાં આવ્યા. ત્યારે તેણી ગર્ભવતી હતી; જેથી મારાઓને તેણીએ કહ્યું: —"તમે મને મારો છો, પણ મ્હારાં ગર્ભસ્થાન ઉપર પહેલા ફટકા લગાવો! અંદર અઝદા છે, તે વળી વરૂને ધાવશે એટલે આ દેશમાં એવડાં વરૂઓ ઉભાઈ જશે!" ભેદ એ હતો, કે તેણીના પેટમાં નીરો જેવો દુષ્ટ પાદશાહ પોષાતો હતો અને માતા મરી જશે ને તે જો જન્મવા પામશે તો દાસીને ધાવીને દાસી પુત્ર નિવડશે ત્યારેજ પ્રજા દુ:ખી થશે; એમ કહેવાનો તેણીનો હેતુ હતો. એગ્રીપ્પીના બચી જવા પામી, અને ખુની દુધ ધાવેલો નીરો જેવો સપુત (!) પેદા પડયો; જેણે પોતાની માવતરનુંજ ખુન કર્યું! દાસી-દુધ ધાવેલા ઓરેસ્ટીસ અને આલ્કમ્યોન, એ રાજાઓએ પણ પોતાને હાથેજ પોતાની માયોનાં ખુન કર્યાં હતાં. તે કાળમાં રોમન માતાઓએ, છોકરાનો જન્મ આપવો એ એક પાપ, ને જન્મીને પરાઇ માતાને ધવાડવા આપવો એ બીજું પાપ, એમ સમજવા માંડયું. અને બેટો જન્મે, કે તેના ગળામાં નીચલા લેખ વાળું પાટિયું લટકાવી સમુદ્રમાં છોડી દેવામાં આવતો:—"હું તને ઉછેરવાની ના પાડું છું, કે રખેને તું મોટો થઇને ત્હારી માયનેજ મારી નાખે!" ફરઝંદની વૃદ્ધિ થવા માટે માયો વલખાં મારે છે, પરંતુ વૃદ્ધિ તે તો દુધ પાવાથીજ થાય, જન્મ થવો એજ કાંઇ વૃદ્ધિ નથી. થીબન લોકો ફરઝંદાન ફરઝંદ રોજી મેળવીને, અને બાર બેટાના બાપ થઇને શું વાંઝિયા એપીમીનોન્દાસના કરતાં કાંઇ મા બાપની સેવા વધુ બજાવી ગયા છે? ના. નહિજ. પ્રાયમને પેટે નકામા માથે પરેલા ૫૦ પુત્રો પૌત્રો હતા, તથા હોમરને પેટે કાંઇએ ફરઝંદ નહીં હતું, છતાં શુદ્ધ માતા નોંધાવેલો એક હોમર પચાસ પ્રાયમોને કુદાવી ગયો છે. માટે હે માતા! તમે જેટલું જણવાનું કષ્ટ લીધું તેટલું પોષવાનું કષ્ટ લેશો તોજ તમો આયંદે દિકરાંવખાં રહેશો.

તમે હલકાને ન દો. આયાને ન આપો. પારકાં દુધની અસરથી તમે ત્હમારાં કુળનું અને તમારી પ્રજાનું સત્યાનાશ વાળો છો. શાયરે કહ્યું છે કે,

> ઝ દુઝખ મ બર કુદકાનરા બ પાસ;
> કે શના ન ખાનદ તુરા પાક રાય.

હે મા ! તું ચાલી ચલાવીને ત્હારાં બચ્ચાંઓને નરકમાં ન નાંખ. અનુભવ મેળવેલાં ડાહ્યાં લોકો તને દુરંદેશ ને નેક બુદ્ધિવાળી નહીં કહેશે. ચાતક પક્ષી જેમ વર્ષાદની ધારાને ધારણ કરે છે, તેમ સુગડ લોકો પોતાનાં સ્તનની ધારા જ્યારે બાળકના મ્હોંમાં રેડે છે, અને જ્યારે ચાતકીની માફક પેટનું બાળક ધરાય છે ત્યારેજ, છીપ છે તે શ્વાતિ નક્ષત્રનાં પાણીના બુંદથીજ ધરાઇને જેમ મોતી ધારણ કરે છે તેમ, માતાનું દુધ ધાવેલાં બચ્ચાંજ માતાની ઓખાડ ઉપર જાય છે. વળી જેમ તેજ શ્વાતિ નક્ષત્રનું પાણી જો સર્પના મોઢાંમાં જાય છે તો ત્યાં તે ઝેર થાય છે, તેમ દાસીનું દુધ સુજન બાળક રૂપી છીપમાં મોતીને બદલે સર્પના મોઢાંમાં ઝેર રેડયા માફક અસર કરે છે; અને સુજન માતાનું દુધ એક દાસી પુત્ર જેવા સર્પના મુખમાં પણ જાણે મોતીજ પકવે છે. ઇંગ્લંડનો રાજા ૧ લો જેમ્સ પોતાનો રાજવંશી ટેક ગુમાવી દઇને ચાકર નફરો સાથે વારંવાર અલૈયાં બલૈયાં કરવામાં મોજ માનતો; સાધારણ રૈયત વર્ગમાં બેસી ઠાઠાઠીઠી કરવાનો તેને શોખ હતો; જેથી તે ઘણો હિણાવા લાગ્યો. પાછળથી ડાહ્યા લોકે એવીજ તર્ક બાંધી, ને તે ખરી પડી, કે એક હલકી વંટરનું દુધ ધાવીને તે ઉધર્યો હતો ! જેવો આહાર તેવો ઓડકાર નિકળવાનોજ. તરબુચમાંથી આંગે ના નિકળે, ને આખણમાંથી વરાળે ના નિકળે. જેવું જે દુધ ધાવ્યો હોય તેવીજ ઓખાડ ઉપર તે જવાનો એ નક્કી. દુધની અસર કેમે કરતાં ટળતી નથી. માટે કવેત કીધું છે કે;

> લ્હસનકી ગાંઠકું કપુરકે રસમેં, બાર પચાસેકે ધોઇ મંગાઇ;
> કેસરકે પુટ દેકે અરૂ, ચંદન વૃક્ષકી છાંય સુકાઇ;
> બટ મોગરે માંહિ લપેટ ધરી, એહિ બાસ કુબાસહિ આઇજ આઇ;
> ઐસેહિ નીચકું નીચકી સંગત, કોટી ઉપાયેં કુટેવ ન જાઇ.

બધાં માબાપોને મ્હારી બે હાથ જોડીને વિનંતિ છે, કે ફેશનને લીધે કિંવા હલકાઈ ટચાકીને લીધે, અથવા આળસાઈ કે રોકાણને લીધે અથવા રખેને પોતાની ખુબસુરતી ઘટી જાય એવા વહેમે કરીને તમે તમારી આલ ઓલાદને પર કોમના થાનમાંનું દુધ નહીં પાવ ! એક કોમના આચાર વિચાર બીજી કોમથી જુદા છે; માટે એક કોમમાં દુધની અસર બીજી આખી કોમમાં નહીં પસરાવો. પારકું દુધ ધાવેલાં દિકરાં દિકરીમાં ગુપ્ત રીતે એવી અસર નિપજે છે, કે મોટપણે મા બાપને તેઓ પારકાં જેવાંજ ગણે છે. જેમ ઔષડનો સ્વાદ જુદાં જુદાં અનુપાનથી જુદો જુદો ગુણ બદલે છે, તેમ દુધનો ભાવ, ધાવનારનું સત્વ જુદે જુદે સ્થાને જુદી જુદી અસરો ઉપજાવે છે. એટલે, ધણી-

વાર આપણને જે સુખ આપનારાં હોય તેજ દુઃખનાં દેનારાં થઇ પડે છે, તેમનો અસલ પ્રભાવ રહેતો નથી, ને અસલ નસલમાં નકલ પેઠાથી પગ ધોઇને પાણી પીવા જેવડી મા-બાપની સેવા કરવાને બદલે લાકડી કે સોટાથી માબાપની દિકરાઓ ખૂબ સેવા ચાકરી કરતા જણાય છે. દિકરા દિકરી માનાં દુધ નહીં ધાવ્યાથી માના ધર્મ ત્યજીને જે પર ધર્મવાળાંનું દુધ ધાવ્યું હોય છે તે ધર્મ તરફ પોતાની મનોવૃત્તિ કુદ્રતી રીતે આપોઆપ ખેંચી લે છે. પછી ધર્મ નષ્ટ થતાં આખા કુટુંબ ઉપર અધર્મનો અમલ બેસે છે. અધર્મનો અમલ થતાંજ કુટુંબની સ્ત્રીઓ ભ્રષ્ટ થાય છે. ઘરની સ્ત્રીઓ બગડતાંજ વર્ણસંકર પ્રજા ઉત્પન્ન થાય છે. પ્રજા વર્ણસંકર થતાંજ ટોળો કે કોમ છિન્ન ભિન્ન થઇ જાય છે. કાંકે દુધથી તો સ્વભાવમાં પણ ફેર પડે છે. દુધનાં સિંચનથી મતિ પણ બગડે છે કે સુધરે છે. અને જે જાતનું દુધ ધાવીને એક બાળક ઉછરીને ઉભું થયું, કે પછી તેજ જાતનો સ્વભાવ કે મતિ જે પેડી તે સદાનીજ પેઠી સમજવી. પછી કવિ કહે તેમ

ખરકો તુરંગ ન નિપજે, સજે અતિસે સાજ;
ફુવડ હોય ન પદમની, કગવા બને ન બાજ.
કગવા બને ન બાજ, કાચ કંચન નવ હોવે;
મર્કટ ગલેમેં હાર, જઇ જંગલમેં ખોવે.
કહે શું કવિયાં કાન, શીર સભાવ ન પલટે નરકો;
સજે અતિસે સાજ, તુરગ ન નિપજે ખરકો.



## ૧૫ મી આજ્ઞા.

### અકબરની દરબારમાં દુધના પ્રબળના પ્રયોગ.

દિલ્લીના બાદશાહ અકબરે એકવાર મોટી દરબાર ભરી બધા ખંડિયા રજપુત રાજાઓ તથા ભાયાતોનો જમેલો એકઠો કર્યો હતો. તેમાં ભાયાત અમરસિંહ પોતાના બાર વર્ષની વયના પુત્રને લઇ આવ્યો હતો તે જવાનને ઢાલ તલવાર વિગેરે હથિયારોથી સજ કરેલો હોવાથી મોટા શૂરવીર જેવો જણાતો હતો. આ જોઇને બાદશાહે અમરસિંહને પૂછ્યું:-"પુત્રે જેવો રજપુત સાજ સજેલો છે, તેવો રજપુત ધર્મ પણ અખત્યાર કીધો છે કે ? રજપુતની પટાબાજી સમજે એવું રજપુત લોહી ધરાવે છે કે ?" અમરસિંહ કહેઃ-"બાર વર્ષમાં રજપુતનો હુન્નર એણે સંપાદન કર્યો છે હુઝુર ! પરિક્ષા કરવી હોય તો હુકમનીજ એ રાહ જૂએ છે !" બાદશાહે છોકરાને નજીક બોલાવી પૂછ્યું કે, "આ અહિં બેઠેલા સરદારોમાંથી તું કોની સાથે પટાબાજી કરીશ ?" છોકરાએ સૌમાં જે વડો સરદાર હતો,

તેના તરફજ આંગળી બતાવી! દરબારીઓ ચકિત થઈ ગયા. પટાબાજી ચાલતાં છોકરો પ્રથમ તો જરા પાછળ હટી ગયો! પછી હિમ્મતથી બોલ્યોઃ—"હે શૂરવીર! તું સાવધ રહીને લડ, નહીં તો ઘડીવારમાં ત્હારૂં હું ડોકું ઉડાવીશ!" સરદાર હસીને કહેવા લાગ્યો; "બેટા! હજી તો ત્હારી માતાનાં ધાવેલાં દૂધના ડાઘા ત્હારા હોઠ ઉપર પસરી રહ્યા છે, તું મ્હારી સાથે આશનાઈ કેમ કરીશ! હે અમરસિંહ! ત્હારો બેટો મ્હારે હાથે છુંદાઇ જશે, માટે એને આવો લાડ કરતાં વાર!" અમરસિંહ કહે; "તું ત્હારાં કામ ઉપર સાવધ રહે, ગાફેલ રહીશ તો એ તને છટકાવી નાખશે!" અલેટ પલેટ પટાબાજી ચાલતાં બ ર વર્ષના બુચાએ બુઢ્ઢા સરદારનું ડોકું બોલ બોલતાં ઉડાવી દીધું, અને લોહીથી ઝરઝરતી શમશેર મ્યાનમાં ઘાલીને બાપની આગળ આવી જેવો પગે પડવા જાય છે, કે લાલચોળ આંખો કરી, છોકરા ઉપર તિરસ્કાર કરી, તેને દૂર કરી ક્રોધાયમાન થઇ રજપુત બાપ બોલ્યોઃ—"તું બદમાશ મ્હારાં બુંદનો નહીં હોય! અથવા તો ત્હારી માતાનું દૂધ ધાવેલો નહીં હોય! તેં રજપુત ધર્મ ડુબાડયો; માટે હું તપાસ કરીને ત્હારો પ્રાણ લઇશ!" બાદશાહ અને દરબારીઓ અમરસિંહને સમજાવવા લાગ્યા કે; "એમાં છોકરાનો દોષ નથી, સરદાર મરવાનોજ હતો તે બધી સાવધગીરી રાખવા છતાં એનાજ હાથે મૂઓ. તું હવે દિકરાને ઠપકો નહીં આપ, શાબાશી આપ!" અમરસિંહ કહે, "જી હુઝુર! સરદારનું ડોકું ઉડાંવ્યું તે માટે હું એનો તિરસ્કાર કરતો નથી; ડોકાં છટકાવવાં ને ખુન રેડવાં એ તો રજપુતનો ધર્મજ છે. પરંતુ લડાઈમાં શત્રુઓનાં માથાં ઉડાવ્યા પછી તલવાર મ્યાન કરતી વખ્તે લોહીના ડાઘા સાફ કર્યા બાદજ તલવાર મ્યાન કરવી જોઇએ એવો રજપુતનો ધર્મ છે; તેને બદલે એણે લોહીથી ઝરઝરતી તલવાર એમ ને એમ મ્યાનમાં ઘાલી તેથી મને શક જાય છે, કે બુંદમાં કે દૂધમાં કાંઇ ખામી રહી ગયેલી છે. વળી લડતી વખ્તે પ્રથમ તો એ પાછળ હટયો હતો; જેથી મને પૂરેપૂરો શક જાય છે!" આમ કહી નાગી તલવાર સાથે ફાડેલાં નેન સહ પોતાની પ્રિયા આગળ જઈ બોલ્યોઃ—"હે સુશીલી! ખરેખરૂં કહે, કે આ પુત્ર મ્હારાં બુંદથી છે? સાચે સાચું કહે, કે એણે ત્હારૂંજ દૂધ ધાવેલું છે? ફરક પડશે તો ત્હારો પ્રાણ અબ ઘડી લઈશ!" રજપુતાણીએ પતિને આડા હાથ કરી લજ્જા લાવી કહ્યું; "એ પુત્ર આપનાંજ બુંદથી છે એમ પ્રભુના કસમથી કહું છું. પરંતુ એ જ્યારે વરસ દોઢેકનો થયો હતો ત્યારે હું કેઠે બહાર ગએલી હોવાથી એ છોકરો બહુજ રડયા કીધો, જેથી પાસેની વાણિયેણ પડોસણે ઘરમાં આવી એને મૂંગો રાખવા સારૂ ધવાડવા માંડયો હતો, એટલામાં હું જઈ લાગી, ને વાણિયેણને ધવાડતાં દીઠી, એટલેજ મ્હારો મીજાજ ગયો; કે હાય હાય! આ શું કર્યું! તૂર્તજ તેણીના હાથમાંથી એને ખૂંચવી લઇ ચત્તો સુવાડી દઇ છાતી અને પેટ

હાળી હાળીને સઘળું દૂધ ઓકાવી કાઢ્યું હતું, પરંતુ વાળિયેણના દુધની કાંઇક કસર રહી ગયેલી હોવાથીજ થોડીક બાયલાપણાની અસર એનામાં રહી જવા પામી છે!" હકીકત સાંભળી અમરસિંહ ખુશી થયો, કે ખુન્યાદ પણ મ્હારી છે ને દૂધ પણ માયનુંજ ધાવેલો છે, મગર જરા જેટલી નાલાયકી રજપુત પૂતમાં વાળિયેણ દુધની અસરતી રહી ગએલી છે, એટલીજ હિલચાલી છે.

ગર ઉ બી હુનર શુહમ બાઝ મેપ્તે માસ્ત;
દીલે મા બરીન રાંસતી બર ગવાહસ્ત.

જોકે મ્હારો બેટો મ્હારા હુન્નરમાં જરા લગાર ક્યાસ બતાવે છે, તોપણ તે મ્હારાથીજ ઉતરેલો છે, એ વાતની સચ્ચાઇ વિષે મ્હારાં દિલની હવે ખાત્રી થઈ છે. માતાના પેટમાં ગર્ભ રહ્યો ત્યારથીજ માતાના સારા માઠા વિચારની સાથે સાથેજ લોહીની અસર ગર્ભ ઉપર થાય છે, અને જન્મ દીધા પછી સારા માઠા વિચારની તે અસર લોહીમાંથી દુધમાં ઉતરે છે. ગર્ભાવસ્થામાં બાળકની માતા જો ધર્મનાજ વિચારો કરે છે, અને ધાર્મિક કાર્યમાં મશગુલ રહે છે તો ગર્ભના મગજ ઉપર અને ગર્ભનાં લોહી ઉપર ધર્મનીજ છાપ પડે છે, અને એ તેજ ધાર્મિક લોહીમાંથી ઉત્પન્ન થએલું દૂધ તે બાળક ધાવે છે તો તે બાળક ધર્મિષ્ટજ બને છે. જો માતા ઇંદ્રિયોના વિષય સુખમાં મગ્ન રહે છે, અને રાત ને દહાડો તેનાજ વિચાર કર્યા કરે છે તો તેણીનાં લોહી અને દુધમાં હવસ ને વિષયનુંજ તત્વ સાવ સમાયેલું હોવાથી, ગર્ભના લોહીમાં ને તેના ખોરાકમાં હવસ ને હવસજ ભરેલી હોય છે; તેથી બાળક ભોગ–વિલાસી નિવડે છે. જો ગર્ભિણી સ્ત્રી વિદ્યા વિલાસી હોય તો તેના લોહી અને દુધની અસર તેનાં બાળકમાં પણ વિદ્યાનોજ વિશેષ પ્રસારશે. સંકર કે વર્ણસંકર છોકરાં કદિપણ પોતાનાં માબાપ તરફ ભક્તિભાવવાળાં નિવડતાં નથી. જેનાં માતપિતા જુદી જુદી ન્યાતિ જાતિનાં કે પર કોમનાં હોય છે, તેઓ વર્ણસંકર કહેવાય છે. તેમાં બે પ્રકારના ગુણભેદ હોય છે માતા શુદ્રી હોય તો તેણીની કંઈક અધમતા, ને બાપ બ્રાહ્મણ કે ધર્મ–ગુરૂ વર્ગનો હોય છે તો તેની કંઈક ઉત્તમતા, એટલે એક પણ વર્ણમાં નહીં; તેનાં છોકરાં હાધાભળી નિવડે છે. જેઓનામાં કંઈક બાપ તરફનું જ્ઞાન ઉતરેલું હોય છે, ને માતા હુતોક્ષ કે વાઘોચોસ હોવાથી કેટલુંક અજ્ઞાન પણ ઉતરેલું હોય છે. દયારામ કવિએ તે ઉપરથી કહ્યું છે કે;

આંબા અચાની કિયોં, નીંકા પૂરન ચાંન;
બુરો જુ સંકર જાત સોં, જાંન હુ પરે અજાંન.

એક શેઠને એક છોકરો હતો, તેને માટે એક ધાવ આયા રાખી હતી. છોકરાની ખુબસુરતી માટે ધવાડનારી પોતે પરહેજી પાળતી હતી, ને તે છોકરો

પોતાની માતાને નહીં પણ આયાનેજ માય સમજીને માય કરતાં પણ વિશેષ માયા તેના પ્રત્યે રાખતો હતો. પરંતુ તે છોકરો જ્યારે એકાએક મરી ગયો ત્યારે ખરી માયને શોક થયો, પરન્તુ ધાવ આયાને તો કાંઇએ લાગ્યું હતું નહીં. તેણીના મનથી તો એક છોકરો ગયો, તો બીજો છોકરો પાળવા ને ધવાડવાને મળશે, તો નોકરીનો સ્વાર્થ જળ વાશે એમજ હતું; જેથી તેને દુઃખ નો'તું થયું: ખરૂં દુઃખ તો તેની પોતાનીજ માતાને ઉપજ્યું હતું. પ્લુટાર્કનો દિકરો મરી ગયો ત્યારે પોતાની બાયડીની બેહદ સબુરી જોઇને પ્લુટાર્કે તેણીને જણાવ્યું હતું કે; "બીજી માતાઓ પોતાનાં વ્હાલાંઓને પોતાની છાતીસે વળગાવીને ધવડાવતી નથી, અને પોતાનાં બાળક તો જાણે રમવાનાં રમકડાં હોય તેમ પોતાનાં બાળકને ફક્ત રમાડવા પૂરતાંજ પોતાના હાથમાં થોડોક વાર લઇને બોકી બોસા કરીને પાછાં આયાઓને સોંપી દે છે; જ્યારે તું જેણી ત્હારાં બચ્ચાંને ત્હારીજ છાતીએ ધવાડે છે, તથા તેમને ચોકખું દુધ મળે તે સારૂ ખાનપાનની પહરેઝી રાખી કેટલીક વેદ્દના ને પીડાકારી ખમે છે, પણ જ્યારે તે બચ્ચાં મરણ પામે છે ત્યારે અસાધારણ શોર બકોર અને રૂદન કરે છે; તેથી તું જેવી માતાને બચ્ચાંનાં મોત વખ્તે ઘણુંજ લાગવું જોઇએ, તે છતાં ખુદાઈ હુકમને તું તાબે રહે છે, ને બીજાઓની આયા ઘણું રડે છે તે માત્ર લોક જાણું કરવા થકીજ છે, એમ હું સમજી ત્હારા ઉપર પ્રસન્ન છું." માય જો પોતાના દિકરાને આયાને ધાવવા આપીને માબાપ-વખો દિકરો મેળવવાની આશા રાખે તો તે ફોકટ છે. એવાં પરાઇ ધાઇને ધાવેલાં બચ્ચાં પરાયાં જેવાંજ હોય છે. સિંહનું બચ્ચું જો બકરીનું દુધ ધાવીને ઉધરે તો સિંહનું શૂરાટન ગુમાવેજ છે સિંહણનું દુધ ધાવેલું બચ્ચુંજ સિંહ નિવડે છે. તેમ વળી ગાયનાં બચ્ચાંને સિંહણનું દુધ પાવાથી તે ગાય કાંઇ સિંહણ થઇ શક્તી નથી. અર્થાત; દુધના ગુણ તો ઑાર ઑાર છે. દુધમાં દુધ તો જેની તેની માયનુંજ ઉત્તમ છે

ગૌવનકે જાયે તેસો ઘરસે લપટ રહે,
ગધિયાં ન ગૌવ હોત, ગંગસે નહાયસે:
સિંહનકે જાયે તાકી, એરાવત આન માને,
શિયાળ ન સિંહ હોત, માટીકે ખિલાયસે:
હંસનકે જાયે વો તો, ઉનનકે મોતી ચૂગે;
બગલા ન હંસ હોત, મોતીકે ચુગાયસે;
કહે મિયાં તાનસેન, સુનો શાહ અકબર,
નફા નહીં હોત કછુ, નીચકું બઢાયસે. (તાનસેન).

# મા-બાપની સેવા.

(૭)

"Thou art the only comfort of my age:
Like an old tree, I stand amongst the storms;
Thou art the only limb that I have left me,
My dear green branch! and how I prize thee, child,
Heaven only knows."—Lee.

## ૧૬ મી આજ્ઞા.

### એક પુત્રને માટે માબાપ શું શું કરે છે?

પેટે પુત્ર નહીં હોય તેનું તો એકજ દુઃખ. માબાપને બીજાં અગણિત દુઃખો પુત્ર પ્રાપ્તિ માટે, પુત્ર થઈને મરી જાય તે માટે, અને મોટો થઈ નીમક હરામ નિવડે તે માટે. ગર્ભ સમયે દુઃખ, જન્મતાં કષ્ટાવાનું દુઃખ. અને મરી જાય તો અનંત દુઃખ. જ્યાં લગી માતા ગર્ભને ધારણ નહીં કરે ત્યાં લગી મા બાપ બન્નેને ભારે દુઃખ થાય છે. જો ગર્ભ રહે તોએ તેમની ચિંત્તા મટી જતી નથી. પુત્ર થશે કે પુત્રી તેની ચિંત્તા રહે છેજ. વળી રખેને ગર્ભ ગળી જાય તે વીશે પણ ફીકર રહે છે. જો નવ માસ વિતી ગયે થોડીક વધુ મુદતે પુત્ર જન્મે છે તો જનતીને કષ્ટ અને જનકને ભારે દુઃખ થાય છે સારી જગત્માં કોઇ જણનો એવો જન્મ નથી, કે જેમાં નવ ગ્રહમાંથી એક બે ગ્રહ પણ બગડયા નહીં હોય. તે બિગરેલા ગ્રહની ચિંત્તા રાત ને દહાડો માતા પિતા એકાંત બેસીને કર્યાજ કરવાનાં. એવી રીતે અઢાર ઓવાઈને નવ નવાઈનો હિકરો જન્મ્યો, એટલે માતા તો ઓવરાઈ પોવરાઇ જઇ ઓવારણાં લઇ લઇને આશિષો દે છે. "મરૂંરે મરૂં! દરીયામાં પાણી રહે ત્યાં લગી જીવજે, ને આંખનાં પાંપણ સાવરણી બનાવવા જેટલાં લાંબાં થાય ત્યાં સુધી અખઇ રહેજે! બેહરામશાહના દરાન દમશેદ કરજે!" પણ માત્ર ધાવવું છોડીને બાળક ઉદાસ થાય છે ત્યારે તેજ માબાપ રડવા લાગે છે. આમ ફીકર ચિંતામાં કેટલાક માસ વિત્યા બાદ ઝીણા દાંત પુટવા માંડે છે. દાંત પુટતાંજ કંઈક બાળકો મરી જાય છે, તેનો વળી ભારે શોક માબાપનેજ થાય છે. એવી એવી ધાસ્તીમાંથી દુર્બળ બાળક જીવવા પામે એ ધખારાથી ચકલે ચકલે ઉતાર મૂકે છે; મ્લેચ્છ, ચમાર, ચાંડાળ, અને દુબળા કોળી જેવાની પાસે પિછી

ઉજણી નંખાવે છે, અને ખ્વાજા, સૈયદ, પીર તથા ફકીરો પાસે જઈ જઈને નમે છે. તથા અધીરાં પડી પડીને હાથ જોડી જોડીને નમે છે. જેને હિંદુ કે પારસી લોકો કદિ માને નહીં એવા દૈત્યોની માનતા પુત્રને થકી કરે છે. નાના ભૂત ભૈરવને મનાવે છે, અને જોશી કે ધૂતારાના કહ્યા મુજબ સ્મશાન ભૂમિમાં શિયાળને વટીક બળિદાન ને ભોગ ધરાવે છે ! ઘરમાં વાઘરીનાં ને ભૂવાનાં ડાકલાં વણે છે; અને તેને હાથ જોડતાં કે પૂજા કરતાં પણ માબાપો લાજતાં કે શરમાતાં નથી બીજાં બહુ બહુ તાવીજો ને મંત્ર જંત્ર લખાવીને પુત્રના ગળામાં માદળિયાં મઢાવે છે. જ્યાં એક ઈશ્વરને પુજવાનો ચાલ ત્યાં સ્વપ્ને નહીં એવાં ચેડાં ઘેલાં, પુત્રના હિતને સારૂ, તે માબાપ કાઢે છે. વળી શિતળાનું નિકળવું થાય ત્યારે તેઓ હેબતાયે છે, અને સ્નાન વિગેરે ક્રિયાઓ કરવાનું પણ તજી દઈ પરમદેવ લેખે ગધેડાને માને છે ! તેઓ મ્હોં ચૂકીને કહે છે કે; "હે ગધેડી માતા ! મ્હારો પુત્ર બચાવજો ! ને હું તમારા ધણી ગધેડાને ચરાવી લાઉં !" આમ બોલી ખોળામાં ચણા ધરી વિનંતિ કરી ગધેડાને ચારે છે એવાં એવાં અગણિત કૌતકો ને દુઃખોથી માબાપ પુત્રનું પાલન કરે છે, અને બાકીનાં બીજાં હજારો દુઃખો તે મોટો થાય ત્યાં લગી વેઠે છે. પરંતુ જો પુત્રની ઉમ્મર થોડીજ હોય છે તો તેમના શોક ને દિલગીરીનો પારજ હોતો નથી. આમ છતાં જો દિકરો જીવ્યો તો સપુત જવલેજ નિવડે. કપુત નિકળે છે તો મા-બાપનાં દુઃખનો પાર હોતોજ નથી. મોટો થઇ પરણાવ્યો એટલે મા-બાપ સમુ જોતોએ નથી ને પોતાની સ્ત્રીનું ભરણ પોષણ કરવા લાગે છે. જેમણે તેને ઉધાર્યો તેમને બાડી આંખે પણ દેખતો નથી. રાત્રે પલંગ પર બાયડી શિખવે કે; "સાસુ સસરા મ્હને ગાળો દેછે," તો તે સાંભળી સપુત હોય તો વળી મા-બાપને જરા છેટેથી નમસ્કાર કરે, પણ કપુત હોય તો મા-બાપને તરછોડીને, ગાળો ભાંડીને, ઘરમાંનું સર્વસ્વ લૂટી લઇને જૂદો પડે છે, અને મા બાપની સીડીએ પણ ચઢતો નથી. સ્ત્રીજ તેને મનથી મા-બાપ સરખી વ્હાલી લાગે છે. મા-બાપની સેવા ચાકરી તો આઘી રહી, પણ સ્ત્રીનીજ સેવા ચાકરી કરી જગતને બતાવી આપે છે, કે કફોડાં અભાગ્યાં માત પિતાનો હું અકર્મી દિકરો છું !

કરે કિયારી કપુરકી મૃગમદ બરહા બંધ;
સીંચે નીર ગુલાબસેં, લહસુન તજૈ ન ગંધ.
લહસુન તજૈ ન ગંધ, રૂદ્ર જો અગર સંજૂતા,
કબહુ હોહિ ગજ રાજ, કબહું શુકરકે પુતા.
કહે ગિરધર કવિરાય, વેદ ભાષૈ યહ સારી,
બીજ બોયો સો હોય, કહા કરૈ ઉત્તમ ક્યારી ! ( કવિ ગીરધર. )

કોઇએ પણ કરેલા ઉપકારનો બદલો વાળી આપવો એ માણસ જાતનો ધર્મ છે; પરંતુ ઉપર જણાવેલી ટુંક હકીકત ઉપરથી સ્પષ્ટ જણાય છે, કે દિકરા

દિકરી ઉપર મા-બાપના ઉપકાર તો અપાર ને અપરંપાર છે, માટે તેમનાં ઘડપણે કિંવા નબળી અવસ્થામાં તેમની આજ્ઞા પાળીને સેવા બજાવ્યા સિવાય તે ઉપકારનો બદલો પુત્ર પુત્રી કેવી રીતે વાળી શકે ? પરંતુ જેમ ઉપર કવિત કહ્યું તેમ લસનના કયારડામાં તમે ગુલાબજળ સિંચીને કપુરનું ખાતર કાં નહીં પૂરો, તોએ લસન પોતાનો ગુણ બતાવ્યા વિના રહેતું નથી; તેજ પ્રમાણે દિકરા દિકરી નઠારાં, નાલાયક, નીમક હરામ, નિર્લજ ને નાફરમાન નિવડયા માટે બાપની બુન્યાદનો ને માતાના દુધનોજ વાંક નિકળી શકશે. કવિ બાયરનની ના-કદર માતાએ બાયરન પુત્રથી દુઃખજ દીઠું. નાટકકાર ફુટની નિર્દય માતાએ નિર્દય થએલા દીકરાથી દુઃખજ દેખ્યું. તેની ઉડાઉ માતા જ્યારે કરજ નહીં ભરાયાથી કેદખાંને ગઇ ત્યારે તેણીએ સપુત (!) ફુટ ઉપર પત્ર લખ્યોઃ-“વ્હાલા સેમ ! કરજને લીધે હું કેદમાં છું. આવીને છોડાવો તમારી વ્હાલી માતા ઇ. ફુટને.” એના જવાબમાં પુત્રે લખ્યુંઃ- “વ્હાલી માતા ! જેવી તું છે તેવોજ હું પણ છું. પરિણામે વ્હાલી માતા તરફની ફરજનું કરજ અદા કરી મ્હારી માતા પ્રત્યેનાં કરજની ફરજ અદા કરવાને જોકે અશક્ત છું, તો પણ જેવી મા તેવો દિકરો છે. લી. તમારો વ્હાલો દુઃખી દિકરો સેમ ફુટ.” એટલે, જેના તેના બુંદ અને દુધ ઉપર ગુણ કે પ્રકૃતિ બંધાય છે. તોખમરા તાસીર એ ખરેખરી કહેવત છે. લોંડીનું દુધ ધાવેલો અમીરી ખાસ્યત કદાચજ ધરાવે ક્લેબર, લેફીરી, મ્રષેટ, વીકટર, લેનીસ, સોલ્ટ, મેસીના, સેંટ કાયર, ડી એરલોં, મ્યુરેટ, નેએ, આગેરૂ, અને બેસીરીઝ જેવા જવાં મર્દો સિપાહ બચ્ચાંનું બુંદ ધરાવનારા ને સિપાહજાદીઓને ધાવેલા સિપાહોએ ગમે એવી મુલકી, વેપારી, અને ઉપાધ્યાયની પદવિઓને તરછોડીને લડાયક યોદ્ધાજ રહેવાનું પસંદ કેમ કર્યું હશે ! તે એટલા ઉપરથીજ સમજવું જોઇએ. ઘણાક દાખલામાં તો બાયરન અને ફુટની માતાઓની માફક પુત્રો કપુત નિકળ્યા તે માટે માતાઓજ એકલી જવાબદાર ઠરી છે.

**मातापित्रोः प्रजायन्ते पुत्राः साधारणाः ।**
**तेषां पिता यथा स्वामी, तथा माता न संशयः ॥**

માતાને પિતાથી પુત્રો ઉત્પન્ન થાય છે તેથી પુત્રો છે તે માય બાપ બન્નેને એક સરખી વસ્તુ છે, માટે પુત્ર વિષે પિતાની જવાબદારીનું સ્વામિત્વ છે, તેજ પ્રમાણે માતાની જવાબદારીનું પણ છેજ, એમાં સંશય નથી. જે દિકરા દિકરીના મા-બાપજ હયાત નથી, તે પુત્રાં પુત્રિઓએ મરેલાં મા-બાપની સેવા ચાકરી કેવી રીતે કરવી ? અને નાનપણમાં મૂકીને મરી ગએલાં માતા પિતાની આજ્ઞા કેમ પાળવી ? તે પાછળથી લંબાણથી સમજાવીશ.

# ૧૭ મી આજ્ઞા.






એક પુત્ર કે પુત્રીનું ભવિષ્યમાં સારી કે નઠારી વર્તણુકનું નિવડવું, તે કેવળ તેના માતાનાં શિક્ષણ ઉપર આધાર રાખે છે. બચપણમાંજ બાળકોના મગજ ઉપર મૂખ્ય અસરો થાય છે, અને પહેલીજ જોગવાઇએ તે અસરોનું તેજ પ્રકાશવા માંડે છે. તેજ સમયે નવીન વિચારો ને શુભ ચારિત્રના છાપો બાળકના મગજ ઉપર ઉંડી છાપ મારે છે, જે છાપ કદિયે ભુસાતી નથી. સર વૉલ્ટર સ્કોટ ન્હાનો હતો ત્યારથીજ તેની માતા તેના આગળ સ્કોટલંડ દેશના આગલા બહાદુર વીર પુરૂષોનાં પરાક્રમોની લાવણીઓ ગાતી હતી, જેની અસર તેને એવી થઈ, કે વાંચતાં લખતાં આવડે તેની અગાઉ તો તેનામાં એ જાતનાં આગલાં સાહિત્યનો શોખ વધ્યો, અને તે બચપણની છાપના પરિણામે અસલ સ્કોટીશ શીવલ્રીનો ખ્યાલ આપનારાં તેણે ૩૫-૪૦ નોવેલો લખી કાઢયાં. અર્થાત, બચપણ તો એક આરસી છે, જેમાં પડેલાં પહેલાં ચિત્રો પાછળથી ખુલ્લી રીતે પ્રકાશે છે. બાળકની પહેલી ચીજ તેજ સર્વથી છેલ્લે સૂધી તેના મગજમાં રહે છે. દીકરામાં કામ ક્રોધ આદિનો વારસો માતાથી ઉતરે છે. ઘણાંક દર્દ, રોગ, ને વ્યાધિ જેમ માતા તરફથી દિકરાંને મળે છે, તેમ દુર્ગુણો પણ ઓધે ઉતરે છે. ખરાબ અને વઢકણુ સ્વભાવની માતાઓજ પોતાનાં બાળકોને નઠારાં કે વઢકણાં બનાવે છે. બાયરન કવિ મગજનો ફાંટાબાજ હતો. કાબુને ધિક્કારનારો હતો. ધિક્કારની અજબુત લાગણી ધરાવનારો હતો. ચિડાઉ સ્વભાવનો અને મીજાજનો પાજી હતો. એ બધા ગુણો તેનામાં તેની માતાથીજ ઉતર્યા હતા. કેમકે તેણી પોતેજ અચોક્કસ વિચારવાળી જરા જરામાં ઉશકેરાઇ જાય એવી, અને જીદ્દી હતી પોતાનાજ દિકરાને વારે ઘડિયે ' કરૂપો છે " એમ કહી ટાણો માર્યા કરતી. વારે ઘડિયે ચીપ્યો લઇને બાયરનને મારવા દોડતી, અને ફાવે તો છૂટોજ ફેંકતી ! એક ના-કદર માતાની આવી વર્તણુકનેજ લીધે બાયરન બાપડો દુઃખી હતો, અને માતાને નાફરમાન નિવડેલા બેટાઓના લીસ્ટમાં વગર કારણે એનું નામ રજીષ્ટર થયું. પુત્ર લેખે નાફરમાન ને નલાયક કહેવાયેલો આ કવિ છેવટે બળાપો કરીને કહે છે કેઃ—

And thus untaught in youth my heart to tame,
My springs of life were poisoned.

મ્હારાં અંતઃકરણને પાંસરૂં ચલાવવાની મને બાળપણમાં કેળવણી નહીં મળી, તેથી મ્હારી જવાંનીના ઝરાઓ ઝેરી થઇ પડયા હતા. જે માતા સદ્ગુણોવાળી હશે. તે બચ્ચાંને સદ્ગુણોજ શિખવશે પછી તેનાં બચ્ચાંઓ તેનો પડયો બોલ ઉપાડી લેવાને આંખના એક ઇસારાનેજ પાદશાહી ફરમાન જેવું ગણશે. તેમના ઘરમાં નાફરમાની, નીમકહરામી, ને આજ્ઞાનું ઉલ્લંઘન કદિયે દીઠામાં ન આવશે. તેણી હીરાઓ જણશે, ને હીરાને વળી પાલીશ પણ કરશે. અને તે બેમુલાં નંગોની ભારે કિંમત થશે. મી. ટકનેલ પોતાની સ્કુલોના રિપોર્ટમાં લખે છે કે; "કેટલાંક મોટાં કારખાંનાઓમાં છોકરાઓને નોકરીએ રાખવા અગાઉ તેમની માતાઓની ચાલચલણ માટે પૂરતી તપાસ કરવામાં આવે છે, અને જો માતા સારી માલમ પડેછે તો બેધડક તેના છોકરાને ઝટ નોકરીએ રાખી લેવામાં આવે છે. તેમના બાપોની વર્તણુકની તો કારખાંનાવાળાઓ જરાપણ દરકાર રાખતા નથી" આ ઉપરથી સાબીત થાય છે, કે બચ્ચાંઓની વર્તણુકનો આધાર મૂખ્યત્વે તેમની માતાઓ ઉપર રહે છે. માટે બચ્ચાંની સેવા લેવી હોય તો માતાએજ બચ્ચાંને સાચવવાં જોઇએ એવી એક માતા

કે પરવરદેગાર અઝ પેદર બેહતર અસ્ત,
હમાન રાઝ બા મહેરબાન માદર અસ્ત

કે જે ઉછેરી, પાળી પોષી, ઉધારીને મોટાં કરનારી અને આપણી પરવરશીની કરનારી છે તેણી આપણા બાપ કરતાં પણ ચઢિયાતી છે. ખરો આપણો ભેદ ભરમ તો માતાની મહેરબાનીનોજ છે. One good mother is worth a hundred schoolmasters, એક સદ્ગુણી માતા તો એક સો મહેતાજી કે સહસ્ર શિક્ષકોની બરાબરની છે. દિકરી જો માયની વિરૂદ્ધ જઇને પોતાનું દીન ઇમાન તજી બેસે, દિકરી જો બાપને તરછોડીને બેગાના સાથે નિકળી જાય, અને દિકરો જો મોટો થઇને બાપની પાસે બેસવામાં પોતાનું પ્રેસ્ટીજ ઘટતું માને, તો માત્ર તે દિકરા દિકરીનોજ વાંક તમે ના કાઢશો. તેના માત પિતાને પણ દોષ દેજો.

**माता शत्रुः पिता वैरी येन बालो न पाठितः ।** જે માબાપોએ પોતાનાં દિકરા દિકરીને સદ્ગુણ શિખવ્યા નથી, તે બાપો અને તે માયોજ તે દિકરાં દિકરીનાં દુશમન સમજવાં. સદ્ગુણની, નીતિ ને ધર્મની કેળવણીની ખેતી કરવાથીજ કુમળાં મગજોની બુદ્ધિ રૂપી જમીન સારો પાક આપી શકે છે, એ ખૂબ યાદ રાખજો. As is the mother so is the daughter. જેવી મા તેવી દિકરી. માતા પોતેજ જેવાં માગે એવાં બચ્ચાં નિપજાવી શકે. કહ્યાસરનાં દિકરાં જોઇતાં હોય તો ના-કહ્યાસરની એટલે આજ્ઞાનું ઉલ્લંઘન કરનારી કેળવણી તમે ના આપો, મા પોતાની સેવા કરાવનારાં પુત્ર પુત્રી ઇચ્છતી હશે તો તેણે કહ્યાગરાં છોકરું નિપજાવવાને સારૂ, સૈન્યમાં જેવી કવાયદ અપાય છે, તેવી તાબેદારીની કવાયદ

બચ્ચાંને આપવી. માની ઇચ્છા હોય તે, સ્વર્ગ સમી લેખાય; માટે તેના પગ તળે, આખું સ્વર્ગ દેખાય. પરંતુ માબાપજ જો પાધરાં ના હોય, તેઓજ છકેલ ને છટેલ હોય, તેઓજ જો દીન ડુબાઉ-દેશ ભુલાઉ-ને ખુદા વિસરાઉ હોય તો પછી તેમની સેવા તેજ ધોરણ ઉપર દીકરાંઓ કરવાનાં. તેઓ નાસ્તિક ને સ્વછંદી નિકળવાનાંજ. તેઓ રસ્તે ચાલતા ઢેડભંગી સાંથે ગણુ નિકળી નાસતાં શરમાવાનાં નથી આવાં કછોડાં ને કફોડાં દિકરા દિકરી બટ્ટો લગાડીને એકવાર નાક લઈ ચૂકયાં, પછી કપાળ કુટવું ફોકટ. આબે-રૂ એકવાર ગયું તે ગયું, પછી અફસોસ કરવામાં શેઃ અર્થ? એક પારસી કવિનું વચન છે કેઃ—

" શ્વાસ ઉડીને ફુલ રહ્યું તો તે ચાહીને હાંસીલ શું?
ફુલ છતે નહીં પાન મળે તો તોરો બાંધી હાંસીલ શું?
" ઝાડ છતે નહીં પાન મળે તો ઝાડો રાખી હાંસીલ શું?
નંગ છતાં નગ ખોલ નહીં તો તેવે જડવે હાંસીલ શું?
આશ ગઈ રહી જાય અહીં તો તેમાં પડવે હાંસીલ શું?
આબ ગયું મેનાબ કરી તો છાપ જુવેથી હાંસીલ શું?"

---

# ૧૮ મી આજ્ઞા.



**માત પિતા સંતોષવાં, આધીન રહીને રોજ;**

**પ્રેમ સગાંમાં રાખવો વધે જેમ નિજ બોધ.** બચ્ચાંને જન્મ આપી ઉછેરવા ઉધારવા ને ઉદ્ધાર કરવામાં મા બાપને જે દુઃખો ખમવાં પડે છે, અને જીવસે સંકટો વેઠીને તેમને સંભાળવાં પડે છે, તેનો બદલો દિકરા દિકરી ૧૦૦ વરસ સુધી સેવા ચાકરી કરે તોયે, તે ઉપકારનો બદલો, વાળી શકાતો નથી, એવું મનુ મહારાજનું કહેવું છે. માટે હે બંદા! તું ત્હારાં વૃદ્ધ મા બાપને દુઃખવીશ કે દુભવીશ નહીં.

પેદર પીરે સર શુદ તુ બર ના દીલી.
ઝે દીદારે પીરાન ચેરા બો સેલી? (ફીરદુશી.)

ત્હારા પિતાશ્રી ઘરડા થયા છે અને તું હજી જવાન છે, તો તું તે બુઢ્ઢા બાપના દીદાર જોવાને બદલે તેનાથી વિમુખ નાં થા! તેનાથી તું દૂર શા માટે રહે છે? હે જીવ! તું જ્યારે અશકત હતો ત્યારે ત્હારાં મા-બાપ સશકત હતાં. તેથી જ્યારે ત્હારી પોતાની સેવા ચાકરી તુંથી થઈ શકતી નો'તી ત્યારે તેઓ ત્હારી સેવા ચાકરી કરતાં હતાં. હવે જ્યારે તેઓ ઘડપણથી અશકત થયાં, ને તું

સશક્ત થયો છે, ત્યારે ત્હારી ફરજ, તે અશક્તોની સેવા બજાવી ત્હારૂં કરજ ભરપાઇ કરવાની આપો આપ સિદ્ધ થાય છે, તે શું તું સમજતો નથી? તું તેમને માઠું લાગે એવા બોલ શા માટે મારે છે?

મિઠા ઉનસે બોલીએ સુખ ઉપજે કછુ ઑર;
એહિ વશીકરન મંત્ર હય, તજીયે બચન કઠોર. (કબીર.)

તેમની સાથે તું મિઠા બોલ બોલે, તેના જેવું તેમને સુખ આપનારૂં બીજું કાંઇએ નથી. તેમના દિલ જીતવાનું વશીકરણ અને તેમને રાજી રાખવાનું મંત્ર તે મિઠા શબ્દોજ છે. માટે તું તેમની સામા કઠોર શબ્દ નહીં ઉચ્ચાર. મા બાપના સારા આશિર્વાદથી બચ્ચાંને ગુપ્ત સુખો પ્રાપ્ત થાય છે, માટે તેમની પ્રસન્નતા વિના એક ડગલું પણ નહીં ભર. જેમને મા-બાપ હોતાં નથી એવાં સમજુ થએલાં બાળકો માત પિતાના ઉપકારના ઑરતા કરે છે કાંકે તેમણે આપેલી શિખામણો કેવી કિંમતી, સુખકર અને જીંદગીને સફળ કરે એવી હોય છે, તેમનાં જીગરમાં ભરેલો સાચો પ્રેમ ને સ્નેહ કેવો ઉમદા હોય છે. તેમનું હેત, પ્રીત, ને વ્હાલ બીજાં બધાં કરતાં કેટલું બધું ચઢિયાતું હોય છે! બાળકની સંભાળ લેવાની તેમની કાળજી બીજાં કરતાં કેટલી અધિક હોય છે, પોતે દુઃખી થઇને તમને સુખી કરવાને તેઓ કેટલો બધો આત્મભોગ આપે છે! આ સઘળું જો તમો વિચાર વિચાર કરીને સમજો તો તમે જરૂર કહેશો કે, મા બાપ જેટલે દરજ્જે પેટના કાદવનું ભલું ઇચ્છે છે, એટલે દરજ્જે ભલું ઇચ્છનારૂં જગત્‌માં બીજું કોઇજ હોતું નથી. તેમની મિઠી નજરનો લાભ લ્હાવો જેટલો લેવાય એટલો થોડો છે. મા-બાપ વગરનાં બચ્ચાંનું ખરાં દિલનું આ સ્વાર્થિ સંસારમાં કોઇએ સગું હોતું નથી. ઇશ્વર સિવાય તેમનો રક્ષક બેલી કોણ હોય? માત પિતાએ આપણા ઉપર કરેલા ગુણની સીમાજ હોતી નથી. મા બાપના છત્ર હેઠળ જે શીતળતા છે તે કેઠે પણ મળતી નથી. શાહનામામાં કહ્યું છે કે,

કસી કૂ શવર ઝીરે નખ્લે બુલંદ;
હમાં સાયે ઝુ બાઝ દારદ ગઝંદ.

એ તો સાધારણ છે, કે કોઇ પણ મનુષ્ય એક મોટાં વૃદ્ધ ઝાડની નીચે આશરો લે છે, તો તેના માથા ઉપરથી સૂર્યનો બળ્યાં બળ્યાં કરતો તડકો દૂર રહીને ઝાડનો છાયો તેને દુઃખમાંથી વેગળોજ રાખે છે. મા-બાપની આફતની વખ્તે જે દિકરાં પોતાની બાંહ્યાંની છોડતાં નથી તેમનેજ ધન્ય છે. સૂર્યનાં કિરણોનો તાપ પડતાં બરફ પોતાના દેહનો વટીક ત્યાગ કરીને પોતાની શીતળતા પણ આપી દે છે, તેમ દિકરાઓએ પોતાનાં સુખોનું પણ મા બાપને ખાતર બળિદાન કરવું જોઇએ. કબીરજીનો કોલ છે કે,

ઉંચે કુલકે કારને, બાંશ બડયો અહંકાર;
રામ ભજન હિરદે નહીં, જાલ્યો સબ પરિવાર.

હું ખાંદાની છું, હું ઉંચાં કુળનો છું, એમ લાંબા વાંસની માફક તું ઉકમાઈ કરે છે, પરંતુ યાદ રાખજે, કે એ ઉંચાપણાની મોંઢની વડાઇમાં જેમ વાંસો એકેક સાથે ઘસાઈને આખાં જંગલમાં આગ સળગાવી સઘળું બાળી મૂકે છે, તેમ ખાંદાની-ખાંદાની એમ મોટે બોલે બોલીને ખાંદાની ગુણ નહીં બતાવતાં, કાંઈ કાર્ય કરી જાણતા નથી, એવા ખાંદાનીઓ તો આખાં કુટુંબ પરિવારનું સત્યા નાશ વાળે છે. ખાંદાની તે કયારે? કે પોતાનાં લેણદાર કહેતાં મા-બાપનું લેણું તેમની સેવા ચાકરીથી વસુલ કરીને તેમની આજ્ઞાનું પાલણ કરે ત્યારે. જે દિકરા તેમના માથા ઉપર પગ મૂકીને ચાલવાની ઇચ્છા કરે છે તેમને કોઈ દિવસ પણ શાંતિનાં સુખનો અનુભવ મળતો નથી. જો તમને શાંત અને સુખી જીવન ગાળવાની ઈચ્છા હોય તો તમે મા-બાપ કરતાં વડાં થવાની લાલસા ન રાખતાં તેમને નમો, ને માન આપી તેમને કાળજે ટાઢક પમાડી, તમારા ઘરમાં સંપ જાળવી મા-બાપની તાબેદારી ઉઠાવો, નાફરમાની ને નિમકહરામીને દૂર રાખો. તમારા ઘરમાં શાંતિ ફેલાવો.

> વહ્નીત્ અહિ ન્માને સ્રઓષો અસ્રુસ્તીમ્, આક્ષુતિશ્ અનાક્સ્તીમ્, રાદતિશ્ અરાદંતીમ્, આર્મઇતિશ તરોમઇતીમ્, અરષુખ્ષો વાક્ મિથઓખ્તેમ વાચિમ્ અપઉર્જેમ્. યથ અહ્ય અમેષાઓ સ્પેન્ત સ્રઓષાધ્ર અધ્યાધ્ પઇતિપાન્ વંઘ્રહુશ યસ્નાંસ્ચ વહ્માંસ્ચ, વાહુ યસ્તેમ્ચ વહમેમ્ચ, હુમેરેતીમ્ચ, ઉસ્ત-મેરેતીમ્ચ, વન્ત-મેરેતીમ્ચ આદરેધાત્ ખાબઇર્યાત. મા યવે ઈમત્ ન્માનેમ ખાથ્રવત્ ખરેનો ક્ર ઝહીત: મા ખાથ્રવઇતિ ઇશતિશ, મા ખાથ્રવૈતિ આસ્ન ફ્રઝઇન્તિશ: ખાથ્રો-દિસ્યેહે પઇતિ અષોઇશ્ચ વંઘહુયાઓ દરેઘેમ હખ્મ.
>
> (તંદોરસ્તી અવસ્તાની).

આ તમારાં ઘરમાં તાબેદારી નાફરમાનીને મારજો! સલાહ સંપ કજીઆ કંકાશને મારી હઠાવો! પૈસાના લોભને અને બખીલાઇ કે કંજુશાઈને સખાવત અને દાન ધર્મના ઉદાર દિલથી મારી પાડજો! તમારાં આ ઘરમાં સભ્યતા, વિવેક મરજાદા, ને મલાજાનાં હથિયારો વડે અહંકાર તથા તુંડાઈને જીતી લ્યો! સત્ય વચન વડે તમારી પવિત્રાઇને ખરાબ કરનારાં જુઠાંણાંને તોડી નાખો! એમ કીધાથી તમારાં આ કબીલાવાળાં ઘરમાં સરોશ ઈઝદની મારફતે ભલી ઇજશનેઓ, ભલી આરાધનાઓ, અસર કરે એવી ઈજશનેઓ અને અસરકારક આરાધનાઓ કેવી કેવી ઉત્તમ ભેટો લાવશે! તંદોરસ્તીના-હદીઆ તથા દોસ્તી ઉત્પન્ન કરનારાં નઝરાંણાં લેવાને બધા અમશાસ્પંદ સાહેબો તમારાં સંપીલાં ઘરમાં પધારશે, અને કુટુંબ કબીલાનું લાંબા કાળ સૂધી સંરક્ષણ કરશે. તાબેદારી ઉઠાવનારાં તમારાં આ ઘરમાં સુખશાંતિ, આસાંનીવાળું ખોરેહ, રાહતભર્યું સુખ, આનંદ આપનારી

અક્કલવાળાં ફરઝંદો આ ઘરને છોડીને ચાલ્યાં નહીં જશે. વળી જે ચીજો દિલાસો દેનારી છે, રાહત ને શાંતિ આપનારી છે તેની, તથા અશિશવંધની લાંબી દોસ્તી આ સંપીલાં ઘરને કદિ પણ છોડી જશે નહીં. ગોલ્ડસ્મીથ કુળમાં બચ્ચાંઓને નાનપણથીજ એવા મુદ્રાલેખવાળો પોશાક પહેરાવે છે કે, "સંપથી, એકદિલીથી, તાબેદારીથી, અને પ્રયત્નથીજ આ વંશ ફાલ્યું છે!" કવેતમાં કહ્યું છે કે,

રહે બારા બરસ મૂનિ, ન મૂં બોલે ન કુછ બોલે;
તપે ધુની, નહાએ ગંગમેં, બનમેં સદા ડોલે;
હિમાલયમેં ગલે, પૂજા કરેં, ફિર સબકોં લેં;
પિતા સેવા રહે ભારી, તરાજૂમેં અગર તોલે.
નિકલના હય કઠિન ઇસકો બડા કડવા હય યે મેવા;
મગર સંસારકે જપ તપસેં બઢ કર હય માત સેવા.

---

## મા—બાપની સેવા.

(૮)

## ૧૯ મી આજ્ઞા.

---

" How sharper than a serpent's tooth it is
To have a thankless child."—Shakspeare.

### સુખનાં સાથી ને દુઃખનાં વેરી—કપુત ને કપુત્રી.

હે પુત્ર! ત્હારા પિતાને ખરાં અંતઃકરણથી માન આપ, ને ત્હારી માતા વિષેની કાળજી તું ભુલતો ના. ત્હારે માટે તેમણે જે જે કાંઇ વેઠાય એટલું વેઠયું તેનો બદલો ત્હારી સેવા ચાકરીથીજ વાળી આપ. મા બાપે પાળી પોષી મોટાં કર્યાં, બચપણમાં લાડ લડાવ્યા, માગ્યું તે હાજર કરવામાં તત્પર રહ્યાં, પડયો બોલ ઉપાડી લીધો, તમે જરાએ બિમાર પડયાં કે તેઓ ગાંડાં ઘેલાં થઇ હરણફાડ રહી વીસ વીસ રાત ઉજાગરા ને ભૂખમરા વેઠયા, ને તમારી અજ્ઞાન ને નિરાધાર સ્થિતિની સંભાળ રાખી તમને શિખવ્યાં, તમને સદગુણી અને સદાચરણી કર્યાં, એટલા એટલા ઉપકારો મા બાપે કર્યા, કે તે કદિ ન ભુલાય એવા આભારો ને એહેશાંનો કીધાં, એટલુંજ નહીં, પણ તમારો સંસાર આયંદે સુખી કરવા સારૂ સુંદર સાસરાં અપાવી મોટા ખરચો કર્યાં એવા માય બાપના પ્રેમની, ગુણની, અને આભારની

ગણુત્રિ થઇ શકવા જેવી નથી, તો તેમની ઘડપણે ચાકરી ઉઠાવી આજ્ઞા પાળી તેમને પ્રસન્ન રાખવા જેટલું પણ રૂણુ દિકરા દિકરીએ શું અદા નજ કરવું ? શું કૃતઘ્નીજ રહેવું ? તેમને સંતોષવાં, રાજી રાખવાં, અને તેમની કીર્તિ વધારવાથી તે ઘરડાં વડાંઓનાં મુખ ઉપર જે આનંદનો પ્રકાશ જણાય તેજ ઇશ્વરનો આનંદ, ત્યાંજ સાક્ષાત ઈશ્વરનાં દર્શન, અને ત્યાંજ સ્વર્ગનો મહિમા તમને જરૂર જણાશે. માટે માતા પિતાને સાક્ષાત દેવતા કિંવા ફરેસ્તા માનીને સર્વ પ્રકારના પ્રયત્નથી સર્વદા બાળકોએ તેમની સેવાજ કર્યા કરવી. આટલા ઉપકારો કીધા છતાં જ્યારે કછોરાં પુત્રો પુત્રી મા બાપને દગો કરે છે ત્યારે તેમનાં કાળજાં કેવાં ચિરાતાં હશે ? માઠું પિતાને બહુ લાગે છે, પુત્ર દગો દે જ્યારે, અથવા આપત્તિ અવસરમાં, અળગો થઈ ધિકકારે. પ્રિત પ્રથમ કરી પછી તરછોડે, પીડામાં પ્રતિકૂળ; ઝડ ઝડ છાતિ ત્યારે બળતી, જાણે નિકળે શૂળ. હાય! મમ પૂત્રે આ શું કર્યું ! કલ્પાંતજ એમ કરે છે; નાખીને નિશ્વાસ નિરંતર, આંખે આંસુ ભરે છે. વાઢ ગળે વેલાને ત્યારે, કયાં કરવી ફરિયાદી; એમ દેવનો કોપ ગણીને, પામે પીડ પ્રસાદી. ઘડપણ આવ્યું એટલે મા બાપના હાથ પગ રહી જાય છે, દાંત પડવાથી ખવાતું નથી ને ખાય તો હંજમ થતું નથી, આંખે દીસતું નથી, કાને સંભળાતું નથી, મોઢામાંથી લાળ પડે છે, સરૂપનું કરૂપ થઇ જાય છે કોઈ પાસે આવીને ઉભું રહેતું નથી, દિકરાં દિકરી પ્રીત કરતાં નથી, એવી આપદા વ્હેલાં ભરેલી સ્થિતિમાં મા બાપને દિકરાં તરછોડે ત્યારે તેમને જે દુઃખ થાય છે, ને હાય મારે છે, તે જોયલાં જોવાતાં નથી કે સાંભળેલાં સંભળાતાં નથી. લોર્ડ બેકન કહે તેમ, તેમનાથી એકજ રીતે કુદ્રતને તાબે થવાય છે, તે એજ, કે તેમને કુદ્રતને તાબે થવું પડે છે. પરંતુ તેમની હાય બચ્ચાંનેજ લાગે છે. તેઓ તો બાપડાં ગમ ખાઈને ખુદા ખુદા કરતાં સહન કરે છે, મૂગે મોઢે રામ રામ પોકારીને દુઃખી અવસ્થા પસાર કરે છે, પરંતુ તેમના કપુતોને તેમના શ્રાપ લાગ્યા વગર રહેતાજ નથી.

ગમ સમાન ભોજન નહીં, જો કોઇ ગમકો ખાય;
અમરરિખ ગમ ખાઇયાં. દુરવાસા વિરલાય. (કબીર.)

વૃદ્ધ માત પિતાને તો ગમ ખાવોજ પડે છે. દિકરાં દિકરી અપમાન ને મશ્કરી કરે કે સંતાપે તે શાંતપણે સહન કરેજ છે, અને ઉત્તમ ખોરાકજ તેમને તો ગમ ખાયા કરવાનોજ થઈ પડે છે અંબરીશ રાજા જેવા અસીલ પુરૂષને દુર્વાષા જેવાનાં કડવાં વચન સાંભળવાં પડયાં અને વળી એ રૂષિનો શ્રાપ પણ મૂગે મોઢે ખમવો પડયો, તોય પણ બેઉ હાથ જોડીને પોતે રાજા સતો સામો એક પણ બોલ બોલ્યો નહીં, જેથી નુકસાન તો એ રૂષિનેજ થયું, અને અંબરીશ તો સુખ શાંતિમાંજ રહ્યો. તમે તમારાં ઘરડાં મા બાપનું ગમે એવું બોલવું થાય તો તે સહન કરો, સામા

થઈ વાંકો બોલ નહીં બોલો, તમે જરૂરજ મા બાપના આશિર્વાદ પામશો. પ્રિય બોલવાનું છોડશો મા. પ્રિય લાગે એવું બોલવાથી મા બાપ સંતોષ માને છે. કોયલ આપણને શું આપી દે છે, ને કાળી કાગડી આપણું શું લઇ જાય છે, કે કોયલને આપણે ચાહિયે છિયે, ને કાગડીને હાંક હાંક કર્યે છિયે? મા-બાપથી કાંઇ કાર્ય સાધવું હોય છે તો મિઠાં મધુર વચન બોલનાર દિકરોજ સાધી શકે છે. જેણે મા બાપને હણ્યાં તેઓ પોતાનાં બચ્ચાંથી હિણાવાનાંજ. મા બાપના મરતી વખતના શ્રાપ લાગ્યા વગર રહેતાજ નથી. તેઓ કહી કહીને આમજ કહેશે કે; "જેવાં તેં અમને દુઃખી કીધાં તેવાં તને ત્હારાં બચ્ચાં દુઃખીજ કરશે!" ચાલતાં ચલણમાં તો મા બાપની સેવા સૌ કોઇ બજાવે, પરંતુ જે સપુતો હોય તેજ તેમના પડતીના, આખર અવસ્થાના વખતમાં તેમને ત્હારવી લેવા ઉભાં રહે છે. કવિનું દ્રષ્ટાંત છે કે;

હેત નકામું હંસનું, પિડાં પડ્યે ઉડ જાય;
સાચી પ્રીત શેવાળની, જળ સાથે સુકાય.
ઝાડ શુકાણું જે સમે, ઉડ્યાં વાસિ વિહંગ;
પણ કોમળ કિશલય બધાં, સુકાણાં તે સંગ.

હંસનું હેત તો નકામુ. તળાવ સુકાય કે તે તો બીજી ગમ ઉડી જાય, પણ શેવાળ જે લીલ તે તો તળાવની સાથે સાથેજ સુકાયા કરે. ઝાડ સુકાવા માડ્યું, કે તેમાં રહેનારાં પક્ષીઓ તો ઉડીને ચાલ્યાં જાય છે, પરંતુ તેનાં ડાખળાં પાંદડાં વિગેરે જે અંગી ને સંગી કમળિયાં છે તે તો ઝાડની સાથે સાથેજ વળગી રહીને સુકાયા કરે છે. એક શ્રીમંત વેપારી પોતાના ભાગીદારો સાથે છુટો પડીને બીજે ગામ જઇ વેપાર કરવા લાગ્યો. થોડુંકમાં તેની બાયડી મરી ગયાથી તેનો દિકરો બહુ સંતાપ કરવા લાગ્યો, ત્યારે તેણે વ્હાલા બેટાને પસવારીને કહ્યું:– "ત્હારી માય મરી ગઇ! નહીં પૂરી શકાય એવી આપણને ખોટ લાગી; હવે હાથમાં કાંઇ ઇલાજ નથી, પરંતુ ઇશ્વરનું ભજન કરી શાંતિ પકડ, ત્હારા શિવાય હવે મને કોણ છે? મ્હારા દોસ્તો હતા તે તો છુટા પડયા. તું ડાહ્યો નિવડજે, ઉદ્યોગ કરજે, હું હવે ત્હારે લાયકની ઉંચા કુળની બાયડી શોધી લાઉં!" આમ આમ કરતાં વહુ લાવ્યો, ને અરધી દોલત વર વહુને આપી દીધી, અને અરધી પોતાના મોત જીવન માટે રાખી. બેટાને પેટે એક ચાલાક નબીરો જન્મવાથી ડોસો ખુશી થયો. વરસો પસાર થયાં કેડે વહુનો અણગમો સસરા ઉપર થયો. જરા જરા કરતાં બાપડા ડોસા ઉપર તેણી ભારે જુલમ ગુજારવા લાગી. વેળે સુકી રોટી ઉપર પણ ભાટવેડા પાડવા લાગી. ઘરની આબુ રાખવા સારૂ સઘળું મૂગે મોઢે ડોસો ખમ્યા કરતો. એક વાર પોતાનાજ દિકરાને તેની બાયડી એવું કહેતી સંભળાઈ કે; "આ ધાંખરાની સાથે એકજ ઘરમાં હું હવે રહી શકીશ નહીં!" આમ બોલી

સસરા ઉપર તરેહ ક્રીસમનાં તોહમતો પણ મૂકવા લાગી. કાચા કાનના ધણી થતાએ બધું ખરૂંજ માની લીધું, ઘર જૂદું માંડવા તૈયાર થયો, ને ડોસાને ઘર બહાર કાઢી મૂકવા કબુલ થયો! દિકરે કહ્યું:–"જા બાપા! મરશે ત્યારે મરણ ક્રિયા હું કરીશ!" આ આફત જોઇ ડોસો થરથર ધ્રુજવા લાગ્યો, અને રડતો રડતો દિકરાને કહેવા લાગ્યો; 'મ્હારા પુત્ર! મ્હારે માટે આવાં ભુંડાં વચન શું ત્હારે મોઢેથી નિકળે? મેં ત્હારે માટે જીવ ઉપર જોરાવરી કરી પસીનો પાડીને રાત દિવસ એક ગણીને ઉદ્યોગ કરી દોલત મેળવી, તે તને આપી દીધી; તને પાળ્યો પરણાવ્યો તેનો ઘડપણમાં શું આવો નતીજો આપીશ? એર બેટા! તું મ્હને ઘરમાંથી હાંકી નહીં કાઢ. હું જીવું ત્યાં સુધી તો ઘરનાં એકાદાં ખૂણામાં મ્હને પડી રહેવા દે. વિચાર કર મ્હારા વ્હાલા પુત્ર! મેં ત્હારે ખાતર કેટ કેટલી કષ્ટ ખેંચી છે! હવે તો હું ત્હારેજ આશરે છું!"

કે ગશ્તે જેહાં ચું શવદ મર્દ પીર;
બ ફરઝંદ નાઝદ કે શુદ દસ્તગીર. (શાહનામુ.)

પુરૂષ જ્યારે આ દુનિયાંમાં જૈફ થાય છે ત્યારે પોતાના દિકરા ઉપરજ લાડ કરે છે. કેમકે તેનાજ આશરા સારૂ તે દિકરો તેનો હાથ ઝાલનારો હોય છે. ડોસાની આવી કાકલુદીથી પેટના દિકરાને લાગી તો આવ્યું, પરંતુ સ્ત્રીની હઠ આગળ તે નાચાર થઇ પડયો, અને બાપને કહે કે, તમારે ઘર બહાર નિકળવુંજ પડશે! ઘરડો બાપ જાર જાર આંખ પાણી ભરીને કહેવા લાગ્યો; "તું મ્હારો બેટોજ મને ઘડપણમાં નહીં પાળે, ઘરના એક ખૂણામાં પણ પડયો રહેવા ન દે. તો પછી હું બીજાંઓ પાસે છતે ઘેરે આશરો માગવા કેમ જાઉં?" પરંતુ જ્યારે પોતાનાજ ઘરમાંથી ડોસાને નિકળી જવાનો વખતજ આવ્યો ત્યારે ખુદાની બંદગી કીધી, અને પ્રાર્થના કરી કે; "ગમે તે બની છે, પણ હે ખુદા! મ્હારા આ નિમકહરામ બેટાને તું માફ કરજે!" આમ બોલી લાકડી લઇને, કકડતી ઠંડીમાં ઓઢવા સારૂ એકાદ જુનો ડગલો આપવા દીકરાને વિનંતિ કરી ચાલવા માડયું એટલામાં ઓરડામાંથી વહુ બોલી ઉઠી કે; "ડગલો બગલો કાંઇ મળશે નહીં, ચાલ્યો જા હવે વહેલો!" આખરે બાયડી ન જાણે તેમ પેલા સપુતે (!) પોતાના ઘોડાને ઓઢાડવાનો એક રગ ડોસાને આપવાની પોતાના બુચાને ઇસારત કીધી! આ સઘળી ધાંધળ તે ચકોર ચેકુશ પામી ગએલો હોવાથી બાપના તબેલામાં જઈને એક ઉંચામાં ઉંચો રગ લઇ આવ્યો, તેના બે ટુકડા કીધા, અને અરધો ટુકડો પોતાના મોટા બાવાના દિલ પર ફેંકયો. બાપડો ડોસો બધાંથીજ હિણાતો જોઇ બોલ્યો; "મ્હને બધાંજ હિણે છે! બધાં તો મ્હને હડસેલે છે, પણ આ પ્યારો મ્હારો પૌત્ર પણ મ્હને અપમાન કરે છે! અરે પરમેશ્વર! જેવી ત્હારી ઇચ્છા! આ સંકટ

સમયે પ્રભુ, અમને તુજ વિણુ કોણુ સંભાળે ? બ્રહ્મા'લીખીત સમું કરવા, નહીં શક્તિ અવર કોઇની ચાલે !" કબીરજી કહી ગયા છે કે,

તાથેં કહિયે લોકાચાર, વેદ કતેબ કથે વહેવાર;
જારી બારી કરી આવે દેહા, મુવા પીછે પ્રીતિ સ્નેહા.
જીવન પિતૃકો મારે ડંગા, મુવા પિતૃ લે ઘાલે ગંગા;
જીવત પિતૃકું અન્ન ન ખિલાવે, મુવા પીછે પિંડ ભરાવે.
જીવત પિતૃકું બોલે અપરાધ, મુવા પીછે દેહ સરાધ;
કહે કબીર મોહે અચરજ આવે, કૌવા ખાય પિતૃ કયું પાવે !

ડોસાની દિલ પિગળાવનારી કાકલુદી સાંભળી ડોસાનો દિકરો પોતાના બુચાને ધમકાવવા લાગ્યો કે; "મેં તને હુકમ કર્યા પ્રમાણે તેં અમલ કેમ ન કર્યો ? આખો રગ કેમ ના આલ્યો ?" ત્યારે ચેકુશ બોલ્યોઃ-" પપા ! મેં ભુલ તો કરી છે, પરંતુ મ્હારા મનમાં એક વિચાર આવ્યાથી મેં આ ભુલ કરી છે. મેં અરધો રગ તો તમારે માટે રહેવા દીધો છે, કે તમોને પણુ ઘડપણુમાં મ્હારા મોટા બાવાની માફક એ ટુકડો કામ લાગે !" જમાનો સૌને જેર કરે છે. દિકરા દિકરીનાં સંતાપેલાં મા બાપો ! તમે એમજ સમજીને જીવ મોટો કરો કે બચ્ચાં છે, હોય ! પેટનાં બચ્ચાં આજે તો પીઠ પર લાત મારે છે, ને કાલે ઉઠીને પેટ પર પણુ લાત મારશે. મન મોટું રાખજો, કે છોડાં કછોડાં થયાં, કાંઇ માય બાપથી કછોડાં થવાયું ? યાદ રાખજો, કે તેમનાં બચ્ચાં દહાડે વારે તેમને તમારા કરતાં વધારે હેરાન કરશે. હવે જૂએ . પેલા ચેકુશનો ઉપલો ઝટકો તે નિર્દય બેટાને એવો તો સચોટ લાગ્યો. કે તેણે એકદમ પોતાની બાયડીનેજ ઘર બહાર કાઢી મેલી, બાપના પગ ઉપર મસ્તક મૂકીને જાર જાર રડયો, અને બાપને હમેશાં તાબેદાર રહેવાનું વચન આપી પ્રભુની માફી માગી. આ ખરા બનેલા બનાવ ઉપરથી ધડો લેવા, કે જે બચ્ચાં પોતાનાં મા બાપની ઘડપણે સેવા ચાકરી કરતાં તો રહ્યાં. પણુ તેમને પીડે છે, તેઓને તેમનાં દિકરાં દિકરી પણુ તેવાંજ નાફરમાન ને દગાખોર નિવડે છે. અવાજો નથી તેની લાકડીને, છુપા માર ખાશો પિતાસે લડીને. બુરાંઓ સજા ને ભલાંઓ ઇનામો, કરો જેવુ તેવું અહિંઆંજ પામો ! નાટકવાળો ગાય છે કે;

આઠલે વફાસે દુન્યામેં બહેતર નહીં કોઇ,
કયા દુન્યાકા હુએ દીન ઉસે ડર નહીં કોઈ.
ઈનસાનમેં વફાસા હુએ જોહર નહીં કોઈ;
જીસમેં વફા હુવે ઉસકેસા તો નર નહીં કોઈ.

# ૨૦ મી આજ્ઞા.



## પગનું ખાસડું પગમાંજ શોભે: માથે નહીં શોભે.

એક જર્મન પોર્ટરે પોતાના દિકરાને એટલુંજ શિખવી રાખ્યું હતું કે. "ગમે એમ થાય, જીવ જતો હોય તોપણ મ્હારી આજ્ઞા ત્હારે પાળવી મ્હારો હુકમ નહીં માનીશ તો ત્હારો પ્રાણ લૂઇશ !" આ શિક્ષણ તેને બચગીથીજ સચોટ મળેલું હોવાથી એક દિવસે બે આગગાડી એક બીજાની સામેથી આવતી હતી, તે વેળાએ પેલો પોર્ટર એક ગાડીને એક પાટા ઉપર અને બીજીને બીજા પાટા ઉપર લાવવા માટે ખસેડવાનો હાથો લઇને ઉભો હતો. તેણે સામે જોયું તો પોતાનો પેલો દિકરો સામા પાટા ઉપર રમતો હતો. પોતાનું કામ પડતું મૂકીને દિકરાને બચાવવા જાય તો ગાડી ઉંધી વળી સઘળા ઉતારૂઓના જાન જાય, કેમકે બન્ને ગાડી અથડાઇ પડે છે ! છોકરાને ખસેડવા ન જાય તો તે કચડાઇ જાય છે ! એવું જોઇને તે બોલ્યો; "મ્હારો છોકરો મરી જશે તો કાંઇ ચિંતા નહીં, પરંતુ હજારો માણસને હું મરવા દઇશ નહીં, હું મ્હારી બન્ને ફરજ બજાવીશ !" આમ બોલી પાટો ખસેડવાનો હાંડો પકડીને મોટા અવાજથી પોતાના છોકરાને હુકમ કીધો કે; "દિકરા ! પાટાની વચમાં સૂઈ જા—પાટાની વચ્ચો વચમાં સૂઇ જા !" બાપની આજ્ઞા પાળવાનું શિક્ષણ તેને મળેલું હોવાથી તુર્તજ તે સુઈ ગયો, અને તુર્તજ તેના ઉપરથી ગાડી સડસડાટ ચાલી ગઇ, અને છોકરો બચી ગયો ! મા બાપની આજ્ઞા પાળવાથી જીવ જતો પણ બચે છે. કુમળાં ઝાડને જેમ વાળીએ તેમ વળે છે; માટે દરેક બાપે જાણવું જોઇએ કે બાળ વયથીજ બાળકોને લાડ લડાવવા કરતાં સદ્ગુણોથી વાળી રાખવાં, કાકે બાળપણની છાપ ભુસાતીજ નથી. બાળપણમાં સંસારનું જેટલું શિક્ષણ બાળકો લે છે એટલું મોટપણે લેતાં નથી. માટે મા બાપોએ આખર અવસ્થામાં કહેણસરનાં દિકરા દિકરી બનાવવાં હોય તો હમેશાં પગમાંનું ખાસડું પગમાંજ રાખવું. ઉમ્મરે પહોંચ્યા પછી મેળવેલી અક્કલ કરતાં ન્હાની ઉમ્મરે મેળવેલું શિક્ષણ તેમના જીગરમાં ચોંટી રહે છે. પુત્રનું પાંચ વર્ષ સુધી લાલન પાલન કરવું, દશ વર્ષ સુધી કેળવણી આપવી, અને સોળ વર્ષનો થાય ત્યાંથી તેની સાથે મિત્રની પેઠે વર્તવું. લાડ લડાવવાથી ઘણી હાનિ થાય છે, અને કરડો ડોળો રાખી કેળવણી આપ્યાથી ઘણો લાભ થાય છે. માટે પુત્રને તો પાંચજ વર્ષ લાડ લડાવવા.

**विद्यागमार्थं पुत्रस्य वृत्त्यर्थं यतते चयः ।**

**पुत्र सदा साधु शास्ति प्रीतिकृत चपिताऽनगा ॥**

પ્રીતિ રાખનારો જે બાપ પોતાના પુત્રને વિદ્યાભ્યાસ કરાવવામાં તથા ધંધો રોજગાર શિખવવામાં મહેનત કરે અને સદા રૂડી શિખામણો આપે છે તે બાપ પોતાના પુત્રના કરજથી મુક્ત થાય છે. વડીલોની આજ્ઞા નહીં માનતાં પોતાની મરજી મુજબ સ્વછંદપણે વર્તવું એ કાંઇ ખરી સ્વતંત્રતા નથી. બીજાને માથે પડયા વિના પોતાનાજ પરાક્રમ કે પુરૂષાર્થથી પ્રમાણિકપણે ઉદ્યોગ કરીને જાડો પાતળો રોટલો મેળવી પોતાનું, પોતાના કુટુંબનું, અને બને તો બીજાનું પણ પોષણ કરનારા પુત્રોજ સુખી ને સ્વતંત્ર ગણાય. મા બાપ, વડીલો, કે ડાહ્યા માણસોની આજ્ઞાનો અનાદર કરીને વર્તનારા પુત્રોને સ્વતંત્ર કહેવા કરતાં સ્વછંદી કહેવા જોઈએ. જે પુત્રો પોતાનાં મા-બાપની અવગણના કરી તેમને દુઃખી કરે છે તેઓ મા-બાપની સેવા બજાવવાનાં રૂણમાંથી મુકત થતા નથી. શાયરે

હમી ગુફ્ત હર કસ કે દર્દે પેદર;
બે જુઈઅદ અઝીં બદતર આયદ પેસર.

એમ કહ્યું છે કે; જે બેટો પોતાના બાપને દુઃખી કરે છે તે બેટાના ઉપર તેનાં છોકરાં તેથી પણ વધારે દુઃખો પાડી ખરાબી કરે છે. પાંદડાંનું પાલન કરનાર રસ જ્યાં સુધી ઝાડમાં સલામત હોય છે ત્યાં સુધી પાંદડાં તે ઝાડનાં સગાં વ્હાલાં થઈને વળગી રહે છે, પણ જેવો રસ ખૂટયો કે શિયાળાની કકડતી ઠંડીમાં ઝાડને નાગું ઉઘાડું થરથરતું મૂકીને પાંદડાં એક પછી એક ખરતાં જાય છે. એજ મુજબ મા-બાપ પાસે માયા પુંજી હોય છે ત્યાં સૂધી તેમનો રસ નઠારાં દિકરાં ચુસ્યા કરે છે, પરંતુ જ્યારે મા બાપનાં ખીસાં ખાલી થવા લાગે છે ત્યારે દિકરા દિકરી જુદાં ઘર માંડવા તૈયાર થઈ જાય છે. મા બાપ જ્યારે ગરીબ હાલતમાં કે અશકિતમાં આવે છે ત્યારેજ ખરા સપુતો અને કપુતોની પરિક્ષા થાય છે. સુખી ને સંપીલો સંસાર, વગર સ્વાર્થે કે સ્વાથે મા બાપની જે ઘરમાં સેવા થતી હશે ત્યાંજ જણાશે.

સ્વાર્થકા સબ કોઈ સગા, જુગ સારાહી જાસ;
જો જાકે હીરદે બસેં, સો તાહીકે પાસ. (કબીરવાણી.)

આ સંસાર સઘળો સ્વાર્થિ છે. સૌ કોઈ પોતાના સ્વાર્થ માટે સગાં વ્હાલાં થાય છે, ને સ્નેહી કહેવાડે છે, પણ જે કોઇ પોતાનો સ્વાર્થ સાધ્યા વગર સગાં સંબંધી થઈ દુઃખની વેળાએ અંગી થઇ મદદ કરે તેમનોજ પ્યાર તે ખરો પ્યાર છે. કબીરજી વળી કહે છે કે;

સુખકે સંગ હય સ્વાર્થી, દુઃખમેં રહે જો દૂર;
કહે કબીર પરમારથી, દુઃખ સુખ સદા હજૂર.

મતલબી અંગીઓ આપણું ચાલતાં ચલણમાં અને સુખની વખતે પાસે આવીને એકઠાં મળે છે, ને સંકટની વેળાએ તો દૂર નાસે છે, પરંતુ જે કોઇ પરમાર્થી હોય તે તો આપણું સુખ કે દુ:ખ બન્ને પ્રસંગે આપણને વળગીજ રહીને સહાય કરે છે, ને ઉલટાં દુ:ખને વખ્તેજ વધારે મદદ કરે છે. સચિવ વિનાનું રાજ્ય, હથિયાર વિનાનું લશ્કર, આંખ વિનાનું મુખ, વાદળાં વિનાનો વર્ષાદ, દાન વિનાનો ધનવાન, ઘી વિનાનું ભોજન, શીળ વગરની પત્નિ, સ્નેહ વિનાનો સુત, પ્રતાપ વગરનો રાજા, ભક્તિ વિનાનો ચેલો, ધર્મ વિનાનો પુરૂષ. તેમ સંપ વિનાનો સંસાર અને આજ્ઞા વિનાનો પુત્ર સારોએ લાગતો નથી, ને વખણાતોએ નથી. કેટલાક પુત્રો આ જમાનામાં જોવામાં આવ્યા છે, કે મા બાપે કેળવી શિખવીને મોટે ઓદ્ધે ઠેકાણે પાડયા પછી, હજાર બારસોનો પગાર થયા પછી, માને આટો દળીને પોષણ કરતી જાણે છે તોયે દયા કરતા નથી. બાપને મોએદી કરતો જોઇને તેનાથી દૂર રહે છે. બાવા કીનખાબની ટોપી પહેરી સદરા લેગા ઉપર બેસીને ભણુતા હોય તેથી સરજ્યન દિકરાને ખરાબ લાગે છે, કે ઘરે તો નેકટાઈ કૉલરવાળા એટીકેટુઓ ભલા ભલાં મુલાકાતે આવે છે, તે જોઇને દિકરો અસલી જુના જમાનાનાં ખખ મા-બાપોને હણીને તજી બેસે છે! થૂ તુમારે મુહપે દુશમન દીન ઔર ઇમાનકે; ઇતને જલદી ફંદમેં આ જાતે હો: શયતાનકે!

નાની વયથી છોરૂનો, નીતિશું વાળો લક્ષ:
શાણું માત પિતા તણો, એજ રૂડો છે પક્ષ.
એજ રૂડો છે પક્ષ, સ્વાર્થ પરમારથ કરવા,
કરવા જીવનું હીત, વળી ભવસાગર તરવા.
પદે મણી પ્રભુરામ, ઉડે જો શિશુ ઉછંકળી,
માત તાતને મળે, ખચિત અપ કીર્તિનું ફળ. (કવિ મણિરામ).

# મા-બાપની સેવા.

(૬)

"Children, ay, for sooth,
They bring their own love with them when they come;
But if they come not there is peace and rest."

Ingelow.

# ૨૧ મી આજ્ઞા.



બચ્ચાંનું સદ્‌ગુણી અંતઃકરણ એજ આ જેહાનનું બેહેસ્ત છે.

ઇ. સ. ૧૭૮૩માં ન્યુયોર્કમાં ભારે ભૂખમરો ચાલી સંકટ ફેલાયું ત્યારે એક ઘરડાં ડોસા ડોસીને અન્ન રાંધવાને બળતણ પણ મળી ન શક્યું. આથી તેમની એક બેટી અફસોસ કરતી કરતી કાંઇ પણ જોખમે પોતાનાં મા-બાપનાં દુઃખડાં ટાળવાની યુક્તિ શોધવા લાગી. એવામાં તેણીએ એક દાંતના ડોકટરની જાહેર ખબર વાંચી કે. "જે કોઈ પોતાના ઉપરના અને હેઠળના ચાર દાંત મ્હને કાઢી લેવા દેશે, તેને ૧૦ ગીની આપવામાં આવશે." આ ખબર વાંચીને તે દેન્ટીસ્ટને ત્યાં આ છોડી દોડી ગઇ, અને પોતાના દાંતો પાડી લઇ ઝટ ૧૦ ગીની આપવા ડોકટરને અરજ કરી. જવાન ખુબસુરત અબળાને આ પ્રમાણે પોતાના દાંત તુર્ત પડાવવાની એવી તે શી ભિડાતી પડી હશે, તે વિષે તેણીને પૂછતાં તે બોલી; "મ્હારાં ઘરડાં મા બાપ ભૂખમરાથી ટવળે છે, તેમનાં દુઃખ ઓછાં કરવા સારૂ હું મ્હારા દાંતનું દુઃખ સહન કરવા તૈયાર છું, માટે ડૉકટર જલ્દી કરો!" ડોકટરે આ દુઃખી, પણ મા-બાપની નિમકહલાલ છોડી ઉપર દયા લાવી, દાંત પાડયા વગરજ ઝટ ૧૦ ગીની કાઢી આપી કહ્યું; "છોડી! ત્હારા જેવીજ પુત્રીઓ સર્વ દુઃખી માત પિતાને પેટે પેદા પડજો!"

ચુ ફરઝંદ બાશદ બ આઇનો ફર;
ગેરામી બ દીલ ગર ચે માદે ચે નર.

જ્યારે પેટનું બચ્ચું આવી રીતસાત અને દીકરાંના દરજ્જાનું હોય ત્યારે મા-બાપના દિલમાં તે આંત વ્હાલું લાગે છે, પછી તે દીકરો હોય તો શું ને દિકરી હોય તો શું? જુનાં ને ઘરડાં મા-બાપ અશકત થાય ત્યારેજ દિકરાં દિકરીની પરિક્ષા થાય. ફ્રેન્ચ કવિ ચાર્લ્સ બોડલેર હંમેશાં એકની એક જુની ટોપી પહેરતો હતો. લાગત બહુ વર્ષ લગી જે ને તે ઘસાઇ પિસાઇ રહેલી ટોપી પહેરવાથી કંગાલ ભિખારી જેવો દેખાતો હતો. તેનો એક દોસ્ત ટોપીના બેડોળપણા માટે વારંવાર બોડલેરનું ધ્યાન ખેંચતો, પણ તે કોઇને ગણકારતો નહીં. આ નામાંકિત ટોપીને લીધે રસ્તે શેરીએ લોકો તેની ઠાઠા ઠીઠી કરતાં હોવાથી તેની સાથે ફરતાં હરતાં પણ તેના મિત્રનેજ નહીં, પણ તેના પેટનાં દિકરાં દિકરીને પણ શરમ લાગવા માંડી. એક દિવસે તેના મિત્રે તેના બેટા દેખતાં કવિને ધમકી આપી, કે જો તું ટોપી બદલીશ નહીં તો અમો સંધાં ત્હારી જોડે બહાર ફરીશું નહીં. બોડલેર બોલ્યો; "એ જુની ટોપી હું બદલીશજ નહીં એ ટોપી જુઠા

દોસ્તોને અને નાફરમાન બેટા બેટીઓને હાંકી કાઢે છે. ત્હારા જેવા ઘણા ખોટા સંગીઓ તથા અંગીઓને દૂર કીધા છે તે એ ટોપીએજ. ત્હારી ને મ્હારાં ફરજંદોની નિમકહલાલીની પરિક્ષા કરવાની કસોટી તે આ ટોપીજ છે! જુના મા-બાપ થયાં તેમને બદલી નાંખવાનો દુન્યાનો રવૈયો છે કે શું? "અત્તરની ખુબી તો કહેશે અત્તાર; પરખશે સિપાહ ઢાલ શમશીર 'કટાર." જે મા-બાપને તેમનાં બચ્ચાંએ ઠારવ્યાં નહીં તે કેઠે પણ ઠરતાં નથી. તેમજ જે બચ્ચાંને મા બાપે છારવ્યાં નહીં તે કેઠે પણ છારવાતાં નથી. સુખનું સ્થળ તે તો તાબેદારી વાળું શાંતિ સંપવાળું ઘરજ છે. જે ઘરમાં સુલેહ, સંપ ને પરસ્પર પ્રેમ ઉભરાયા કરતો હોય તેજ ઘર શાંતિનું સ્થળ છે. પૈસે મહેલ બાંધ્યે, પૈસે વાડી બંગલા કર્યે, પરંતુ જેમાં પરસ્પરનો પ્યાર વસતો ના હોય, તેમને હવેલી, બંગલા. કે મહેલનું નામ છાજતુંજ નથી. જે ઝુંપડીમાં મા-બાપ પોતાનાં છોકરાં બચ્ચાં સાથે પરસ્પર પ્રેમથી ને તાબેદારીથી રહેતાં હોય તેજ બંગલો કે હવેલી છે, અને સ્વર્ગ પણ તેજ છે. દીકરાં દીકરી તો તાબેદાર, પ્રેમાળ, અને મા-બાપ વખાં હોય તોજ અવતરેલાં ભલાં, નહીં તો પેટે પેદા નહીંજ પડે તે ભલું, અથવા જન્મીને મૂએલાં ભલાં. કહ્યું છે કે. આઠ હાથીઓએ આ પૃથ્વિનો ભાર ઉંચકી રાખ્યો છે, તેઓ એટલો બધો ભાર ખુશીથી સહન કરે છે, પરંતુ નીમકહરામ ને નાફરમાન માય-મારૂ કે બાપ-બડફાટુ બેટા બેટીઓનો સો સવાસો શેરનો ભાર પણ તેમનાથી ઉંચકી શકાતો નથી. રાજા ચાર્લ્સ બીજાનો દીકરો જેમ્સ ડયુક ઓફ મોનમથ ઘણો રૂપાળો હતો, પરંતુ ઘણો હુલ્લડ અને ફીતને અંગીઝ નિવડી બાપની સામે થયો. ત્યારે બાપ બોલ્યો કે; "અહિંજ મને દોજખનો અનુભવ થયો, દોજખ કાંઈ બીજું નથી!" માટે કવેત કહ્યું છે કે;

બેટા નાલાયક તજો, તજો સ્વાર્થી યાર;
નિર્મોહી માતા તજો, તજો નિલજ્જી નાર.
તજો નિલજ્જી નાર, તજો સન્યાસી કામી;
બેટી નમક-હરામ તજો, તજો અન્યાયી સ્વામી.
ગુરૂ લાલચી તજો, તજો ચેલા અલસેટા,
પિતા અધર્મી તજો, તજો નાલાયક બેટા.

અગ્નિની જ્વાળાને પાણી બુઝાવે છે, પણ જ્યારે પાણીજ બાળી નાખે ત્યારે તે જ્વાળા કેમ બુઝાય? અંધારાંનું સૂર્ય નિવારણ કરે છે, પણ જ્યારે સૂર્યજ અંધરૂં કરે ત્યારે પછી કેમ સુઝે? ઝેરને અમૃત ઉતારે છે, પણ અમૃતજ જ્યાં માર મારે ત્યાં કોણ વારી શકે? તાપને મટાડી ચંદ્ર ટાઢક પમાડે છે, પણ જ્યારે ચંદ્રજ તપે તો પછી તે તાપને કોણ ટાળનાર છે? મેઘ મંડળ

આ જગતને જીવાડે છે, પણ જ્યારે મેઘજ ના વરસે તો પછી જગત્ કેમ જીવશે? તેમજ ઘડપણે સેવા ચાકરી કરવાને કામ લાગશે એમ જાણી જે બચ્ચાં પાછળ તન મન ને ધન મા-બાપે ખરચી નાખ્યાં, તેજ બચ્ચાં નાફરમાન ને નિમકહરામ નિવડે તો પછી મા બાપથી કેમજ જીવાય? મા-બાપ અશક્ત ને જુના થયાં માટે શું તેમને તજી દેવાં! જેમ્સ રાજાને વારંવાર પોતાનાં જુનાં બૂટ મંગાવવાની ટેવ હતી. તે કહેતો કે, "મ્હારા પગને જુનાં બુટજ ઘણાં બંધબેસતાં ને સુખદાયક લાગે છે!" દુન્યામાં સૌથી મોટામાં મોટું દુઃખ એજ છે, કે જેમના ઉપર આપણે સઘળો આધાર ને વિશ્વાસ મૂકયો હોય તેઓજ બેવફા થાય. એટલા વાસ્તે હરેક જરથોસ્તી આતસની નિયાએશ ભણતાં વારંવાર પ્રાર્થના કરે છે કે;

"તુશ્રુષામ્ આસ્નામ્ ફ્રઝન્તીમ્, કર્ષો-રાઝામ્, વ્યાખનામ્, હામ્-રથ્વોધામ્ હુવાપામ્, આંઝો બૂજિમ્ હુવીરામ્ યા મે ફ્રાધયાત્ ન્માનેમ્ચ, વીસેમ્ચ, ઝંતૂમ્ચ દખ્યુમ્ચ, દંઘ્હુ સસ્તીમ્ચ." ઓ અહુરમઝદના પુત્ર આતશ! તું મ્હને એવું ફરઝંદ આપ, કે જે મ્હારૂં પોષણ કરનારૂં, જાતિ અકકલવાળું, હફત કેશવર જમીન ઉપર સત્તા ચલાવનારૂં, અનજુમનમાં બેસનારૂં, ઉધરભાવવાળું, સારી આબરૂ દરકારવાળું, સંકટમાંથી અમારો છુટકારો કરનારૂં, પહેલવાનના જેવું બળવાન, અને જે ફરઝંદ મ્હારાં ઘરની, મ્હારાં ખાંદાનની, મ્હારા કસબાની, મ્હારા દેશની, તથાં મ્હારા દેશના ધર્મની સેવા બજાવી સૌને આબાદ કરે! અર્થાત, જે ફરઝંદ મા-બાપની સેવા બજાવી જાણતાં નથી તે કોઇ પણ સેવા બજાવવાને નાલાયક છે. દેશ -સેવા કે જન—સેવા બજાવવાને તે બચ્ચાં અધિકારી થતાંજ નથી. કુલકો દીપક પુત્ર હય, મૂખકો દીપક પાન; ઘરકો દીપક અસતરી, ધડકો દીપક પ્રાણ. શિરના કીડા શિરને ફોડે એવા પુત્ર તો પેટે પેદા પડશોજ ના, પણ જ્યારે તમને પોતાનો પ્રાણ ફોડવાની મા-બાપની આજ્ઞા થાય ત્યારે તાબેદારીથી કહે કે,

ગર કુશી વર જર્મ બખશી, દસ્તો સર આસ્તાન;
બન્દેરા ફરમાં ચે બાશદ, હરચે ફરમાઇ બરઆન.

હે પિતાજી! આપ મારો કે ક્ષમા કરો પણ મ્હારૂં માથું અને હાથ તો આપના ઉંબર ઉપરજ મૂકયાં છે, દાસની આજ્ઞા શું હોય! આપ જેવી આજ્ઞા આપો તેવુંજ હું વર્તન કરીશ; એવું તાબેદારીથી કહેનારા પુત્રોજ પેદા પડજો.

## मित्रद्रोहि कृतघ्नश्च, तथा विश्वास घातक ।
## त्रयस्ते नरकंयांति, याव चंद्र दिवाकरौ ॥

મિત્રનો છળ કરનારો, અનેક ઉપકારો કરનારાં મુરબ્બીઓનું ભુંડું કરનારો, ને વિશ્વાસઘાતી નાફરમાન, એ ત્રણે જણ સૂર્ય ચંદ્ર તપે છે ત્યાં સુધી નરક-

માંજ પડીને સબડયાં કરે છે. જે દિકરાં દિકરી મા બાપ સાથે આ જન્મમાં બેવ-ફાઇ કરી ગયાં છે તેઓ કયાં જીવતાં રહ્યાં છે ? તેઓ મરી ગયાં પણ કોઇ સાથે ભલાઈ કરી ગયાં નહીં. વે કહાં જીતે રહે, જો બેવફાઇ કર ગયે; મર ગએ આખર ન કીસે, આસનાઇ કર ગએ. "બાપ સમાન બગીચો કયાં છે ? ને માતા જેવો મેવો; સુખ ન્હાવો બેઉ જગતનાં, તો તનં મનથી તે સેવો." તમે શોખને ખાતર પંખીઓ ને જનાવરો પાળો છો તો શું તમારાં મા બાપને શોખને ખાતર પણ નહીં પાળો ? અબજો અબજ ટનનો બોજો આ ધરતી મૂગે મોંઢે સહન કરે છે તોય તેને ઝાઝો બોજો જણાતો નથી. પરંતુ નિમકહરામ દિકરા દિકરીનો બોજો તેણીને ઘણો ભારી લાગે છે એવાં બેવફા ફરઝંદ વિષે,

મૃદંગ કહે ધિક હય, ધિક હચ; તબ તાલ કહે કિનકું ? કિનકું ?
જબ હાથ પસારી કહે ગુણિકા, ઇનકું-ઇનકું-ઇનકું-ઇનકું !

એવાં નાફરમાન દિકરાંઓ વિષે મુરદંગ ધિક્કાર નાંખીને ધિક ધિક અવાજો કરે છે, ને તબલાં કોને-કોને ? એવા જ્યારે અવાજ કરે છે ત્યારે ગાનારી ગુણિકા આંગળી બતાવીને નીમકહરામ બેટા બેટીઓનેજ બતાવે છે. મેરી ડી મેડી-સીસ કેટલી કેટલી રાણીઓની અને કેટ કેટલા રાજાઓની માતા હતી, છતાં કોલોનનાં એક કાતરિયાં ઉપર ભુખે પ્યાસે ઘાસનાં બિછાનામાં એકલી મરણ પામી તોયે તેના દિકરા, ફ્રાન્સના રાજા લુઇ ૧૩ માએ તેણીને ઝાંખીને જોઇ પણ નો'તી, પરન્તુ છેલ્લે સરવાળે તો માયના મરણથી લુઇને ફોકે ફોક રડવું પડયું હતું. હવે પિતાનો પ્રેમ તો જૂઓ, કે દિલ્લીનો બાદશાહ હુમાયુ મરણ ખાટલે પડયો ત્યારે તેના પિતા બાબરે અલ્લાતાલાને એવી ઇચ્છા જણાવી કે; "હે અલ્લા ! હુમાયુંની ખાટલી ઉપર મ્હને સુવાડ, ને મ્હારા દિકરાને જીવતો કર!" બાપના દીલની ઇચ્છા પરમેશ્વરે પાર પાડી. બાબર મરવા સુતો ને બેટો ટટાર થયો. મા-બાપના આશિર્વાદ પણ ફળે ને હાય કે શ્રાપ પણ નડે, માટે સેવા કરો તો મા-બાપની; ને આજ્ઞા પાળો તો તે પણ મા બાપનીજ.

ચુનીન ગુફ્ત દીન આવરે તાઝેયાં, કે બેશ્મે પેદર જાનત આદર ઝેયાં.
પેદર કસ્ત્ર પેસર હીચ નાખુશ શુદસ્ત, બેદાન કાં પેસર તોખ્મો બારે બદસ્ત.
મ આઝાર હરગીઝ રવાને પેદર, અગર ચંદ અઝુ રંજત આયદ બસર. (શાહનામુ.)

આરબ લોકોના પેગમ્બરનું એવું ફરમાન છે કે, "હે બેટા ! ત્હારા બાપની હાય ત્હારા જીવને નુકશાન પુગાડશે જો એક બાપ પોતાના પુત્રથી નારાજ થયો હોય તો તું નકકી માનજે, કે તે પુત્ર જેવું એક ભુંડું કડવું ફળ છે, તેનુંજ તેનું બીજ પણ કડવુંજ નિપજશે. જો ત્હારા પિતાશ્રીથી ત્હારા ઉપર ગમે એવું પણ દુઃખ પાડવામાં આવે તોયે તું તેના જીવને સંતાપી રંજીદા ના કરતો ! બાપની

ચાલ સામે ના જોતો પણ તેના હાલ સામે જોજે. "તોખમ તજે ન તોખમી, નેક તજે ન ખ્વાસ, ભાગો પણ કૂવો જૂઓ, બુજવે સઉની પ્યાસ." માટે, "જન્મ લૈ જગતમાં બજાવો ફરજ, બુરી બસ બદીના બની બેગરજ." ગમે એવાં નાલાયક દિકરાં દિકરી હશે તોયે તેમનાં બચ્ચાંને દુઃખી થએલાં જોવા તેમનાં મા-બાપ ચ્હાતાં નથી. પરંતુ દીકરાંઓ તો ગરજ સરી કે મા બાપ તરફની ફરજ ભૂલી જાય છે. હેત નકામું હંસનું, પીડ પડવે ઉડ જાય; સચ્ચી પ્રીત તો લીલ તણી, જળ સંગાત સુકાય. ઈંગલંડના રાજા હેનૂરી અને મેટીલ્ડાને પેટે એક પૂરો બેટો વિલ્યમ પેદા પડયો હતો. તે વહાણની ભયંકર સફરે જવા નિસર્યો ત્યારે મા-બાપે તેને હાલ તુર્ત સફરે નહીં જવાની સલાહ આપી. સલાહ માનવા વિના તે સફરે ગયો ને ડુબી ગયો. આ સમાચાર સાંભળી તેનો બાપ એટલો તો ગમમાં ગીરફતાર રહ્યો, કે તે જીવ્યો ત્યાં વેર આખી જીંદગી સૂધી કદી પણ હસ્યોજ નહીં! મા-બાપને ગમે એવાં કદોડાં બેટા બેટીનું લાગ્યા વગર રહેતુંજ નથી. ટુંકમાં, એટલુંજ જણાવું છું કે, હે બેટા બેટીઓ!

તમારાથી બની શકે તેટલું મા બાપનું ભલું કરો!
તમારાથી બની શકે તેટલાં સાધનથી મા બાપની સેવા કરો!
તમારાથી બની શકે તેટલી રીતે મા બાપની ચાકરી કરો!
તમારાથી બની શકે તેટલાં સ્થળમાં મા બાપની આજ્ઞા ઉઠાવો!
તમારાથી બની શકે તેટલા વખત સુધી મા બાપને નીમકહલાલ રહો!
તમારાથી બની શકે તેટલી સંખ્યામાં માબાપના ઉપકારનો બદલો વાળો!
**તમારાથી બની શકે ત્યાં સૂધી મા બાપને વફાદાર ને તાબેદાર રહો!**

ગુલશનમેં બુલબુલોંકા તરાના બદલ ગયા, વોહ ચૌકાયાં બદલ ગઇ, થાના બદલ ગયા.
બદલ જો બેટા બાપસે ઉસકે અસરસે આજ, મેહફીલમેં મેરે સાજસે ગાના બદલ ગયા.
કયું હય તુઝે તાજુબ? મતલબ હય તમાશા, મતલબ હી કર રહા હય એ ઇન્કેલાબ અયસા!

---

## ૨૨ મી આજ્ઞા.

મ્હારી માતાની આજ્ઞા હું કબરમાંથી પણ સાંભળું છું!

"That duties must not be pressed nor beaten out of us, as the waters came out of the rock when Moses smote it with his rod; but must freely drop from us, as myrrh from the tree or honey from the comb."

નવાં વરસને દહાડે ઈશ્વિર સ્મરણ કરીને તમે પહેલાં કોને પગે પડશો? પ્રથમ કોને નમશો? તમે કોની સાથે પહેલી હુમાઝોર લેશો? તમે પરસ્પર પહેલું કોને સાલ મુબારક ઇચ્છશો? માયાળુ માજીને અને વ્હાલા પિતાજીને. દહાડે વારે આપણાં છોકરાં આપણી સેવા ચાકરી ઉઠાવનારાં થાય, આપણને માન આપે, તેટલા માટે તેઓને ભલાં થવાનું શિક્ષણ માયાળુ સ્વભાવ રાખીને મા બાપે આપવાની જરૂર છે. તેમજ બચ્ચાંને સારાં કરવા થકી મા બાપે પોતે પ્રથમ સારાં શુદ્ધ અને નિરાભિમાની થવું જોઇએ. આપણે અનુભવથી જાણયે છિયે, કે નઠારાં મા બાપ પણ પોતાનાં છોકરાં સારાં નિવડે એવુંજ ઇચ્છે છે. પોતે સારાં ન હોય તોયે પોતનાં બચ્ચાં પણ સારાં ન નિવડે એવું માબાપો ચ્હાતાં નથી. જુઠાં મા બાપ પોતાનાં છોકુ સાચાં નિવડે એવુંજ માંગે છે દારૂડિયાં કે જુગારી કિંવા વ્યભિચારી માત પિતા હશે, તેએ પણ પોતાનાં દિકરા દિકરી તો મિતાહારી, સદાચરણી, અને પવિત્ર બ્રહ્મચર્ય પાળનારાંજ નિવડવાની આશા રાખે છે. ઝાડનો રસ ચુસી લેનારથી ઝાડ નરૂં ચુસાઈ જાય છે, તો પણ પોતાનું ધાવણ ધાવેલાંના પ્રેમમાં તે પાછું પ્રપુલ્લિત થાય છે, કેમકે તેજ ધાવનાર તે ઝાડને તાપના દહાડામાં પાણી પાવાની કાળજી રાખે છે. તેજ પ્રમાણે માતાનું તત્વ ધાવેલા પુત્ર ઘડપણ જેવા અતિ તાપિત દિવસોમાં તેને અન્ન પાણી આલશે એ ઉમ્મેદથી પોતે પાઈ દીધેલાં દૂધ માટે પ્રપુલ્લિત થાય છે. જે દીકરો તાબેદાર ને ડાહ્યો હોય તેનો બાપ આનંદી દેખાય છે, અને પ્રભુના આશિંષો તેના ઉપર ઉતરે છે એટલા માટે વડાં મા—બાપના સફેદ બાલતરફ નજર રાખીને, તેમનો મલાજો અને અદબ રાખવાથી ઘણોજ વૃદ્ધ અને ઘણોજ વડો જે પાક કિરતાર, તે તમારા ઉપર પોતાની પસંદગી જરૂરજ ઉતારશે. જેઓ વડીલોનું માન નહીં સાચવે તેઓ લાયકીવાળાં ગણાતાં નથી. તેઓને ઉઠી ઉભાં થઇ ઇઝત આપવી, તેમને બેસવા માટે પહેલે જગા કરી આપવી, તેમના સાથે વિવેક ને નમ્રતાથી વાતો કરવી, દરેક રીતનાં સલુક વાપરવાં, તેમના પ્રત્યે અવિવેક કે બેઅદબી નહીં કરવી, તેમની સામા દાંત કાઢીને હસવું નહીં, અને તેમના મોભા દરજ્જાને છાજતી ચાલ ચલાવવી, એ બધાં સપુતનાં લક્ષણો છે. આમ છતાં જે દિકરો પોતાના મા-બાપ પ્રત્યે નઠારી ચાલ ચલાવે છે તે પોતે ઘડપણમાં તેવોજ નતીજો પામે છે. જે પથારી ઉપર પોતે રાતે સુવાનો છે તેજ પથારી ઉપર તે દિવસે પાણી છાંટતો કહેવાય છે. કિયાં બેટા બેટીઓને તમે એવાં દીઠાં છે કે જેમણે પોતાનાં મા બાપને રંજાડયાં છતાં તેમને તેમનાં બચ્ચાંઓએ રંજાડયાં નથી? કિયાં નાફરમાન નાલાયક ને નિમકહરામ વ્યારને તમે ખુદાતાલાના તરફથી શિક્ષા પામેલાં નથી દીઠાં? એટલા માટે હે વાંચક ભાઇઓ! આજે તમારાથી જે કસુર ને નાફરમાની તમારા પિતાજી તરફ થઈ ગઈ છે, તેને માટે ઝટ ઉઠો, ને તેમના પગ પર માથું મૂકીને માફી માગો હે બ્હેનો!

તમે પણ હમણાજ ઉઠોને, અને હમણાજ દરગુજરી ચાહોને! હે દિકરા! તું બાપનો તાબેદાર થા, કે બીજાઓ આગળ હું સરફરાઝી લઉં. હે બેટા! તું મા બાપની સેવા ઉઠાવનારો નિવડ તો હું મ્હારા શેઠને છાતી થોકીને કહી શકું કે; "જેનો દિકરો તાબેદાર છે તેનો હું બાપ થાઉં છું!" માટે હે દિકરા, તું ડાહ્યો ને શાણુ સલુકનો થાય તેં ત્હારા બાપ થતાના જીગરને કેવી ટાઢક થશે! મ્હારો આતમા કેટલો ખુશનુમા ને ખુશનુદ થશે! શું તેં નથી જાણ્યું? કે "A foolish son is the calamity of his father." 'નઠારો છોકરો તેના બાપની એક મોટામાં મોટી આફતજ છે. નઠારાં બચ્ચાં તો વગર લાકડે પોતાનાં મા-બાપને બાળનારાં છે.

ટુંકમાં, બચ્ચાં વિષે માયાળુ ભાવ અને વ્હાલ કુદ્રતની પ્રેરણાનું કારણ છે; જેથી તેમની કસુરને પણ નહીં ગણકારતાં ઘણાં મા-બાપો તેમને ઈજ્જત આપીને પોતે ઈજ્જત લેવાનો માર્ગ કરે છે એકવાર ઈંગ્લડના રાજા ચાર્લ્સ ૨ જાએ વિલ્યમ પેનને જ્યારે ઠપકો દેવાનો હતો, અને પોતાને તો તેના તરફથી ઇજ્જત જોઈતી હતી, ત્યારે જે ઉમદા અખતરો તેણે અજમાવ્યો હતો, તે દરેક માબાપે પોતે પોતાનાં બચ્ચાં જોડે અજમાવવાની ભલામણ કરી શકાશે. એક પ્રસંગે રાજા ચાર્લ્સની દરબારમાં, પોતાને માથેની ટોપ ઉતાર્યા વિના, વિલ્યમ પેન ગયો હતો, ત્યારે રાજાએ સભ્યતાથી તેને કહ્યું:-"પ્યારા સાહેબ! આ દરબારનો એવો નિયમ છે, કે માત્ર એકજ પુરૂષ આ દરબારમાં કેવળ ઢંકાયેલો રહી શકે. એટલા સારૂ હુંજ પોતે મ્હારી ટોપી ઉતારી નાખું છું!" આમ બોલી તુર્ત ટોપી માથા ઉપરથી ઉતારતાંજ પેનને ખેજાલત લાગી. તેણે તુર્તજ ટોપી ઉતારી, અને રાજાને સર્વદા માન આપવા લાગ્યો. માબાપે છોકરાં તરફથી માન મેળવવામાં પહેલો પ્રયોગજ માયાળુપણાનો છે; અને તેનાથી કામ ના સરે ત્યારે બીજે મરતબે તેમને ચમકાવીને રસ્તે ઠેકાણે લાવવાનો પ્રયોગ ઉત્તમ છે. વખતસર ચમકાવશો નહીં, તો કવખતે ફછોડાં છોડાં તમને ચમકાવશે. એક ફકીરે ભિક્ષા માંગીને પૈસાનો સારો જમાવ કીધો હતો, પરંતુ તને પેટે દિકરો નહીં હતો. એવામાં ખુદાની ફઝલથી તેની ઓરતને હુમેલ રહ્યા. ફકીરે ખુદા આગળ બંદગી કીધી કે; "હે માલેક! મ્હને જો તું છોકરાની નવાજેશ કરશે તો હું બદન ઉપરની ખીદડી રહેવા દઈ જે કાંઇ માલ મતા છે તે સઘળી મ્હારા ફકીર પુકરા ભાઇબંધોને ખવાડી દઈશ!" ખુદાએ તેની અરજ વાંચી. તેને ત્યાં પુત્ર અવતર્યો, અને તેણે આપેલાં વચન પ્રમાણે તેણે સર્વસ્વ ફકીર પુકરાંને ખવાડી દીધું. પછી સેખ શાદી કહે છે કે, જયારે હું શામ શહેરની સફરથી પાછો ફર્યો ત્યારે મ્હને જણાવવામાં આવ્યું કે, બાપડો તે ફકીર તો કેદખાનામાં હાંથે પગે બેડી સાથે સબડે છે! મેં પૂછયું કે એમ કેમ? ત્યારે મ્હને કહેવામાં આવ્યું કે; "એનો દિકરો નઠારો નિકળ્યો દારૂ પી છાકટો થયો, ને એક નિર્દોષ માણસનું ખુન કરવા માટે તેને ફાંસી

દઇ, તેના બાપે તેને લાડ લડાવી છગાવી દઇ સારી કેળવણી નહીં આપી તે માટે તેને પણ બંદીખાને નાખવામાં આવ્યો છે !" ત્યારે મેં કહ્યું કે; " એમાં કોઇનો વાંક નથી, ફકીરનોજ દોષ છે, કે હાથે કરીને તેણેજ એવી બલા પરમેશ્વર પાસે માંગી લીધી, અને વળી પુત્ર પેદા થયો તો તેને લાડ ઘેલો કરવા કરતાં સારી કેળવણી કેમ ન આપી ?"

ઝનાને બારદ.ર અએ મર્દે હુશિયાર !
અગર વકતે વેલાદત માર જાયંદ,
અઝાં બેહુતર બ નઝદીકે ખેરદમંદ;
કે ફર્ઝંદાને ના હમવાર જાયંદ."

અલ્યા હુશિયાર પુરૂષ ! ત્હારી સ્ત્રી નઠારાં બદકાર છોકરાં જણે તેના કરતાં તો તેણી સાપ જણે તેનેજ ડાહ્યાં લોકો ભલું ગણે છે.

ઇરાનનાં બાદશાહ બેહરામગુર માટે ઇતિહાસમાં લેખ લખાયેલો છે કે; એક રાત્રે તેના પિતા યઝદેઝર્દની દરબારમાં ઉભો રહેતાં રહેતાં તે એટલો તો થાકી ગયો હતો, કે તેણે ઉભે ઉભેજ ઉંઘનો એક ઝોકો ખાધો. આટલીજ બેઅદબીને ખાતર બાપે તેને કેદખાનામાંજ થોડો વખત સૂધી રાખીને સજા કીધી, કે આજે રાજપુત્ર પોતાના બાપની બેઅદબી કરે છે તો કાલ ઉઠીને આખી ઇરાની રૈયત બેઅદબ થઇ પડશે. ફીરદુશી શાયરે પણ બેઅંદાજ નાફરમાન બેટા બેટીઓ માટે એજ ઉપાયને વખાણ્યો છે, અને કહ્યું છે કે;

" સીહે માર ચુ સર બર આરદ બ ઝેહ;
કે સુરાખ પીચાન શવદ સુએ ચૂબ."

જયારે કાળો સાપ પોતાના સુરાખમાંથી બહાર આવીને ડાકું ભરવા સારૂ માથું ઉંચકે, ત્યારે તો લાકડીએ કરીને તેનું મસ્તકજ ભાંગીને છુંદી નાખવું સજાવર છે. મનુષ્ય લેખે જન્મ ધારણ કરવો એ કાંઇ જેવી તેવી વાત નથી; તેમાં પણ ઘણાં વર્ષ જીવતાં રહેવું એ મોટી વાત છે; અને વળી તે જીવન મા–બાપ જીવતાં હોય ને ગુજારવું એ તો બહુજ દુર્લભ છે; અને તેમાં પણ વળી ઉત્તમ વાત તો એ છે, કે મા-બાપની શિખામણો સાંભળવાનો મોકો જેને મળે તે તો વધુ ભાગ્યશાળીનાજ બખતમાં હોય છે. મગર તેજ માણુસે સર્વોત્તમ જન્મ લીધેલો કહેવાય, કે જેને મા–બાપની સેવા ચાકરી ઉઠાવી, શુર્ખરૂ રહી મોટાંમાં મોટાં દેણમાંથી છૂટવાનો ઉત્તમ પ્રસંગ મળે. એટલાજ માટે મા–બાપની સેવા બજાવવાનો ઉપાય મૂર્ખ દિકરા દિકરીને તો છેવટે સુઝે છે; પરંતુ ડાહ્યાં દિકરાંઓને તો તે ઉપાય પ્રારંભથીજ સુઝે છે. જે પોતાનાં સારાં આચરણ વડે પોતાનાં મા-બાપને પ્રસન્ન કરે તેજ ખરાં દિકરા દિકરી. જેણી પોતાના માટીનું સારૂં માંગે તેજ સ્ત્રી. અને જે ચઢતી કે પડતીમાં સમતોલ રહે એજ મિત્ર. સ્ત્રીએ જેવી ભાવ ભક્તિ પોતાના પતિ પ્રત્યે બતા-

વવાની છે, તેવીજ પુત્ર પુત્રી પ્રત્યે પ્રમાણુસર બતાવવાની છે. એક તરફ ઠંડો ને બીજી ગમ ગરમ ભાવ કલેશ વધારે છે. એક તહેવારને દિવસે વાણિયેણે બાસુદી બનાવી. તેણીએ પોતાના પતિની પત્રાળી કરતાં પોતાના પુત્ર કીકાની પત્રાળીમાં વત્તી બાસુદી પિરસી, એટલે વાણિયો ક્રોધે ભરાઈ બોલ્યો; "અલી કીકાની મા! ત્હારો હું કે એ? હું ધણી કે એ પૂત? મ્હારી પત્રાળી ખાલી ને એની ભરેલી કેમ?" વાણિયેણ કહે:-"હે મૂરખડાજી! તું કાંઇ મ્હારો પુત્ર છે વારૂં? એ મ્હારો પુત્ર કે તું?" એટલામાં કીકો બોલી ઉઠયો: "બાપા બાપા! આ માય મ્હારી કે ત્હારી? જે એને પેટનો દિકરો હોય તે વત્તી બાસુદી ખાય! માતાનું હેત દિકરા પર ના હોય તો કોના ઉપર હોય?" આ વાતો થતાંમાં પરોણો પંડિત જે સાથે જમતો હતો તેને કીકો કહે:-"કાકા કાકા! તમે અમને પાંડિત્ય શિખવ્યાને અડધો કલાક નથી થયો, કે મા બાપે બાળકો ઉપર વિશેષ પ્રીતિ રાખવી, ને બાળકે મા-બાપના કહેણુસર રહેવું, ત્યારે તમારો ઉપદેશ અમારામાંથી કિયા મૂરખડાએ મન ઉપર નહીં લીધો વારૂં?" પંડિત કહે:-ત્રણેવે. શાસ્ત્રકારે કહ્યું છે કે;

"मातरं पितर ज्चैव साक्षात् प्रत्यक्ष देवतां।
मत्वागृही निषेवेत सदा सर्व्व प्रयत्नतः ॥"

જે કોઇ ગ્રહસ્થ હશે તેમણે પોતાનાં મા-બાપને સાક્ષાત પ્રત્યક્ષ ઇશ્વર સ્વરૂપના માનીને દરેક રીતે હરદમ તેમની સેવા ચાકરી કરવી. એ સેવાનું ફળ મળેજ મળે. આપણે બાળપણમાં હોઇએ છિયે ત્યારે માવતરનો પ્રેમ જેવો પ્રેમ આપણને એકે લાગતો નથી. જ્યારે પરણીને માત્ર એક રાત પોતાની સ્ત્રી સાથે રહ્યા, એટલે તેણીનો પ્રેમ વળી અધિક લાગવા માંડે છે; પરંતુ માવતરનો પ્રેમ અંતરમાં જડ ઘાલેલો હોવાથી આપણી સ્ત્રીના અંતરમાં તેવોજ પ્રેમ જડ ઘાલવા માટે તેટલાજ લાંબા વખતની જરૂર રહે છે. ઘણા બેટાઓનો અખંડ પ્યાર પોતાની માતા તરફ હોવા છતાં બાયડી પરણી લાવ્યા પછી તેણીના માત્ર એકજ રાત્રિના પ્રસંગથી ઘણા દિકરાઓ માતાને દુઃખી કરવા મંડી જાય છે. સ્ત્રી જાતિમાં અદેખાઈ એ મહા મોટું લાંછન રહે છે. જેમ ચંદન જુનું થતું જાય છે તેમ તેમ તેમાં અધિક સુગંધી આવતી જાય છે, તેમજ જેમ જેમ મા બાપ વયે પહોંચે છે તેમ તેમ તેમનું હેત ને માયાળુપણું તો અધિક વધતુંજ જાય છે. સર વૉલ્ટર સ્કોટ પોતાના બાપને બહુજ માન આપતો હતો, અને બાપની સેવા ઉઠાવવામાં તથા તેના હુકમ વિના કાંઇ પણ કામ નહીં કરવામાં, પોતાનું કલ્યાણ સમજનારો હતો. એક પ્રસંગે ભારે તુફાનના પ્રસંગે તે બાપની રજા વિના કુદ્રતનો મહિમા જોવાને બહાર નિકળી પડવા માટે પાછળથી બહુ પસ્તાયો હતો. કવિ કહે છે તેમ, માયની માયા કરતાં બાપની માયા પણ કાંઇ ઓછી હોતી નથી.

## ગોપીચંદે માતાને રંજાડીને ખાધેલું કડવું ફળ.

ગૌડ બંગાલાનો રાજા ગોપીચંદ પોતાની સાધ્વી માતા મૈનાવતી ઉપર બહુ પ્રેમ રાખતો હતો. સવારથી સાંજ સુધી તેણીની સેવા ઉઠાવતો. માતાનો પડયો બોલ ઝીલી લેતો. મૈનાવતી એક સતી સ્ત્રી હોવાથી, પોતાના પતિ ત્રૈલોકયચંદના મરણ કેડે આ જગત્–જીવનને ક્ષણભંગુર સમજી પારલૌકિક હિત સાધવાને એ સાધ્વી તત્પર હતી. સંસારની માયામાં સપડાયાને લીધે તેણી શોકાતુર હતી. એવામાં જાળંધર નામનો મહા યોગી રાજવાડામાં આવી ચઢયો. તેની તેણી સેવકી બનીને તેના ઉપદેશ લેવા લાગી. રાજમાતા આ ગુરૂના ચર્ણમાં વંદન કરતી કરતી દરબારમાં આવી. પરંતુ રાજમાતાનો આ ધાર્મિક જુસ્સો અને ભક્તિભાવ અદેખા લોકો સમજી શકયા નહીં. જો કે તેણી અતિ ધાર્મિક ને નીતિમાન હતી છતાં, ગોપીચંદની પટરાણી ઔમારાણીએ સાસુની નિંદા શરૂ કીધી. તેણીએ પોતાના પતિરાજને સમજાવ્યો કે, મૈનાવતીના વિપરિત આચરણથી આપણને લજ્જા લાગે છે. આ જોગતાની સાથે આડો વહેવાર હોવાનું લોકો આળ મૂકી આપણને નિંદે છે. ગોપીચંદે ભ્રમી જઈ એક દિવસે સમાધિમાં બેઠેલા જાળંધરને ઉપડાવીને ઘોડાઓના તબેલા પાછળના કૂવામાં નંખાવી દઈ આખો કૂવો ઘોડાની લાદ અને કચરાથી પૂરાવી દીધો. આ વાતની ખબર કાંઈ મૈનાવતીને પડી નહીં. તેણી સમજી કે મ્હારી સેવામાં કાંઈ કમીપણું જણાયાથી યોગી ચાલ્યા ગયા છે આથી કરીને દૂધ પીને દહાડા કાઢવા લાગી, પણ મ્હોં પર અન્નનો એક કણ પણ ના મૂકયો. તેણી ઝરૂખે બેસીને મુઝાયા કરતી. ગોપીચંદને ૧૬૦૦ સ્ત્રીઓ હતી. તેની વર્ષગાંઠને દિવસે રાજવાડાના ચોકમાં આ સ્ત્રીઓ તેને અંગોળ કરાવતી દેખી મૈનાવતીએ બેઠી બેઠી સંતાપ કર્યો કે, "આત્માનું અંગોળ છોડીને આ ક્ષણભંગુર દેહનું અંગોળ કરાવ્યાનું શું સાર્થક છે!" આમ બોલી રડી પડી. રડવાથી નવધાર આંસુ નીચે પડયાં, અને તે ગરમ આંસુનાં ટીપાં ગોપીચંદના ગાલ ઉપર પડયાથી ગોપીચંદના ગાલ ઉપર ફોલ્લા પડયા! તપાસ કરાવતાં ગોપીચંદને જયારે જણાયું કે; આ તો તેની માતાનાં આંસુ છે, તેવોજ તે બોલી ઉઠયો; "અરે શું આ મ્હારી વ્હાલી માતાનાં આંસુ! મ્હારી માયાળુ માજીને શોકાતુર કરાવનાર એ છે કોણ? મારી હયાતિમાં મ્હારી પ્યારી માવતરને દુભવનાર એ છે કોણ?" એટલું બોલીને જેવાં તેવાં કપડાં પહેરી લઈ માતા પાસે જઈને પગે પડયો, અને પૂછવા લાગ્યો; "હે માતા! મ્હારો શો અપરાધ થયો? મ્હને કહો તો જેનો અપરાધ હશે તેનો હું નાશ કરીશ!" માતા કહે:-"બેટા! જે નાશવંત છે તેનો નાશ કરવામાં મોટાઈ શી? નાશવંત છે તે અમર શી રીતે થાય, તેનાજ વિચારમાં હું છું. તું પ્રભુના નામનું રટણ કર! પુત્રે!

તું યોગ ગ્રહણ કરીને અમર થા !" આ પછી ગોપીચંદની ખાત્રી થઈ, કે આવી સાધ્વી માતા ઉપર તેણે પોતાની સ્ત્રીના કહ્યા ઉપરથી શંકા લઈ જઈ માતા તરફ મહા અપરાધ કર્યો. તે પસ્તાયો, જાર જાર રડયો, અને પાછળથી જાળંધર પણ યોગના બળથી પાછો કૂવામાંથી બહાર આવ્યો, અને માતાને દુભવવાનાં પ્રાયશ્ચિત સારૂ બેટો ગોપીચંદ ભગવાં વસ્ત્ર પહેરી ભિક્ષા માંગવા નિકળી પડયો. ભાઈઓ ! તમારી સ્ત્રી અને તમારાં લાડકવાયાં કરતાં વધારે પ્યારાં તમારાં મા-બાપનેજ સમજો. તમારાં વિત્ત, ધન, ને માલમતા કરતાં પણ તમારાં મા-બાપનો લોભ તમે વધારે રાખજો.

"હતો માતનાં પેટમાં ગર્ભરૂપ, ધર્યો મ્હારે કાજે વિવેક ખૂબ;
જરા દુઃખ ના દીધું રાખ્યાંજ રાજી, વળાએ નહીં પાડ વ્હાલા પિતાજી.
બહુ કષ્ટથી માજી જ્યારે રિબાતાં, દિલાસે ઉપાયે કરી સુખ સાતાં;
રડયો સુણવા રાખિ આતુરતા જી, વળાએ નહીં પાડ વ્હાલા પિતાજી.
કર્યાં માજીએ સુખ જે મુજ માટે, નથી આપવાનું કને તેની સાટે;
સુણી જન્મ મારો ફુલાઈ જતાજી, વળાએ નહીં પાડ વ્હાલા પિતાજી"

આર્યાવૃતમાં સર્વ હિંદુ લોકો લગ્ન, જનોઇ, અગર બીજા સર્વ માંગલિક પ્રસંગે પહેલી પુજા ગણપતિની કરીને **श्री गणेशायनमः ॥** થી સર્વ શુભ કાર્યનો આરંભ એટલા માટે પણ કરે છે, કે માતૃ-સેવા બજાવનારાઓમાં સર્વથી ઉંચું માન ને મહત્વ ગણપતિનું ગણાયું છે. ગણેશ એ શંકરના પુત્ર છતાં પોતાના પિતાશ્રીને તે ઓળખતા નહોતા. એક દિવસે શંકરના પત્નિ અને ગણેશનાં માતુશ્રી પાર્વતીએ પોતાના દિકરા ગણેશને ઘરના દરવાજા ઉપર બહાર ચોકી કરવા બેસાડી, પોતે ઘરમાં ખાનગી કૃત્ય કરતાં હોવાથી દીકરાને કહી રાખ્યું હતું કે; "પુત્રે ! માતાની લાજ રાખવા માટે ત્હારે ચોકી કરવાની છે. કોઇને પણ મ્હારો બીજો હુકમ થતાં સૂધી ઘરમાં પેસવા દઇશ મા !" ગણપતિએ માયનો હુકમ પાળ્યો. અને પોતાના પિતાશ્રી શંકર આવી જેવા ઘરમાં પેસવા કરતા હતા, તેવાજ તેમને પણ અટકાવ્યા !" શંકરે કહ્યું કે; "ત્હારૂં મસ્તક ઉડાડી નાખીશ !" ગણપતિએ મસ્તક નીચું કરીને કહ્યું:-"**માતાની આજ્ઞા આગળ આ મસ્તકની કશી કિંમતજ શી છે? આ રહ્યું શીશ !**" શંકરે તેનું ડોકું કાપી નાખ્યું. આ બનાવની ખબર પાર્વતી માતાને પડતાંજ તેમણે સત્યાગ્રહ પકડયો કે; માતાની સેવા ઉઠાવતાં જે સપુતે મસ્તક આપ્યું તેનું માથું જો હમણાં ને હમણાંજ નહીં ગોઠવાય તો પ્રાણ ત્યાગ કરીશ !" એટલામાં એક હાથી આવી લાગતાં શંકરે હાથીનું મસ્તક ઉડાડી દઇને ગણપતિનાં ધડ ઉપર મૂકી દઇ દીકરાને જીવતો કીધો ! માતાની આજ્ઞા પાળનારા દિકરાની આજે પણ સર્વ મંગળ પ્રસંગે લોકો પુજા કરે છે. તો જે દીકરા દીકરીએ પોતાની પુજા કરાવવી હોય તેમણે પ્રથમ મા-બાપની પુજા કરતાં શિખવું જોઇએ.

કોઈ ઠેકાણેથી મેં નીચલો ફકરો મ્હારી નોંધપોથીમાં ઉતારેલો છે-"એક મજબુત શરીરવાળી અને મજબુત મનવાળી મા, પોતાની ૧૯ વર્ષની પુત્રીને ડો૦ ફાઉલર પાસે લાવીને કહેવા લાગી કેઃ-"ડોકટર! આ મ્હારી છોડીને કાંઈક વાંક માટે જરા પણ કહેવામાં આવે છે કે તેણી રડી પડે છે. સદા ગમગીન રહે છે, અને બધો વખત ધર્મનાં પુસ્તકોજ વાંચ્યા કરે છે, માટે આ શું દર્દ છે? એનો કાંઇ ઉપાય બતાવો તો બહુ સારૂં." ડો૦ ફાઉલર મસ્તક વિદ્યામાં બહુ કુશળ હતો, જેથી તેણે તે છોડીની માતાનું મસ્તક તપાસ્યું, તથા ગર્ભાવસ્થામાં તેણીની મગજની સ્થિતિ કેવી હતી તે વિષે પૂછપરછ કરવાથી ડોકટરને માલુમ પડયું કે, તે માતા પોતાનાં મા-બાપની શિખામણ અને સલાહ નહીં માનતાં એક નઠારા સ્વભાવનાં ધણીને ઉતાવળે પરણી નિકળી હતી. તે ધણી તેણીની સાથે નાલાયક ચાલ ચલાવતો હતો, જેથી તેણી નિરંતર ઉદાસ રહેતી, અને સારો દહાડો બાઇબલ વાંચ્યા કરતી. આવી માનસિક ઉદાસીમાં પેલી છોડી વખતે તેણીને ગર્ભ રહ્યો હતો, અને તે કારણથી તેની આ ૧૯ વર્ષની છોડીના મગજ ઉપર માતાની છાપ રહી ગયાથીજ તેણી પોતાની માતાના જેવાં આચરણ કરે છે. આ ઉપરથી સર્વ વાંચનારાંએ વિચારી લેવું જોઇએ, કે મા-બાપની પૂરેપૂરી અસર તેમનાં બચ્ચાંમાં પ્રથમથીજ કુદ્રતી રીતે ઉતરે છે. માટે જેઓ પોતાનાં મા-બાપની સેવા ઉઠાવવાની આદતમાં હશે તેઓનાં બચ્ચાંને પણ ગર્ભસ્થાનમાંથીજ તેમના માબાપની સેવા બજાવવાની અસર ઉત્પન્ન થશે. લૉર્ડ રેન્ડોલ્ફ ચર્ચીલનો પુત્ર મી૦ વિન્સ્ટન ચર્ચીલ, જેણે ટ્રાન્સવાલના યુદ્ધ પ્રસંગે એક ઉત્તમ બાતમીદાર લેખે રાજ્યની સેવા બજાવી હતી, તેનામાં પોતાના બાપની રાજ્ય સેવા બજાવવાની કુદ્રત આપો આપ ઉતરેલી હતી. તે જ્યારે માત્ર ૧૦ વર્ષની વયનો હતો ત્યારથીજ તેને પોતાના પિતાની માફક રાજસેવા ઓધ્ધે ઉતરેલી હોવાનું સર વિલ્યમ હારકોર્ટે પાર્લામેન્ટમાં જણાવ્યું હતું. અર્થાત, જે દિકરા દિકરીઓ કુદ્રતી પ્રેરણાથી પ્રેરાઇને પોતાનાં મા-બાપના તાબેદાર અને હુકમ ઉઠાવનારાં નિવડે છે, તેઓએ જરૂર યાદ રાખવું, કે તેમનાં બચ્ચાં પણ તેમની સેવા ચાકરી ઉઠાવનારાંજ નિવડશે. દિકરા દિકરી સારાં. તાબેદાર, કહેણસરનાં નિવડી મા બાપની સેવા બજાવનારાં નિકળે એ હેતુથી દેશેદેશનાં મા-બાપ, બચ્ચાંના જન્મથીજ અનેક પ્રકારના વ્હેમો પાળે છે. તુર્કસ્તાનમાં એ કારણને લઇને પ્રત્યેક માતા પોતાનાં બાળકોને ચિઠ્ઠી દોરા અને માદળિયાંથી નરાં ભરી નાંખે છે. એટલુંજ નહીં, પણ મંત્રેલી ગોળીઓ તેમના મસ્તકે વળગાડે છે અને તેમનું જોઇને સ્પેન દેશમાં અમુક ઝાડની છાલ બચ્ચાંના કપાળે ઘસે છે. સ્વીડનમાં બાળક પોઢયું હોય ત્યાં તેના માથા તળે એકાદ પુસ્તક મેળે છે, એવાં માયાળુપણાથી, કે મ્હારૂં બચ્ચું વિદ્યા ભણે. અને તેવીજ લાગણીથી તેને અંગોળ કરાવતી વેળાએ પાણીના હાંડામાં પૈસા નાખે

છે, કે તે બાળક લક્ષ્મીથી ભરપૂર થઇ જાય. આવી માતા, જો મોટપણે તે દિકરાને મરવા કહે તો તે મરી તો નહીં જઈ શકે, તોપણ આંખ મિચીને અરધો કલાક પડી તો રહેશેજ. કવિ નર્મદ કહે તેમ વળી બાપ પોતાનાં બચ્ચાંના જન્મથી કેવો હરખાઈ જાય છે કે;

"વધાઇ કહેનારને આપી ઝટ્, પહેરાવી સોંયાણીને સાડી સટ્;
ખરો પ્રેમ પહેલાંથી દેખાડતાજી, વળાએ નહીં પાડ વ્હાલા પિતાજી.
બહુ હર્ષથી ઉદ્યમે જન્મ જાણે, કરાવ્યાં ગળ્યાં લોકને ગોળ ધાણે;
અરે ગુણ ને રૂપ જોયા વિનાજી, વળાએ નહીં પાડ વ્હાલા પિતાજી.

માતા જેવું શાસ્ત્ર કે તીર્થ બીજું એકે નથી. એ શાસ્ત્રમાંથીજ આપણે સદાચરણ, વિવેક, અને નીતિ ધર્મ શિખ્યે છિયે. માતાના પ્રેમ અને પ્રીતિ એ કાંઇ જુદીજ ચીજ છે. આયરીશ માતાઓ પોતાનાં બચ્ચાંને રખેને કાંઇ ઇજા પહોંચે એ બીકથી પોતાના માથેના બાલ ગુંથીને તેનો પટો પહેરાવે છે, કે જે કાંઈ બલા આવી પડે તે માયનેજ માથે આવજો ! આવી પ્રેમાળ માય વગરનાં બચ્ચાંને જન્મ સુધી કેવો ચોળો રહી જતો હશે તેનો વિચાર કરી કરીને દિકરાં દિકરીએ પોતાની માતાની સેવા ભકિત નિત ઉઠીને કરવી જોઇએ. કવિ ગ્રેને માટે તો એટલે વેર તેનો મિત્ર મેસન લખી ગયો છે, કે જ્યારે જ્યારે એ કવિને તેની માતાની કોઇ વાત કરતાં તમે સાંભળો, ત્યારે તેણીના સ્મરણથી તેને એવો તો ઉભરો થઇ આવતો, એવી તો લાગણી થઇ આવતી અને એટલું બધું તો દુઃખ લાગી આવતું હતું કે, એક ડચકું ખાધા વગર તે કાંઇ પણ કહી શકતો ન હતો. તેની કાબેલિયત ભરેલી કવિત્વ શકિત તેમજ તેની શાંત જીંદગીને માટે તે આખે આખું માન પોતાની માવતરનેજ આપતો હતો. ભાઇઓ ! તમારી માય જીવતી હોય ત્યારે મિત્રોની માયા, ને પાડોશીની ચાહા સંપાદન કરવા પહેલાં તમારી માયની માયાજ સંપાદન કરજો. તમારા શેઠનું દિલ જીતવું હોય તો પહેલે તમારા પિતાનું દિલ જીતજો. માતા જેવો મહેરબાન અને માયાળુ શિક્ષાગુરૂ પૃથ્વી ઉપર એકે નથી. માતાના જેટલી કાળજી બાળકનાં સુખ માટે અને જન્મ માટે બીજા કોઈને હોતી નથી. એટલા માટે સ્કોટલંડમાં તો વાંઝણી બાઇઓ બાળક વગરનાં ખાલી પારણાંને, ખાલી જોળીને પણ હિંચકા નાંખીને બચ્ચાંથી પારણું ભરાઇ જાય એવાં ગીતો ગાયા કરે છે. હિંદુસ્થાનમાં તો ઉલટું કોઈ પણ સ્ત્રી ખાલી પારણું ઘરમાં રાખતીજ નથી, અથવા ખાલી જોળી ઘરમાં હોય તો તેને હિંચકા નાંખવામાં અપશુકન સમજે છે. દુન્યામાં માતાના જેવો મિઠો મેવો બીજો એકે નથી. દરેક બચ્ચાંને માય ને બાપ તો કોઇ પણ હોયજ હોય, પરંતુ જે કરદુટી, પોતાને પેટે બાળક અવતરવા માટે એક માતા કરે છે, એવી દ્રઢ ભાવના તો એક પિતાની પણ હોતી નથી. આવાં માયાળુ માજીની સેવા ચાકરી નહીં ઉઠાવવી એના જેવું

નગુણાપણું, નાફરમાની, બેઈમાની, અને નફટાઇ બીજી કોઇ હોય શકેજ નહીં. કેમકે જન્મ આપતી વખ્તનાં કષ્ટ ભોગવ્યાં એટલેથીજ કાંઈ તેણીનાં દુઃખ અટકતાં નથી.

"નહીં એટલેથી તમે આટપ્યાં જી, અસંખ્યાત દુઃખો પછી તો સહ્યાંજી;
ક્યાં કાજ તે સાનમાં જે કહ્યાંજી, વળાએ નહીં પાડ માયાળુ માજી.
ભુખે રોઉં તો થાનનું દુધ પાતાં, જમાડી પ્રેમથી પછી આપ ખાતાં;
સુવાડયા વિના દુર તો ના જતાંજી, વળાએ નહીં પાડ માયાળુ માજી.
દુઃખે રોઉં તો મીઠડાં ગીત ગાતાં, કિલા ભાઇ! બાપૂ! કહી પેટ ન્હાતાં;
વદી પ્રેમ ને ગોદ ઉછાળતાંજી, વળાએ નહીં પાડ માયાળુ માજી.
રમાડયો કરાવી બહુવાર 'આં','આ', બહુ વાર કહાહયાંજ ગૂમૂત્ર ઝાઝાં;
ન્હડાવી નહીં સુગ સેશે કદાજી. વળાએ નહીં પાડ માયાળુ માજી."

ગ્રીસ દેશની માતાઓ તો વળી બચ્ચાંને પાળણે પોઢાવ્યા આગમચ આતશ રોશન કરીને જોળાની આસપાસ ત્રણ ફેરા ફરીને બચ્ચાંને આશિષો દે છે. પોતાની માતાના આશિર્વાદો પામેલો બોનાપાર્ટ પોતાની ઉજ્જવળ નામાંકિત જીંદગી માટે જેમ પોતાની માતાના ગુણોને આભારી હતો, તેમજ ઓલીવર ક્રોમરમાં પ્રભુ પ્રત્યેનો પ્રેમ, ધૈર્ય, દરેક કામ પાછળ ધીરજ ભરી ખંત, સંસારની શાણપટ અને સાદી જીંદગી એ સૌ તેની માતાની સેવામાંજ ઉતરેલાં હતાં. હોલેંડ દેશની માયો તો બચ્ચાંના પાળણાંમાં મૂળો તથા એક પાઉંની કાતરી અને મીઠું મુકી બધા શુકન માંગતી માંગતી હિંચકા ખવાડે છે. ટુંકમાં કહ્યે તો, દીકરાં દીકરીએ બરાબર મનમાં ઠસાવવું જોઈએ, કે જે સેવા ચાકરી મોટપણે માબાપની કીધાથી પોતાના અંતરાત્માને સુખ થાય તે ઘણા આદરમાન અને ભાવની સાથે કરવી, તેમાં જે વિપરીત કર્યું હોય તેનો તો ત્યાગજ કરવો. કેમકે,

"यं मातापितरौ क्लेशं सहेते संभवे नृणां ।
न तस्य निष्कृतिः शक्या कर्त्तुं वर्षशतैरपि ॥

બચ્ચાંના જન્મ વખતે માયબાપ જે કષ્ટ ખેંચે છે, જે કલેશ માથે ઉઠાવે છે, અને જે દુઃખો સહન કરે છે, તેનો બદલો તો સો વર્ષે પણ દીકરાં દીકરીથી વાળી શકાવાનો નથી. માટે બ્હેનો ને બંધુઓ! તમારાં માબાપની સેવા ચાકરી આંખને જોરે ઉઠાવજો. તમે વિચાર કરો, કે લાકડાંના એક ટુકડાને દરિયા, નદી, કૂવા કે તળાવનાં પાણી છે તે ડુબી મરવા કાં દેતાં નથી? એટલાજ કારણે; કે પોતાનાં થાનમાંનું દૂધ જે પાણી, તે પાઇને જેને બચપણમાં પોતે ઉધારેલું ઉછેરેલું, તે લાકડાંને હરદમ પોતાની છાતીની સપાટી ઉપર રાખી મેલીને પોતાનો પ્રેમ અને લાગણી જાહેર કરે છે. છોકરાં મોટાં થઇને, જે મા-બાપે તેમને ખવાડી પીવાડીને ઉપકારો કરેલા, તેનો બદલો, જો લાકડાં અને પાણીના ઉદાહરણે પણ, પાછો વાળે તો તેઓ ઉપકારીજ કહેવાય. માબાપ રૂપી સરોવરનાં પાણી દિકરાં રૂપી વહાણને કદી ડુબવા દેશેજ નહીં

સીચા તબ તરૂવર ભયા, કાટા તબ ભયા આગ;
તારે પણુ બોલે નહીં, પ્રભુ બાંહ્ય ગ્રહેકી લાજ.

ઉપકાર ફેડવાને બદલે જે પુત્ર મા-બાપની આજ્ઞાનું ઉલ્લંઘન કરે તે પુત્ર તો પેટે પત્થરો પડયા બરાબર છે જે પુત્ર મા બાપનો હુકમ અર્ધ મનથી, આનાકાની કરીને ઉઠાવે, તે તો કથીર છે. જે દિકરો પોતાના મા-બાપના કહ્યા પ્રમાણે કામ કરી ઉઠે તેજ સોના તુલ્ય છે. પણુ પોતાનાં માત પિતાની માત્ર ઇચ્છાજ સમજી જઇને જે આંજ્ઞા ઉઠાવે તે પુત્રને તો હીરો કહ્યો છે. પણુ જે દિકરો પોતાનાં મા બાપનુંજ ખુન કરે તેનાથી તો શેતાન પણુ ડરતો કહ્યો છે. અને

ચકી આન કે નાપાક ખૂને પેદર;
ન રીઝદ ઝે તન પાક આદેહ પેસર.

એક બુન્યાદજાદો પાક દિકરો પોતાના બાપ જેવા બાપનું ખુન કદિએ કરશેજ નહીં.

---

## મા-બાપની સેવા.

(૧૦)

### નાફરમાન બચ્ચાંને માટે સ્વર્ગની રજા નથી.

He who is false to parental duty breaks a thread in the loom, and will find the flaw when he may have forgotten its cause.

## ૨૩ મી આજ્ઞા.

જે જે મહા પુરૂષો થયા છે તે તેમાં કોઇજ એવા જણાયા હશે, કે જેમણે પોતાનાં માત પિતાની આજ્ઞા પાળી ના હોય. ઘણે ભાગે બધા મહાન પુરૂષોનું જીવન વૃત્તાંત વાંચતાં એકજ જણાઇ આવ્યું છે, કે તેઓએ પહેલી સેવા મા બાપનીજ બજાવી છે. મહાન અમેરિકન રાજદ્વારિ જોન રેન્ડલ્ફ તો એટલાં સૂધી કહી ગયા છે કે, "અગર મ્હારી બાળવયની શુભ યાદદાસ્તો મ્હને રોકી ન રાખત તો હું ઇશ્વરની પણ અમાન્યતા કરત. મ્હારી તે અતિ વ્હાલી માવતર નિરંતર મને ગુંટણ મંડિયે બેસાડીને મ્હારા બન્ને હાથો પકડીને ઇશ્વર સ્મરણ કરાવતાં બોલતી હતી કેઃ–"આપણો મહાન બાપ જે સ્વર્ગમાં છે તેની સેવા પહેલી કર, પછી અમારી સેવા કર!"

બ્હેનો તમે જરૂર યાદ રાખજો, કે મા-બાપ તરફ હેત નહીં રાખનારા પુત્રો જરૂરજ નઠારા ધણીઓ નિવડે છે. જો કોઈ જુવાન તેની મા અથવા બ્હેન તરફ માયાવંતો ના હોય તો તે સારો ખાવીંદ ભાગ્યેજ નિવડશે. જે માતાને પેટે પરણવા લાયકની દિકરી થઇ હોય તેણે એવા, મા-બાપની અવગણના કરનારાને જમાઇ કરવોજ નહીં. નહીં તો તેની દિકરીનાં ભવિષ્યમાં દુઃખજ મળશે એથી ઉલટું જો કોઈ જુવાન માણસ તેની મા અને બ્હેનો પ્રત્યે માયાળુ અને હેતાળુ હશે તો એવો માણસ ઘણું કરીને ઉત્તમ ભરથાર નિવડશે. દુઃખી લોકોને મોટા દિલાસારૂપ જે મહાન થીઓડોર પાર્કર, તેની પિતૃભક્તિ ઘણીજ પ્રબળ હતી. તે પોતાના બાપ વડેજ પોતાનું ઉત્તમ ચારિત્ર બંધાયેલું સમજતો હોવાથી, તેના બાપ જ્યારે મરી ગયા ત્યારે તેના જીગરમાં ઉંડો કારી ઘા લાગ્યો હતો. કુમારી કોબેટને એક પત્ર લખીને તેણે પોતાની તે વેળાની મનની બેચેની જણાવી હતી. તે પત્રમાં તે લખે છે કે; "હું મારા પિતાજીને માટે શોક કરતો નથી, પણ હું પોતે મ્હારે માટેજ શોક કરૂં છું. સ્વર્ગમાં સિધારીને તેમના મિત્રો, તેમની આ સંસારની ભાગ્યેણ, તેમના પૂર્વ પુરૂષો, અને છોકરાંને જઈને તેઓ તો મળશેજ. તેમની તે મુલાકાત કેવી આનંદકારક હોવી જોઇએ! આ દુઃખી જગતમાં તેઓને વધુ વખત રહેવું પડયું તેથી તેઓ કદાચ દુઃખી થતા હશે, અને હમણાં તેમણે ક્ષણભંગુર દેહ ત્યાગીને અમરગી મેળવી છે; જેથી તેઓ તો આનંદ કરતા હશે. સગડીની પાસે એકલો બેબાકળો બેસીને મ્હને તમારો કાગળ વાંચતાં જણાયું કે, જાણે તેમનાં અશો નેઆંગાંનો, મ્હારી પ્યારી માતુશ્રી અને મ્હારા પિતાજીની આગમચ સ્વર્ગે ગએલા તેમના મિત્રો. તેમને ફરી ફરીને ખૂબ આલિંગન કરવાને માટે તેમની ચારે બાજુએ વિંટાયેલાં છે. તેઓના આવકારનાં ગાયન અને આનંદના અવાજ હજી પણ મ્હારા કાનમાં સંભળાયા કરે છે! પરંતુ મેં આગળ લખ્યું છે કે; હું તેને માટે દુઃખ કરતો નથી. તેને માટે લાંબો શ્વાસ કાઢવાનું અથવા આંસુ પાડવાનું કંઇ કારણ નથી. તોપણ જેમના હાથથી મ્હારૂં લાલણ પાલણ થએલું, જેમના હાથથી મેં ખાધેલું પીધેલું, જેમની પ્રાર્થનાના આશિર્વાદો મેં મેળવેલા, અને જેમની મ્હારે માટેની બેહદ કાળજીથી હું અનુભવમાં આવ્યો, તેમના મરણથી હવે જે ગમ મને લાગ્યો છે, તે હું કેમ કરીને દબાવી શકું? હવે ઘણું થયું, અમારે પણ હવે તેમની સાથે જલ્દી મળવું થશે. લાંબો વખત સુધી રહીશ તો મ્હારાં શરીરની ખરાબી થશે; પરંતુ વખતો વખત મ્હારા પિતાજીના ઉપકારો યાદ આવ્યાથી મ્હને એટલોજ શોક થાય છે, કે લાંબો વખત તેમની સેવા બજાવી તેમનું કરજ ફેડીને હું કૃતાર્થ થયો નહીં!" વળી તા૦ ૨૩ મી આગષ્ટ ૧૮૫૨ ની ડાયરીમાં તેણે લખ્યું છે કે, "૪૨ વર્ષ ઉપર પ્રભાતમાં મ્હારા પિતાશ્રી પોતાના અગીઆરમાં છોકરાની જન્મવાની વાટ જોતા હતા, તે પ્રસંગે

તેમને જે દુઃખ થયું હતું, તે દુઃખ મને કવચિત પણ યાદ કરતાં ભારે ખેદ થાય છે, કે માતાની સેવા બજાવી કૃતાર્થ થવાનું તો મ્હારાથી બન્યુંજ નથી. માતા પોતાનાં બાળકને જઠરમાં ધારણ કરે છે, અને જેને હૃદયમાં લઇને લાલણ પાલણ કરે છે તેવી એક માતાની સેવા ચાકરી ઉઠાવવાની તક તો મ્હને નહીંજ મળી. અફસોસ !

The path of duty is the way to glory. હે પિતા ! હે માતા !

તમે જે પુત્રને, કેટલું બધું કષ્ટ વેઠીને, પ્રતિપાલન અને ધર્મ શિક્ષા આપી હતી, તેને માટે તમે જાણતાં નથી, કે કેટલાં માણસો શ્રાપ દે છે ! હું તમને ધન્યવાદ આપું છું. તમે મ્હારે માટે ખરેખરાં માત પિતાનું કર્તવ્ય બજાવ્યું છે ! તમે સર્વથી પહેલાં મને પરમેશ્વરના પ્રત્યે બજાવવાનાં કર્તવ્યનું શિક્ષણ આપ્યું હતું. તમારી પાસેથીજ મેં શિક્ષણ મેળવ્યું હતું, કે માણસની જીંદગી કાંઈ દુઃખ અથવા સુખ ભોગવવાને માટેજ નથી, પણ જન સમાજની સેવા કરવાને માટે અવશ્ય છે. તમારાં મુખેથી સાંભળેલી વાતોથી આ સત્યની શિક્ષા મેં લીધી છે. તમે જો સ્વર્ગમાંથી નજર કરી જોતાં હશો તો તમને દેખાતું હશે કે, તમારા નાના છોકરામાં હજી અવગુણો ઘણા રહેલા છે. મ્હને આશા છે, કે મ્હારાં ચારિત્રમાં તમારે મન પસંદ થોડુંક તો કાંઇ રહેલું છે. મ્હારા માયાળુ પિતા ! હું હજી પણ તમારી સેવા કરીશ, અને માણસ જાતનું ભલું કરીશ. હું તમારા ઉપકાર કેમ ભુલીશ ? ”

“ વિસરે કેમ કહો જી વિસારી ! માત તાત માયા જેતમારી.—અહો ! વિસરે.
બાળપણુથી સંભાળ તો લીધી, કશી વાતે કસર નવ કીધી;

લીધી તસદી અમો કાજ ભારી, અહો ! વિસરે કેમ કહોજી વિસારી.
થતાં સુખિયાં, દેખી સુખી અમને, દેખી દુઃખમાં, થતું દુઃખ તમને;
એવી મેહેર સદા મન ધારી, અહો ! વિસરે કેમ કહોજી વિસારી.
ખાન પાન અમોને આપી, જ્ઞાનદાનથી કુ-મતિ કાપી;
એથી છૈયે અધિક આભારી, અહો ! વિસરે કેમ કહોજી વિસારી.
પાડ વાળિયે કેમ તમારો ? નથી આશરો કાંઈ અમારો;
તોય ગણશું ગુણો સંભારી, અહો ! વિસરે કેમ કહોજી વિસારી.
કદી અમ પર રીસ જો કરતે, બચપણમાંહી વેગળાં ધરતે;
વલે થાત ખુદા શી અમારી ? અહો ! વિસરે કેમ કહોજી વિસારી.
પણ માયાળુ માત પિતા તે, એવું કદિયે કરે ન જરા તે;
બચ્ચાં પેટનાં દિલમાં વિચારી, અહો ! વિસરે કેમ કહોજી વિસારી.
કર્યું આટલું ને જે કરે છે, હેત અડકૂં જે હૈયે ધરે છે;
એથી કોણ બીજા સુખકારી ? અહો ! વિસરે કેમ કહોજી વિસારી.
ગુણ માત પિતાનાજ ભૂલે, પાપી બાળક દુઃખમાં ડૂલે;

થાય હાલત બહુ દુઃખિયારી, અહો! વિસરે કેમ કહોજી વિસારી.
હૃદથી જયારે જે લાડ લડાવ્યાં, તેથી સુખ તે મળ્યાં મન ભાવ્યાં;
એવી કુદ્રતની પ્રીતિ તે ન્યારી, અહો! વિસરે કેમ કહોજી વિસારી.
ખુશી કરવા ખુદાને ધારી, મરજી રાખીશું રોજ તમારી;
તેથી બીજું નથી લાભકારી, અહો! વિસરે કેમ કહોજી વિસારી."

(હો. ન. લો.)

ભાઇઓ! માબાપના કીધેલા ગુણુ તમે કેમ વિસરશો? બ્હેનો! માતપિતા તમને કડવું કહેશે તે પણુ ગુણુકારી સમજીને તેમના છાયામાં, તમે તેમના ઉપકારોજ માત્ર ધ્યાનમાં લઇને, શાંત રહી શકશો. ઉપકારી કે કૃતઘ્નની નાજ થશો. બાવળના ઝાડમાં નહીં કળી શકાય એવા કાંટાની શૂળો હોય છે, પરંતુ તેના છાયામાં બેસનારને તો આનંદજ પ્રાપ્ત થાય છે. લીંબડાના પાંદડે પાંદડાં કડવાશથી ભરેલાં હોય છે, પણુ તેની શીતળ છાયાના આશ્રામાં તો વટેમાર્ગુને આનંદજ થાય છે. તેમ ગમે એવી કડક માતા કે કડવા પિતાનો તમારે માથે છાયો હશે તો પણુ તમારૂં સારૂં નરસું થવાનો સઘળો આધાર તમને કડવા બોલ કહેનારી તમારી માતા અને ચાનક આપનારા પિતા ઉપરજ અવલંબેલો છે. બોનાપાર્ટ કહેતા કે; "મ્હારામાં જે ઉમંગ, જે ખંત, જે મહેનત, જે ગુણુ, જે હિંમત, અને જે કર્તવ્ય–પરાયણુતા આવી છે, તે બધી મ્હારામાં મ્હારી માતાએજ ભરેલી છે" માતાની માયાનું પ્રબળ અને પિતાની આજ્ઞા, એ બન્નેનું તોલ સરખુંજ છે. માટે એકગમથી માતાની માયાનું જોર હોય અને પિતાની આજ્ઞા કડક હોય ત્યારે સપુને શતાનંદ થવું. ગોતમને એકવાર એમ જણાયું કે, પોતાની સ્ત્રી અહલ્યાએ ઈંદ્રની સાથે વ્યભિચાર કર્યો છે, માટે તેમણે પોતાના પુત્ર શતાનંદને આજ્ઞા કરી કે, "હે વત્સ! ત્હારી માતાને મારી નાંખ!" પરંતુ જેમ આપણે કોઇને કહો છિયે કે, "આ તો શતન બ્હેરો છે! તેમ જાણે સાંભળ્યુંજ ન હોય તેમ શતાનંદે તે અકાર્ય કરતાં વાર લગાડી. એટલામાં તો ગોતમનો વ્હેમ દૂર થયો, અને કોપ શાંત પડયો, જેથી તેમણે અહલ્યા ઉપર ક્ષમા દ્રષ્ટિ કરી. આવી રીતે શતાનંદે પોતાની માતા તરફની ફરજ માટે અકાર્ય કરવામાં લગાર વિલંબ કર્યો તે પ્રશંસા પાત્ર થઇ પડયો હતો. આમ કોઈવાર માબાપ બન્નેનું મન રાખવું હોય ત્યારે વિલંબ કરેલો પણુ સારો ગણીને અનર્થ કરવાનો પ્રસંગ આવી પડે ત્યારે શતાનંદ બહેરા થવાનો આપણામાં હજી પણુ ચાલ છે.



# ૨૪ મી આજ્ઞા.

**માય વિના શુનો સંસાર! અને બાપ વિના પૂરો અંધકાર!**

"As we do turn our backs
From our companion thrown into his grave,
So his familiars to his buried fortunes
Slink all away;
Leave their false vows with him
Like empty purses pick'd; and his poor self,
A dedicated beggar to the air."—Shakspeare.

દિકરાઓ! તમારી મા તે મા, ને બીજાં તો વગડાના વા. દિકરીઓ! તમારા બાપ તે બાપ, ને બીજાં તો સાકર-છુરીના કાપ. જગતમાં જે ઉપકારો તમારાં મા બાપે કર્યા છે તેવા ઉપકારો કરનારાં તો બીજાં કોઈથી નાજ થવાય. એટલા માટે મા બાપની જેમણે સેવા ના કરી, જે દિકરા દિકરીએ નાફરમાન થઈ મા બાપનો હુકમ ના ઉઠાવ્યો, જે છોકરાં કૃતઘ્ની નિવડયાં, તે દિકરાંને કુદ્રત પણ કદી ઠાર દેતી નથી. હજારો લડવૈયાઓની સામે જે જંગ-બહાદુર જોદ્ધા નમણું આપતા નથી, તેજ જોદ્ધાઓ મરકટ સરીખાં મા બાપને નમણું આપવા તૈયાર હોય છે. પરંતુ જે દિકરાં પોતાના બાપનાં થતાં નથી તે માયના ગુણો પણ જાણતાં નથી, ને જગત્માં સર્વદા અપકારીજ નિવડે છે.

"ધિક્કાર તે ફરઝંદને, જેથી દુઃખી મા બાપ છે:
ફરઝંદ નહીં તે દિલ્ પસંદ, પણ જેમ ઝેરી સાપ છે"

બાપાલા બાપ મ્હણે ના, તર ચુલત્યાલા કાકા કોણ મ્હણનો? જે દીકરો બાપને બાપ નહીં કહે, તે દિકરો પાડોસીને કાકો કદી કહેશેજ નહીં. અને વહેવારમાં તમે જરૂર યાદ રાખશો, કે જે મનુષ્ય પોતાના મા-બાપવખો નહીં હોય તેનો વિશ્વાસ રાખેથી ગળું કપાવ્યા વિના રહેતો નથી સંસારમાં માયના તો આશિષજ હોય, અને બાપના શ્રાપ હોય તે તો લાગ્યા વિના રહેતાજ નથી. એટલા માટેજ કહેવત છે કે, "માય તે માયો ને બાપ તો ખાટલાનો પાયો." તમે તમારી માતાના એક શબ્દને રાજ્યના અનિવાર્ય હુકમ પ્રમાણે લેખો. જેનરલ જયોર્જ વોશીંગટન જવાન વયમાં વહાણના મુખ્ય અધિકારી લેખે જયારે એકવાર દરિયાની સફરે જવા નિકળ્યો હતો ત્યારે દરેક ગોઠવણ નક્કી કરી હતી, અને તે વહાણ તેના બાપીકાં ઘરની સામેજ ઉભું રહેલું હતું; વોશીંગ્ટનને લેવાનીજ રાહ જોતું તે વહાણ ઉભેલું હતું; અને તે કયારે વહાણ ઉપર બહેલો ચઢે તેના તલપાપડમાં હતો, અને જયારે છેલ્લાં તેની પેટી વહા-

ણુમાં મૂકવાને માટે નીચે ઉતારી ત્યારે વૉશીંગ્ટન પોતાની માતાને "છેલ્લી સલામ" કરવા ગયો. તે વેળાએ તેની માયાળુ માવતર, દીકરાથી છુટી પડવાનાં દુઃખથી નવધાર આંસુ રેડીને રોતી બેઠેલી તેના દીઠામાં આવી!

"સુકામાં સુવાડી ભિની ભોંય વેઠી, સુતાં ભારી લોટી પથારી ન . છેટી;
ગમી જો ન પીધી તથાપિ દવા જી, વળાએ નહીં પાઠ માયાળુ માજી!
રમું ઝાલીને જો કને આસપાસ, ઉછળી ઉંચાં પ્રેમ શૂરેજ હાસ;
પ્રિતે દાંત ને હોઠ સંકોચતાંજી, વળાએ નહીં પાડ માયાળુ માજી!
પછી ઉપરા ઉપરી ઝટ્ટ ઝટ્ટ, બહુ બોકીથી ચૂસતાં પ્રેમ ઘટ્ટ;
કંઇ વ્હાલમાં ઊણું ના રાખતાંજી, વળાએ નહીં પાડ માયાળુ માજી!
પ્રિતે ધાવણો ધાવીને મારી માથું, ઉમંગેથી હૈડું તમારૂં ભરાતું;
સદા સ્નેહના રંગમાં .રોળતાંજી, વળાએ નહીં પાડ માયાળુ માજી!"

(નર્મદ)

જે માતા પોતાની ઉપરના પ્રેમના રંગમાં સદા રોળતાં હતાં તે માતાજીને આજે આમ રડતાં દેખીને એક શબ્દ પણ તેમને કહ્યા વગર તેણે મોઢું ફેરવ્યું, અને વિચાર કીધો કે, દીકરાના છુટા પડવાથી તેણીને ઘણું દુઃખ લાગ્યું છે. વળી દરિયાનો મામલો છે; મ્હને કાંઈ કશું જો થયું તો તેણી ભારે દુઃખી થઈ પડશે, એટલો વિચાર કરીને માતૃભકિતને શ્રેષ્ટાઈ આપવા ખાતર, પોતાના નોકરને બોલાવીને કહ્યું; "જા, વહાણ ઉપર જઈને મ્હારો બધો સામાન પાછો લાવ! હું મ્હારી વ્હાલી માવતરનું દિલ તોડી નાખીને બહાર જઈ શકતો નથી!" દીકરાની આવી માતૃભક્તિ જોઇને તેણી બોલી:–"જયોર્જ! જે છોકરાં પોતાનાં માબાપને માન આપે છે, તે છોકરાંનું કલ્યાણ કરવાનું વચન પ્રભુએ આપ્યું છે, અને મ્હારી ખાતરી છે, કે તે પરવર બાપ ત્હારૂં હરદમ કલ્યાણજ કરશે!" અને આપણે જાણયે છિયે, ઇતિહાસો ઉપરથી, કે નવ નવ વેળાએ એ નર શત્રુની તોપોની સામે જઈ જઇને ઉભો રહ્યો હતો, છતાંયે તેને તોપનો એક પણ ગોળો લાગ્યા ન હતો, અને અમેરીકન લડાઈમાં તેણે પોતાનો સિક્કો અંકિત કરાવ્યો હતો. Obedience is the only satisfactory evidence of the sincerity of our profession. મા બાપમાં જો મા પોતાના મા બાપની દિકરી લેખે હુકમ ઉઠાવનારી હોય છે તોજ તે સદ્ગુણ તેણીનાં બચ્ચાંમાં આવે છે. ટુંકમાં, માતાનું ઘર એ એક નિશાળ છે, અને નાનું સરખું એક રાજ્ય પણ છે, અને ત્યાં મા બાપનુંજ રાજ્ય ચાલતું હોવાથી જે સિપાહો (દિકરા દિકરી) તેમના મા બાપ રૂપી સરદારોના હુકમને માન આપે છે, તે સિપાહો જ્યારે સરદારની પદ્વિ ઉપર ચઢે છે, યાને મા બાપનો દરજ્જો મેળવે છે, ત્યારે તેમનું છૈયાં છોકરાંનું તમામ લશ્કર તેમને માન આદરમાન આપીને ફરમાબરદાર રહે છે. દિકરાં દીકરી ઉપર સ્વતંત્ર

સત્તા તેમનીજ ચાલે છે, કેમકે સર્વદા તે લશ્કરની પાસે ને પાસે તે મા બાપજ ઉભાં રહે છે; જેથી સ્વાભાવિક રીતે તેમનીજ પેઠે તેઓ વર્તે છે. પરંતુ જે દિકરાં મા બાપને દગાખોર નિવડે છે તેમનું કલ્યાણ પ્રભુ કરતા નથી, અને આપો આપ તેમનું અકલ્યાણજ થાય છે. કેમકે अविनीतः सुतो जातः कथं न दहनात्मकः બેઅદબ અને ઉદ્ધત દિકરો તેના મા બાપને બાળી નાખનારા અગ્નિના જેવો ઝાળ બળે એવો કેમ ન લાગે વારૂં? ખરી રીતે તો નઠારો છોકરો પોતાના બાપને માથે એક મોટો બોજો છે. તોછડી દિકરી પોતાની માતાની એક મહાન એબ છે. ફરજંદોએ તો પોતાનાં મા બાપ કબરમાં આનંદથી મૂકાય એવું કામ કરવું એ ખુદાઇ ફરજ છે. મા બાપ પોતાનાં બચ્ચાંથી દુઃખી થઇને દિલગીરીથી કબરવાસ થાય એના જેવો મહા કલંક બીજો એકે હોતો નથી. સ્પેન્યાર્ડોમાં કહેતી છે કે:-"Even a bad mother wishes her children to be good." નઠારી માતા પણ પોતાનાં છોકરાં તો સારાંજ માંગે છે. એક પિતા પોતાના પુત્રને તેમજ વહુ વારૂઓને ઉપદેશ કરવા સ્વતંત્ર છે, પરંતુ પુત્રને વેચવાને અથવા તો દાન તરીકે આપી દેવાને બાપને સત્તા નથી. શાસ્ત્રકારોએ તો એટલાં વેર કહ્યું છે કે; પુત્રે પોતાના પિતાની જેટલી સ્ત્રીઓ હોય તેટલી સાથે માતાની પેઠેજ વર્તવું. વળી બાપ મરી ગયો હોય તો તે બધી સ્ત્રીઓનું ગજા પ્રમાણે ભરણ પોષણ કરવાની પણ પુત્રની ફરજ કહી છે. કારણ કે તેણીઓ બાપની વ્હાલીઓ હતી. રાજા ટેટીયસે ઘણું મથન કીધું પણ જયારે તેનાથી રોમ શહેરનાં દરવાજા ભાંગીને અંદર દાખલ નહીંજ થવાયું, ત્યારે ત્યાંના કિલ્લાના હાકમ ટાર્પેયુસની બેટી ટાર્પેયાએ ટેટીયસ સાથે એવી શરત કીધી કે, 'ત્હારા સઘળા સિપાહોના ઝબ્બાઓ ઉપર જેટલાં પણ ઘરેણાં હોય તે બધાં જો મ્હને આપી દેવાની કબુલાત તું આપે તો હું બાપને દગો દઇને, તેને નાફરમાન થઇને પણ, હું કિલ્લાના દરવાજા ઉઘાડીશ!" રાજાએ વચન આપ્યું, અને પેલી બેમુરવત ને બેઇમાન બેટીએ કિલ્લાના દરવાજા દુશમનની સામા ખુલ્લા મૂકયા. પછી રોમના કિલ્લામાં બધા સિપાહો જેવા દાખલ થતા જાય, કે તેવાજ પોતાની લોખંડી ઢાલ, તલવાર ને બખતર વિગેરે ઘરેણાં (!) પેલી દગાખોર દિકરીના દિલ ઉપર ફેંકતા જાય ને બોલતા જાય કે; "લે. બેઇમાન બેટી! સેબીનીસ લોકો કેવાં ઘરેણાં ઘાલે છે તે જોતી જા, ને લેતી જા'" અર્થાત; તે ખડતળ સિપાહો પાસે તો ચકચકિત ભારે વજનનાં હથિયારો એજ તેમનાં ઘરેણાં હતાં. અને તે ઉંચાં (!) ઘરેણાંમાં પેલી બાપને દગો દેનારી દુકટી તો ઉભી ને ઉભીજ દટાઇ ગઇ, અને તુર્ત ગુંગળાઈ ગુંગળાઈને મરણ પામી! રાજકુમારો પણ જગતમાં ઉત્તમ પદવી મેળવ્યા છતાં જો પોતાના પિતાની આજ્ઞાનું ઉલ્લંઘન કરે છે તો તેઓ નોકરની માફક, યયાતિ રાજાના યદુ પુત્રોની પેઠે, અને વિશ્વામિત્રના પુત્રોની પેઠે રાજ્યપદ ઉપરથી ભ્રષ્ટ થાય છે માટે રાજપુત્રોએ પણ

સદા મન, વાણી, અને કાયાથી પિતાજીની સેવા કરવી. જે કામ કરવાથી પિતા પ્રસન્ન થાય તે કામ પંડે નિત્ય કરવું, અને જે કામ કીધાથી પિતા જરા પણ નારાજ થાય તે નજ કરવું. જેના ઉપર પિતાનો પ્રેમ હોય તેના ઉપર પુત્રે પણ પ્રેમ રાખવો; અને જેના ઉપર બાપની અપ્રીતિ હોય તેને પુત્રે પણ પોતાનો શત્રુ ગણવો. જે બાબતમાં પિતાનો મત ન હોય અથવા તો પિતાજીના વિચારથી વિરૂદ્ધ હોય તેવું કામ હરગીઝ કરવું નહીં. પિતા દ્વેષિઓને લીધે અથવા તો ચાડી કરનારા લોકોના દોષને લીધે દીકરાની સાથે જો આડા ચાલી વિપરીત વર્તતા હોય ને પિતાજીને સંતોષ ન થતો હોય તો ચાડી ખાનારા, કાનાસોરી કરનારા શઠ લોકોને એકવાર એકાંતમાં બરાબર શિક્ષા કરવી. રાજ્ય, દોલત, ધન ને ધાન્યનો ઢગલો, શરીરનાં ઘરેણાં, વિદ્વતા, બાહુબળ, સુંદર રાગ, ઉત્તમ જાત, ને ઉંચું કુળ, એ બધું પણ હોય, તો પણ જો માબાપ તરફનો ભક્તિભાવ દીકરામાં ન હોય તો અતિ ગહન એવા સંસાર કારાગ્રહમાં તે,દિકરાનું કદિયે કલ્યાણ થતું નથી. સાંખીની બ્હેન સાંથરિયેણ, તે શું કરે ભાઇ આડા; પહેલાં ખાધાં ઘર ધણી, ને પછી ખાધા દાંડા. જે મા બાપને દગો કરે તેને દેવ પણ દગો કરેજ. હવે એથી ઉલટું બીજી બાપવખી રોમન દિકરીનુંજ દ્રષ્ટાંત સાંભળો. કવિ બાયરને રચેલાં કાવ્ય ચાઈલ્ડ હેરલ્ડમાં વર્ણન કર્યું છે તે ઉપરથી એમ જણાયું છે, કે એક રોમન બાપને રોમના બંદીખાનામાં વગર ખોરાક પાણીએ ભૂખે મારી નાંખવાની સજા કરવામાં આવી હતી ત્યારે તેની વફાદાર બેટીએ, પહેરા ચોકીવાળાઓ પાસે હમેશાં પોતાની ઝડતી લેવડાવ્યા પછી, બંદીખાનામાં પોતાના ભૂખે મરતા બાપને ધવાડી ધવાડીને જીવતો રાખ્યો હતો! એક દિકરી પોતાના બાપ થતાને પોતાનાં થાનમાંનું દૂધ પાઇ પાઈને જીવાડે, એ પિતૃભક્તિ કેટલી બધી કહી શકશો?, તેણીનું આ કામ જાહેર થતાંજ લોકોમાં, આફ્રિન! આફ્રિન! ના પોકારો થઈ રહ્યા, અને તેના બાપને છુટો કરીને તેણીને સ્વાધીન કરી દેવામાં આવ્યો હતો. કવિ કહે કે;

"વફા ન રફીકમેં તો વફાદાર કોણ છે? રૌનક ન તો તાજીએ દીદાર કોણ છે?
—વફા ન રફીકમેં.

ગુલ હોય શાખપે મગર ન ગુલમેં હોય બું; મુરવત ન મોહબ્બતમેં તો પરસ્તાર કોણ છે?
– વફા ન રફીકમેં."

જે દિકરા દિકરી હરદમ પોતાનાં માતપિતાની સેવામાં ખડાં રહે છે તેમનો હુકમ શીર પર ચઢાવે છે, તેમની આજ્ઞાનું કદિએ ઉલ્લંઘન કરતાં નથી, મા બાપને જમાડયા સિવાય જમતાં નથી, ને મા બાપ પોઢયા વિના પોતે પોઢતાં પણ નથી; જેઓ પોતાના મા બાપનું જેમ મન ખુશ ને દિલ પ્રસન્ન રહે એવું કરે

છે, પ્રસંગે મા બાપને ખાંધ પર બેસાડી તેમનો બચાવ કરવાને પણ તત્પર રહે છે, એ વિગેરે અનેકના ઉપાયો કરવા છતાં પણ મા બાપે કરેલા આભાર તેમનાથી કદી ફેડી શકાતા નથી. મા બાપે ઘણાં કષ્ટો ખેચી ઉધારેલાં બચ્ચાં જ્યારે તેમનેજ નીમકહરામ નિવડે છે ત્યારે, મા બાપની આજ્ઞા ભંગ થવાથી નિશશામાં તેઓ ઝુમાઇ જાય છે ત્યારે, જે દુઃખના ઝટકા તેમને લાગે છે તે ઝટકા ઘણી વેળાએ જીવલેણ પરિણામ પણ નિપજાવે છે. ઇંગ્લંડના રાજા ૮ મા હેનરીનો લોર્ડ ચાન્સેલર કંગાલ અને અનાથ માતપિતાને પેટે અવતર્યો હતો. ગરીબ બાપે તેને પાળી પોષી મોટો કર્યો, કેળવ્યો, ને સંસારમાં એટલો બધો આગળ પાડયો, કે પ્રધાન–પદ પણ તે મેળવવા પામ્યો. મગર આવો પદ્ધિદાર પઢેલ બેટો બાપને એવો તો નિમકહરામ નિવડયો હતો, કે તેનો ગરીબ બાપ ટીકનેસ એક કંગાલ ભોંયતળિયામાં દુઃખે પાપે દહાડા કાઢતો હતો છતાં, દીકરાને તેની જરાએ કદર આવી નહીં !

પેદર ઝેન્દહો પૂર જુયાએ ગાહ, ચે ગુનેહ બુવદ નીસ્ત આઇનો રાહ?

બાપ જીવતો હોય અને તેનો બેટો બાપના દરજ્જાનો અને બાપનાં તખ્તનો તલબગાર બને તે કેમ બની શકે? એવો કોઇ ધારો કે રિવાજ છેજ નહીં. આમ છતાં, ઓદ્ધો મળવાથી આ ચાન્સેલર પોતાના બાપને પાંચ પૈસે પૂછતો તો હાડવાયો, પરંતુ બાપ જીવે છે કે મરી ગયો છે તેની સુદ્ધાંત તે કપુત ઉમરાવને ખબર નો'તી. કંગાલ અવસ્થા થઈ પડયાથી તેણે વારંવાર દીકરા ઉપર પૈસાને માટે અરજી કીધી, પણ બાપની કાંઇએ પરવા દીકરે નહીં કીધી. અંતે થાકીને બાપે આસપાસના લોકોના જુના જોડા માગીને ઘરને ઓટલે જુના બુટની દુકાન કાઢી ત્યાં એક પાટિયું લટકાવ્યું કે:– "લૉર્ડ ચાન્સેલર લૉર્ડ આડલીનો બાપ હુ ટીકનેસ–જુનાં જોડા મોચીઓ કરતાં બહુ ઓછી કિંમતે સમારી આપું છું!" આ ખેજાલત અને આવડી મોટી ફજેતીથી લોર્ડ ચાન્સેલરને ભારે અકુનમ પડવાથી, તુર્ત નાણાંની મોટી રકમ બાપ ઉપર મોકલીને પેલું પોતાના નામનું ને દુકાનનું પાટિયું ઉંચકાવી દીધું !

"ચાહે બાળક કે કદીક ઘરડો, માથે ભલે હો પળી;
ચાહે નિર્લજ્જ કે બહાર ભમતો, છાનો ફરે તે છળી.
કુડો કે કદરૂપડો કુટિલ કે, રોગીજ હોયે વળી;
તોએ તે પ્રભુરૂપ માની ભજી લે, તેથી રહે તે મળી!'

માતા જેટલી પોતાનાં ધનને વ્હાલી નથી, માતા જેટલી પોતાનાં શરીરને વ્હાલી નથી, એટલી પોતાનાં બાળકોને તે અધિક વ્હાયે છે. માય જુએ આવતો, ને વૈરી જુએ લાવતો. ગમે એવી એક નઠારી માતા પરમેશ્વરનો કોપ પોતાના ઉપર ઉતરે તેની જેટલી કનવાર કરતી નથી, એટલી પોતાનાં બાળકો ઉપર રખેને ખુદાઈ કોપ ઉતરે તેની કનવાર કરે છે. વળી કહ્યું છે કે; "He

that begetteth a fool doeth it to his sorrow: and the father of a fool hath no joy." કોરનેલ્યા જેવી મહાન માતા પોતાના દિકરાઓ માટે એટલું બધું માન ધરાવતી હતી, કે જ્યારે એક તવંગર સહિયેરે તેણીને પોતાનાં ઝવેરાતો બતાવ્યાં ત્યારે કોર્નેલ્યા તેથી બીલકુલ ખુશી જણાઇ નહીં. આ જોઇ પેલી સહીએ વિચાર્યું કે, કોર્નેલ્યા સોડે કાંઇ બહુજ અમુલ્ય ઝવેરાતો હશે, એમ સમજીને તેણીએ તેનાં ઝવેરાતો જોવા માંગ્યા; ત્યારે હસીને તેણીએ પોતાના બેટાઓ ટૈબીર્યસ તથા ગાયસ ભણી આંગળી બતાવીને કહ્યું;–" આજ મ્હારાં તો ઉત્તમ ઝવાહીરો છે. આ જમાનાના શ્રીમંતના છોકરાઓ અહંકારી, નાફરમાન, અને નઠારાં લક્ષણના નિવડે છે, તેવા એ બેઉ ન નિવડે તેને મેં ઉત્તમ જવાહીર માફક લેખીને તેમને મ્હારી સેફ કસ્ટડીમાં જાળવી રાખીને તેમની સંભાળ મેંજ રાખી છે., ગરીબ માબાપોનાં સંકટોનાં દ્રષ્ટાંનોથી મેં એઓને ચોંકાવેલા રાખ્યા છે. હું એમને કહેતી આવી છું, કે ગરીબ લોકોનો જે વસ્તુ ઉપર હક્ક છે તેજ જો તેમના પાસેથી ખૂંચવી લેવામાં ના આવે તો તેઓ શ્રીમંતો કરતાંએ વિશેષ સુખ પ્રાપ્ત કરે !"

" અહો રાત્ર જાગૃત ખડે મમર થાક મડા શકત;
યોં કહ સુખે સુવે સદા બાળક માતા શકત."

માતાની માયામાં બાળક જે આસકત છે, તે નિરંતર એવુંજ સમજે છે કે મ્હારી માય મ્હારૂં રક્ષણ કરવા સારૂ રાત ને દિવસ જાગતીજ રહે છે, બાળક પોતાની માતા વિષે આમજ માને છે, કે મ્હારી મા બહુજ બળવાન ને શક્તિવાન છે. ગમે એવું દુઃખ દર્દ થયું હોય તોએ બાળક એમજ સમજે છે, કે મ્હારૂં દુઃખ મ્હારી માતા દૂર કર્યા વિના રહેવાનીજ નથી. આ દ્રઢ વિશ્વાસથી બાળક નિરાંતે સુખ ચેનમાં રહીને ઉછરે છે. આવી જેને પરમેશ્વર કરતાં પણ મોટી માનેલી તેજ માતાને ઘરડે ઘડપણ કશાં લેખાંમાં જે દિકરાંઓ નહીં ગણે, તેમને "કૃતઘ્ની" નોજ એલકાબ ઘટિત છે. ઘરડાં મા બાપની મશકેરી કરી તેમને તુચ્છકારવાં, એનો અર્થ ટુંકામાં એટલોજ સમજવો કે, જે બિછાના ઉપર રાત્રે પોતે સુવાનાં છે, તેજ બિછાના ઉપર સહવારમાં પોતેજ પાણી સીપે છે. ભાંગ પીનારને જાત શી ? ના-કદર બેટાને લાજ શી ? વ્યસનીને ન્યાતિભેદ હોય નહીં, ને કપુતને કુળની લાજ હોય નહીં. મા બાપનું ભુંડું ચ્હાયે તે પુત્ર શેનો ? ને પીઠ પાછળ નબળું ચિંતે તે મિત્ર શેનો ? મડદાં પાછળ હસવું કે પોક; કપુત પાછળ થુંકે લોક લોક. મા બાપની સેવામાં પાડ નહીં ને પરમાર્થ પાછળ પાપ નહીં. પીડા પમાડે તે પતિ નહીં, ને ના-કદર દીકરી સતી નહીં. જ્યારે બચ્ચાં નઠારાં ને નિષ્ઠુર નિવડે છે ત્યારે જે છુટછાટ ને જે લાડ, હજારો વખતની ક્ષમા આપીને મા બાપે લડાવ્યા હોય છે, તેની તેમને મુંઝવણ કરાવનારી યાદ આવે છે, અને તે મા બાપને કડવામાં કડવો પસ્તાવો, ફરઝંદો તરફની અપકારી

વર્તણુક દીઠાથી, જેટલો બધો થાય છે એટલો બધો બીજો કોઇ પશ્ચાતાપ કે પરિતાપ આખા ભવમાં એકે હોતો નથી. રોયલ એકેડેમીના પ્રમુખ સર બેન્જામીન વેસ્ટને કોઇએ પ્રશ્ન કર્યો કે; "આટલા બધા ઉત્તમ ચિત્રકાર તમે શાથી થઈ શકયા ?" ત્યારે તેણે જવાબ દીધો હતો કે; "મ્હારી માતાની માત્ર એક ચુમીથી હું આજે મહાન ચિત્રકાર થયો છું!" અર્થાત, માતાની દિકરાં તરફે કાળજી, હેત, સારી ભાવના, અને આશિર્વાદભર્યા ઉમળકાને લીધેજ દિકરાં દિકરીનું કલ્યાણ થએલું હોય છે. આટલું છતાં જે મા બાપો પોતાના પ્રેમના આવેશમાં ઘેલાં બની જઇને બચ્ચાંને મારફી છગાવી છકાવીને બહેકાટના લાડ લડાવે છે, તેજ બચ્ચાં મોટપણે છકેલ ચઢેલ થઇ જઇને ડોસીને વાંદરી કહીને ડોસાને વાંદર બનાવવાં ચૂકતાં નથી. માટે જો ઘડપણે બચ્ચાંની સેવા-ચાકરી ચાખવી હોય તો મા-બાપે દિલમાં પ્રેમ રાખી બહારથી કરડો ડોળો રાખતાં રહેવું, અને તે પ્રેમના બચગીનાજ પ્રસંગથી એ પ્રકારનું વર્તન રાખવું. લાડની વખ્તે લાડ ને ચાનકની વખ્તે ચાનક જોઇએજ. મહાન જોદ્ધા બોનાપાર્ટ ઉપર આ દુન્યામાં હુકમ કરનાર સરદાર માત્ર એકજ હતો, જેનો પડયો બોલ તે ઉપાડી લેતો હતો, અને તે તેની માતા હતી. ભાઇઓ! જયારે હું ન્હાનો હતો ત્યારે મ્હને એક ખાસ મહેતાજીની જરૂર હતી, અને તે મ્હારી માતા હતી, હું દુનિયાદારી માણુસ થયો ત્યારે મ્હને એક ગુરૂની જરૂર જણાઇ, અને તે મ્હારા પિતાશ્રી હતા, પરંતુ મોટી ઉમ્મરે મ્હને એક ખાસ સલાહકારની જરૂર પડી, જે મ્હારી લાયકીવાળી સ્ત્રી હતી. સાઆદીનો કૌલ છે કેઃ—

"હરકે દર ખુરદીશ અદબ ન કુનદ;
દર બુઝોર્ગી ફલાહ અઝુ બરખાસ્ત,
ચુબે તરરા ચના કે ખાહી પીચ;
ન શવદ ખુશ્કુ બ આતશ રાસ્ત."

જે બાળકને બચપણમાં અદબ આદાબ ને વિવેક મલાજો નહીં શિખવવામાં આવે તે મોટું થાય ત્યારે તેનામાં ખુબી અને માણુસાઇ આવેજ નહીં. લીલાં લાકડાંને તમે ચાહો તેવું વાળી શકશો, પરંતુ સુકું થયું તો અગ્નિનો તાપ દેખાડ્યા સિવાય તે સીધું પાધરૂં થાયજ નહીં. મહાન કવિ ફ્રેડ્રીક વૉન સ્કીલર, જે એક જરમન બાપનો જરમન સપુત હતો, તે બાળ્યાવસ્થામાં એક દિવસ ઘરમાંથી જતો રહેલો જણાયો હતો. એ વખ્તે ભારે વરસાદ અને તુફાનનો ધુજારો હતો, એટલે તેના પિતાજીના હોંસકોસ ઉડી ગયા. જયારે તુફાન સમી ગયું ત્યારે બાગમાંના એક ઝાડ ઉપરથી ધીમે ધીમે તે ઉતરી આવતો જણાયો. તુર્તજ ત્યાં તેનો પિતા દોડી જઇ પૂછવા લાગ્યોઃ-"ઓ બાપની આંખ! તું ઘરમાંથી શા માટે વગર રજાએ ગુમ થયો? ત્હારા બાપની આંખે એટલો વખ્ત તેં શા માટે અંધાપો આપ્યો?" "બાવાજી!" દિકરો કહે; "વિજળી કયાંથી ઉત્પન્ન થાય છે તે

ઉંચેથી નિહાળવા સારૂ હું તો આ ઝાડ ઉપર ચઢયો હતો ! મ્હારે આવાં કામ માટે પણ આપની પરવાનગી માંગવી જોઇએ, એ હું હવે સમજયો છું, માફ કરો, આયંદે ફરીને એવી અવજ્ઞા હું નહીં કરૂં !" અને ત્યાર પછી એ એવો નજીવાં કામ પણ બાપની આજ્ઞા વગર નો'તો કરતો. કુમળો વાંસ વાળેલો વળે. પોતાનાં બચ્ચાં ઉપર કોઇ ક્રોધ કરતું જ નથી. તેમની કસુર મા—બાપો એવી રીતે દરગુજર કરે છે, કે જેવી રીતે એક દર્દથી પીડાતા દરદીને દરગુજર ને દયાથી જોવામાં આવે છે. બાળક ચિડાયું હોય ત્યારે તેની માતાના હાથમાં મેળવાથીજ તેને શાંતિ થાય છે. જે જાદુઈ કરામત બાળકની માતાના હાથમાં છે તે બીજા કોઈ પણ ઉપાયમાં હોતી નથી માતા પાસે એવી જે વશીકરણ મોહિની છે, તેજ માતાના હાથમાં, દિકરાં મોટાં થઇ નાફરમાન નિવડે તેને વશ કરવાની તેનામાં શકિત હોતી નથી. માયનો પ્યાર તે માયજ જાણે છે. જયારે ફરઝંદો નાફરમાન નિવડે છે ત્યારે તેજ પ્યાર તે માતાની આંખોમાં આંસુઓ લાવ્યા કરે છે. ઈટાલિયનોમાં એવી કહેવત છે કે; "Even a wicked mother trembles to see her son wicked." એક દુષ્ટ માતાને પણ પોતાના દિકરાને દુષ્ટ જોતાં કંપારી છુટે છે. ટુંકમાં કહીએ, તો મા બાપની સેવા નહીં ઉઠાવનારાં બચ્ચાંને, તેમના જેમ પ્રથમ આશિર્વાદ ફળતા હતા, તેમ તેમના શ્રાપ પણ પાછળથી નડયા વિના રહેતા નથી, એ ખુબ કરીને સારી રવેશે સમજજો.

"જે કોઇ પ્રેમઅંશ અવતરે, પ્રેમરસ તેના ઉરમાં ઠરે.
સિંહણ કેરૂં દુધ હોય તે, સિંહણ સુતને જરે;
કનકપાત્ર પાખે સહુ, ધાતુ ફોડીને નીસરે.—પ્રેમરસ
સક્કરખોરનું સાકર જીવન, ખરના પ્રાણજ હરે;
ક્ષાર સિંધુનું માછલડું જ્યમ, મીઠાં જળમાં મરે.—પ્રેમરસ."

## મા-બાપની સેવા.

(૧૧)

"Why we should do it? how we are obliged to do it? The conviction of parental duty implies the soundest reason, the strongest obligation, of which our nature is susceptible."

# આજ્ઞા ૨૫ મી.



માતા જણજે પુત, જે કદી ન થાય કપુત.

ભાઈઓ ! જે પુત્રો મા બાપ–વખા ન હોય, જે દિકરા દિકરી નાફરમાન ને નિમકહરામ હોય, તેમની સાથે તમે ધીરધાર પણ કરશો ના. જે દિકરા દિકરી મા બાપનું ખાધેલું નિમક પાછું આપતાં નથી, તે કોઈની પણ સાથે સહેજે નિમકહરામ થશે. જે દિકરા દિકરી મા બાપનો ગુણ જાણતાં નથી તે કોઈનાં પણ ગુણજાણુ થનાર નથી. જેઓ મા બાપનો ચઢેલો પાડ કે ઉપકાર ફેડતાં નથી તેઓ સર્વદા નગુણાજ હોય. જેઓ મા બાપનું પવિત્ર કરજ આપવાના અખાડા કરશે તેઓ પારકાનું કરજ આપવામાં ઢીલાંજ સમજવાં. માટે જેઓ કપૂત નિવડે તેમની સાથે તો મા બાપે અજાણપણે ધીરધાર કરી કહેવાય, પણ તમે કોઈ જાણી જોઈને એવા કપૂતોનો વિશ્વાસ કરશો ના. જે દિકરો મા બાપની સેવા ઉઠાવનારો નથીજ એમ જણાય તેને તમે નોકર ચાકર પણ રાખશો ના. વેપારમાં ભાગ્યો પણ ના કરશો. કહ્યું છે કેઃ—

શ્રી હરીએ જેને સારાસાર સમજવાની શક્તિ આપી છે તે તો માતા મૂકીને કાંત્તા સેવા નહીં કરે; ગજ મૂકીને ગર્ધવ પર સ્વારી નહીં કરે; શક્તિને તજીને શંખમણીની સેવા નહીં કરે; ઘેબર મૂકીને ઢેબરનું ભોજન નહીં કરે, ચિંતામણી મૂકી દઈને ચણોઠીનો હાર નહીં પહેરે; ચિરને તજી ચિથરાં ધારણ નહીં કરે; કેશર પડતી મૂકીને કાજળની આડ કપાળે નહીં કરે; પાલકનું રૂણ ફેડયા વગર પાલ્યનું રૂણ નહીં ફેડે. એક વેળાએ નેપોલિયન બોનાપાર્ટે પોતાની માતા ઉપર એક પત્ર લખ્યો હતો કે; "હે માતુશ્રી ! મ્હને કેળવણી આપવામાં જે જેહમત મહેનત કરીને મ્હારાં ઉપર અતિશય પાડ તમે કર્યો છે, મ્હારી પછવાડે તમે જે સંભાળ લીધી છે. તેનું કરજ હું કેમ ફિટાડીશ! મ્હારી જાંગ ઉપર લટકતી તલવારથી અને મ્હારા ખિસામાં હોમર જેવા નામીચા ગ્રંથકારનો ગ્રંથ સચવાયેલો છે તેથી, અને તમારી રૂડી શિખામણોથી દુન્યામાં મ્હારો રસ્તો કાઢવાને હું જરૂર સામર્થવાન થઈશ, એવી મ્હને દ્રઢ આશા છે." એટલા ઉપરથી સમજી શકજો બધી માતાઓ, કે બચ્ચાંને તમે જેવી તાલીમ આપશો તેવાંજ તેઓ દહાડે વારે તમને નમેલાં રહેશે. તમારાં બચ્ચાંને સારી સોબત આપશો ને તમારી સુંદર તરબિયત દેશો, તેથીજ તેઓ જગત્‌માં નામવર થશે. એક આરબ માતા પોતાના દીકરાને હરદમ શિખામણ દેતી હતી કે; "બેટા! કેયાંમતને દહાડે તને ફીરેસ્તાઓ જરૂર એટલોજ સવાલ કરશે કે; "ત્હારી કરણી શું છે?" તેઓ એમ

નથી પૂછવાના કે; "ત્હારી માય કોણ છે?" ઉપલા પ્રશ્નનો ઉત્તર આપવાની તૈયારી ત્હારે હમણાથીજ કરવી જરૂરની છે એ કામમાં તું સુસ્તી ના કરતો. આ ઉપરથી સાદી સાહેબે બોધ દીધો છે કે;

"જામએ કાબેરા કે મી બુશંદ;
ઉ ન અઝ કેરમ પીલે નામી શુદ.
બા અઝીઝી નીશસ્ત રૂઝી ચંદ;
લાજેરમ હમચુ ઉ ગેરાંમી શુદ."

જે કપડાંવડે મક્કા શરીફવાળાં કાબાનાં ઘરનો પડદો કરેલો છે તે કપડાંને લોકો ચુમી લે છે તે કાંઇ રેશમના કીડામાંથી નિકળવાથી તે કપડું નામવર કે સરફરાઝ થયું નથી. પરંતુ એક ઇજતવાળા આબરૂદાર સાથે કેટલાક દિવસ સુધી વસ્યું તેથી કરીનેજ તેની ઇઝત વધી છે, ને તે કપડું પણ તેથીજ આબરૂમાં આવ્યું છે. પડુઆના એક ધનાઢય બેપટીસ્ટાને પેટે કેથેરાઈન નામની બેટી પેદા પડી હતી; તે કદી પણ કોઇને તાબે થાય એવી નો'તી. લોકોએ તો બાપનેજ શીર બદનામી મૂકીને મત આપ્યું હતું કે; "બાપની તાલીમમાંજ ખામી, એટલે દીકરીનો દોષ ઝાઝો કેમ કહેવાય!"

આકેબત ગુર્ગઝાદે ગુર્ગ શવદ; ગરચે બા આદમી બુઝર્ગ શવદ. વરૂના જણેલા તે આખર કરતે તો વરૂજ, પછી ભલેને મનુષ્યની સંગતમાં ઉધરી ઉછરીને તે વૃદ્ધ કાં નહીં થયાં હોય. માણસ વરૂને ઉછેરીને મોટી વયનું કરશે ખરૂં, પરંતુ તે ઉમ્મરનું થઈને પોતાની ખાસિયત ઉપરજ જવાનું. બાપ ભુંડો હશે તો બચ્ચાં ભુંડાંજ નિવડવાનાં. આટામાં લુણ સમાય પણ લુણમાં આટો ન સમાય. વળી એટલું પણ અનુભવમાં આવ્યું છે, કે એકલી માય અથવા એકલા બાપના સદ્‌ગુણોજ કાંઇ કામ લાગતા નથી. જો માતા પિતા બન્ને પોતાનાં બચ્ચાં માટે એક સરખા ગુણદોષવાળા ગુરૂઓ હોય છે, તોજ એક સરખા ગુણદોષવાળાં બચ્ચાં નિવડે છે. યમન શહેરમાં જકી નામનો એક કુળવાન ગ્રહસ્થ હતો, તે બહુ મર્યાદશીલ યાને મા બાપની આજ્ઞા પાળનારો હતો. તેણે રૂમ દેશની નોશા નામની એક લોંડી વેચાતી લીધી, પણ તેણી બહુજ નઠારા, અમર્યાદ, અને નાફરમાન સ્વભાવની અને આકરૂં બોલનારી હતી. તોપણ યમન દેશના ચાલ પ્રમાણે તેજ સ્ત્રી સાથે તેણે નેકા કીધા. તેણીને પેટે એક ચાલાક છોકરો થયો. તે છોકરો મોટો થયો. એક દિવસે જકીએ પોતાના છોકરાને કાંઇ કામ સોંપ્યું, ને હુકમ કર્યો કે ફલાણું કામ કરવા જા! દિકરો વ્હેલો વ્હેલો ઉઠીને બાપનો હુકમ બજાવવા ચાલ્યો તો ખરો, પણ થોડેક જઇને પાછો આવીને દીવાનખાનામાં અમર્યાદ બેસી ગયો. આ દેખાવ જોઈહકીમે હસીને કહ્યું: -"જકીએ તો એવું ચાહ્યું કે, એ છોકરો તેની આજ્ઞા પ્રમાણે અમલ કરે. જકીના દિકરાએ પણ બાપનો હુકમ ઉઠાવ્યોએ ખરો, પરન્તુ નોશા આડી પડી, ને તેણીએ તે છોકરાને તેમ કરવાને અટકાવ્યો!" જકીએ હકીમને કહ્યું કે,

"ત્યાં નોશા તો છે નહીં, તો તે અટકાવવા ક્યાં આવી ?" હકીમ કહે:-નોશાનું શરીર ત્યાં નથી તો શું થયું, પણ નોશાના અવગુણો આ છોકરામાં હાજર છે નં ! " અર્થાત, ગુણી બાપના ગુણો બચ્ચામાં જેટલે દરજ્જે ઉતરે છે, તેના કરતાં બમણા પ્રમાણથી દુર્ગુણી માતાના દુર્ગુણો તેણીના બ્યારમાં ઉતરે છે. વળી ઘણીવાર આમ પણ બને છે, કે પૂર્વ જન્મના સંસ્કારોને લીધે મા બાપ નઠારાં હોય તોપણ દિકરા દિકરી કૂળદીપક નિવડે છે. એમાં મા બાપના ગુણ દોષ કરતાં પૂર્વ જન્મના ગુણદોષ વારંવાર નજરે પડે છે.

અમર ચરિત્રમાં એક વાર્તા કહી છે કે, એક રાજાને ત્યાં દીકરી અવતરી. દીકરી સવા મહિનાની થઈ ત્યારે તેને વસ્ત્ર પહેરાવ્યું; તે વખતે તેણી રૂદન કરવા લાગી જ્યારે વસ્ત્ર પાછું કાઢી નાંખ્યું ત્યારે રડતી બંધ પડી. એ પ્રમાણે સર્વદા બનતું, કે લુગડાં પહેરાવે તો આક્રંદ કરે, ને પાછાં ઉતારે તો આનંદ કરે. આમ કરતાં તો દીકરી પાંચ વરસની મોટી થઇ. થોડી સમજણ પણ આવી. પરંતુ વસ્ત્ર પહેરવાની તો વાતજ નહીં. સાત વર્ષની થઇ, નવની થઇ, અગિયારની થઇ, અને છેવટે ૧૩ વર્ષની થઈ તોપણ વસ્ત્રને દેખીનેજ ત્રાસ પામી તેણુ બસ નાસીજ જાય. આ કૌતક જોઇ રાણી ને રાજા બન્નેને લાજ લાગવા લાગી. એક દિવસે ઉદાસ ચહેરે એકાંતમાં પોતાની પુત્રીને મા-બાપે પૂછ્યું; "બેટા ! તું લુગડાં કેમ નથી પહેરતી ? " દીકરી કહે; " કોના મોઢાં આગળ વસ્ત્ર પહેર્યે ? " રાજા:-" ત્યારે અમે કોના મ્હોં આંગળ વસ્ત્ર પહેર્યે છિયે ? " દિકરી:-" તમે વળી તમારા જેવાં-નીજ આગળ પહેરો છો તો !" કંઇ સમજ નહીં પડી. જેથી તેણીને મહેલના એક ઓરડામાંજ રાખી, બહાર જવાની મનાઇ કરી. છોડી એકાંત ઓરડામાં પડી રહે, કોઇ કોઇ વાર ઝરૂખામાં નાગી આવીને ઉભી રહે. છેવટે ૨૦ વરસની થઇ ત્યારે પાછો બીજીવાર રાજા તેણી પાસે આવ્યો ને કહેવા લાગ્યો; " બેટી ! મ્હારી લાજ જાય છે, મ્હારે નીચું જોવું પડે છે. બેટા, વસ્ત્ર પહેર ! " દિકરી કહે, " વાત તો ખરી પણ વસ્ત્ર શા સારૂ પહેરવાં ? માત્ર અંગને ભાર કરવા થકીજ ! " રાજા કહે, " ના દિકરી, લજ્જા ઢાંકવા માટે પહેરવાં જોઇએ " દિકરી કહે; "લજ્જા ને શરમ તે કોની ? માણસની કે જાનવરની ? પુરૂષની કે પથરાની ?" રાજા કહે; " કાં દિકરી આમ કેમ બોલે છે ? શું ત્યારે અમે બધાં માણસ નહીં ?" દિકરી કહે: "નહીંજ તો !" રાજા કહે " નહીં; એમ કેમ ? " એટલામાં માર્ગેથી કોઈ પરદેશી જતો જણાયો; જે સત્યવાદી, નીતિમાન, ધાર્મિક, નિષ્કામી, નિર્લોભી નિરાભિમાની, અને સુજ્ઞ શાંત હતો. તેને જોતાંજ દિકરી બોલી ઉઠી; " કોઈ વસ્ત્ર લાવોરે ! કોઈ લુગડાં લાવોરે ! મ્હને હમણા ઘણી લાજ લાગે છે !" આમ બોલી જેવાં લુગડાં મળ્યાં કે તુરત પહેરી લીધાં. પછી પેલો પુરૂષ થોડેક દૂર ગયો કે પાછાં લુગડાં ફેંકી દીધાં. રાજાએ પેલા વટેમાર્ગુને વહેલો પાછો બોલાવ્યો. વટેમાર્ગુને જેવો પાછો વળતો દીઠો કે બેટીએ વળી પાછાં લુગડાં પહેરી લીધાં રાજાએ તે ઉપરથી બેટીને પૂછ્યું:-" શું જગતમાં એ એકલોજ માણસ

છે, કે તેનીજ તું લાજ કરે છે ? શું બીજા તે માણસ નહીં ?" દિકરી કહે; "પિતાજી ! બીજાં હજારો હશે, પણ મેં તો આ એકનેજ દીઠો." રાજા કહે; 'ત્યારે દિકરા ! ત્હારી નજરમાં હું કેવો દેખાઉં છું ? દિકરીઃ-' હાથી." "આ પ્રધાન કેવો દેખાય છે ?" જવાબઃ-"ઉંટ." "આ સેનાપતિ કેવો દેખાય છેઃ-"સિંહ." "નગરના બીજા માણસો કેવા દેખાય છે ?"

દિકરી કહે; ગધેડા, બિલાડા, કુતરા, બોકડા, ઉંટ, ભૂંડ વિગેરે.

રાજા કહે; "બસ કર, હું સાંભળવા માંગતો નથી ! ત્હારી આંખજ કાંઇ બગડેલી છે, જેથી તને ચોખ્ખું દેખાતું નથી. શું મ્હારી આટલી બધી રૈયતમાં કોઇજ જણ તને માણસ દેખાતો નથી ?"

દિકરી બોલીઃ-"પિતાજી, આપણા રાજ્યમાં અશોકપૂર નામના નગરમાં કરોડો રૂપિયાનું ધન રાખનારો આશાનંદ નામનો વાણિયો છે તેને ઘેર આજ ૨૦ વરસ થયાં વિયોગ કુમારી નામની એક દિકરી ગુજરી ગઈ છે, તે દિકરીના એકાંત ઓરડામાં ચાંદીનો એક દાબડો છે, તેમાં અનળ નામના પક્ષિની એક પાંખ છે, એ પાંખમાં એવો ગુણ છે કે, જે માણસ તેની સામે જુએ તે માણસમાં જેવા ગુણ અવગુણ રહેલા હોય, તેવીજ છબી તેમાં દેખાય. જેનામાં સિંહના ગુણ હોય તે આ પાંખમાં પોતાને સિંહજ દેખે, ગધેડા જેવો હોય તો તે પોતાને ગધેડોજ જૂએ ઘોડો હોય તો પોતે પોતાને તે પાંખમાં ઘોડોજ દેખે; માટે તે પાંખ મંગાવો, પછી હું તમને દેખાડું કે માણસ કિયા કિયા છે ને જાનવર કોણ કોણ છે." રાજાએ તે અનલ પક્ષિની પાંખ મંગાવી સભામાં મૂકતાં દરબારીઓ એક પછી એક જોવા લાગ્યા તો પોતાના ચહેરાને બદલે કોઇને ઉંટ તો કોઇને હાથી જેવો પોતાનો ચહેરો દેખાયો. છેવટે જે વટેમાર્ગુને દેખીને દિકરીએ લજ્જા ધરી વસ્ત્ર પહેરી લીધાં હતાં, તેને જોવાને પેલો પાંખ રૂપી આરસો આપતાં તો તેને એકલાનેજ માણસનો આબેહુબ પોતાનો ચહેરો દેખાયો ! રાજાએ અચરત થઇને પૂછયુંઃ- "દિકરી ! ત્યારે અમે કયારે માણસ થઇશું ?' દિકરી કહે; "સંઘમાં જોડાઇ સતસંગ કરી સજ્જનોના સદ્‌ગુણો ધારણ કરો ત્યારે." રાજાએ અનેક મહાત્માઓ અને પંડિતોને દરબારમાં રાખી ઉત્તમ આચરણ કરવા માંડયું. જાનવરી ખવાસો અને હવસો નાબુદ થયા. પછી ઘણે વખતે તેને પેલી પાંખમાં તે જેવાં રૂપનો માણસ હતો તે રૂપ દેખાયું; એટલે દિકરીએ ઝટ લુગડાં પહેરી લીધાં. કેમકે તેણીના સંસ્કારને લીધે હવે તેણીને પોતાનાં જન્મ-માત પિતાની મર્યાદા ઝટ આવી ગઇ.

જે દિકરા દિકરી મા બાપને પેટે જન્મ લંઇ મા બાપની અદબ નહીં રાખે, અને અમર્યાદ નિવડે તથા નેક રાહ નહીં પકડે, તે કિયામતને દહાડે આજાબમાં ગીરફતાર થાય. મા-બાપને નાફરમાન થવાનાં પાપને મહા પાતક કહ્યું છે; જે પાપ વિષે ખુદાએ કુરાનમાં ફરમાવ્યું છે કે;

"હું તમારો ન્હાનો ગુનાહ માફ કરીશ પણ માબાપની નાફરમાની
જેવા મોટા અપરાધની માફી તમને મળશે નહીં."
પંદસ્ત ખેતાબે મહેતરાન અંઘે બંદ;
ચું પંદ દેહદો ન શનવી બંદ નેહંદ.

ડાહ્યાં લોકો પહેલાં તો નસિયત કરે, પણ તે પછી તો કેદજ કરે દિકરા! જ્યારે તને નસિયત કરવામાં આવે ત્યારે તું નહીં સાંભળે તો તને કેદ કરે ને બેડી નાંખે તેજ ભલું છે.

## આજ્ઞા ૨૬ મી.

"If the paternal cottage still shuts us in, its roof still screens us; with a father we have as yet a prophet, priest and king, and an obedience that makes us free"—Carlyle.

બાપનું ઢાંકણુ બેટડો, ને ઘરનું ઢાંકણુ નાર.

મા–બાપનાં સુખમાં ભાગ લેવો ગમે છે, તો તેમના દુઃખમાં તમારે અલગ નજ રહેવું જોઇએ. મા–બાપની તંગીને વખતે પોતાની પાસે જે હોય તેનાથી તેમને મદદ કરવી એ બચ્ચાંની ફરજ છે. તેમની ભીડને વખતે જે કાંઇ તમારૂં છે તે તમારાં માત પિતાનુંજ સમજી રહેવું. ગમે તેટલાં દુઃખમાં મા–બાપને દિકરા દીકરીનો પરસ્પરનો પ્રેમ ઘણું દુઃખ ઓછુંજ કરે છે. દુઃખમાં ભાગ લે એજ ખરાં દિકરા દિકરી, અને તેમનેખા રેખરો ધર્મ પણ એજ છે. વેળા વેળાની છાંયડી છે. કોઇનો એક સરખો સમય રહેતો નથી. કુદ્રત માણસને બહુ વાર સંપૂર્ણતાની ટોંચ ઉપર જેવા વેગથી ચઢાવે તેવાજ વેગથી ઢાળી પાડે છે. એક ડાહ્યા લેખકે દિકરા દિકરીની આજની રીતભાત ઉપર બળાપો કરતાં જણાવ્યું હતું કે, "આજના જમાનામાં છોકરાંઓ મા–બાપને જેવું જોઈએ તેવું માન આપતાં નથી. માટે મા–બાપ પ્રત્યે પુજ્ય બુદ્ધિથી જોવાની ટેવ બાળકના મનમાં બચપણથીજ ઠસાવવી જોઇએ. મા બાપની આજ્ઞા પવિત્ર અને ફરી નજ શકે એવી ગણવાને તેને શીખવવું જોઇએ. પણ આજ કાલ તો મા જાણે તેની બરોબર વય અને દરજાની હોય એવી રીતે બાળકને તેની સામુ બોલવાને, તેના હુકમનું અપમાન કરવાને, તેની સાથે વાદ વિવાદ ચલાવવાને અને તેને દમ ભરાવવાને છુટ આપવામાં આવે છે. સ્વતંત્રતા, સમાનતા, અને ભ્રાતૃ ભાવની આ તો હદ થઈ! પ્રાચીન કાળમાં મુરબ્બીઓ વડીલો, અને કુલપતિઓને, તેમની પ્રજા, તેઓ દેવતાઇ અવતાર હોય એવીજ રીતે ગણી તેમને માન આપતી; અને તેમ થવુંજ જોઇએ. પણ હાલ તેમ થાય છે? બાપને "ડોસા" ને નામે અને માને "ડોશી" કહી અપમાનાર્થ ઓળખાવાય છે. આપણા આજકાલના જુવાનીઆઓ તેમને દયાતિ

આપનારાં પ્રત્યે કેવી તોફી ભાષા વાપરે છે! વળી તેમને મનથી આપણા જુના અને સાદા શબ્દો "મા અને બાપ" તો હલકા લોકને વાપરવા યોગ્ય લાગે છે! પણ કદાચ તમે કહેશો કે, મા બાપને માન અપાય એવું થવાને માટે તેઓ હાલ છે તે કરતાં વધારે લાયક થવાં જોઇએ. એ બાબતમાં હું તમારી સાથે મળતો થાઉં છું, તેઓ વધારે લાયક થવાંજ જોઇએ. બાળકને ઉછેરવાની જોખમ ભરેલી ફરજો ઉઠાવવાને ઘણાં થોડાં મા બાપો લાયક છે, એ. વાત જાણી મને ખેદ થાય છે." હંસના ઇંડાં ઉપર જ્યારે મરઘી સેવન બેસે છે ત્યારે તેની બુનિયાદ માટે હંસની માદાને વસવસો ને સંતાપ ઉપજે છે કે, હંસની બુનિયાદ જતી રહેશે. શાહનામામાં કહ્યું છે કે;

"પેસર કુ ઝે રાહે પેદર બુગઝરદ;
સીતમગારેદ ખાનીમશો કમ બેરદ.
પેદર કઝ પેસર દીચ નાખુશ શુદસ્ત;
બેદાન કાન પેસર તોખ્મો બારે બદસ્ત.
મઆઝાર હરગીઝ રવાંને પેદર,
અગર ચંદ અઝુ રંજત આયદ બસર."

જે દિકરો પોતાના પિતાની રાહ રવેશથી દૂર જાય, તેને તમોએ સીતમગાર અને નાદાન સમજી લેવો. પોતાના પેટના દિકરાથી જે બાપ રંજીદા થયો હોય છે તે દિકરો પોતાના પિતાને મનસે એક કડવામાં કડવું ફળ જેવો લાગે છે. હે ભાઈઓ! તમે તમારા મુરબ્બી બાપના આત્માને નાખુશ નહીં કરશો. તમારા મુરબ્બી તમને ગમે એટલા રંજીદા કરે તોએ તમે તો તેમનો જીવ રંજીદા નહીંજ કરશો. બદનામી લેજો તમે, પણ જશ તો મા બાપનેજ અપાવજો. મહાન ચિત્રકાર બેનજામીન ફ્રાંકલીન પોતાની ચિત્રકળાની ખ્યાતિ થતી ત્યારે સર્વદા એજ ઉચ્ચાર કરતો કે:–"હું મ્હારી માયાળુ માવતરની હેતભરી એક ચૂમીથી બનેલો ચિતારો છું!" જેવી રીતે સંસારનાં સુખનું મૂળ એક ભલી સ્ત્રી પોતાના ભરથારને છે, તેવીજ રીતે એક આજ્ઞાંકિત બેટો પોતાના બાપને છે. સબબ, તમારાં મા બાપનો તમે વિવેક રાખો, તમારાં મા–બાપનો તમે ધાક રાખો, તમારાં માત પિતામાંજ તમારા પ્રભુને ઓળખો. તું બેહદે પેદર બા રવાંનત બેદાર! તમારા પિતાજીના વચન અને આજ્ઞાને તમારા પ્રાણની માફક સાચવજો. નહીં તો તમે હડસેલો મારીને મા બાપને ખવાડેલું ધાન્ય મુઆ પછી તમનેજ તે નરક થઇને દેખાવ દેશે. તમે ભક્તિ ભાવથી મા બાપને ખવાડેલાં ધાન્યનો એક દાણો તમને સ્વર્ગમાં દસ હજાર દાણા જેવડો મોટો જણાશે. તમારે જો સ્વર્ગનો ઉંબર ઓળંગવો હોય તો, બંદર પેદ ઉ માદ ઈ બેશ તરસગાહ ઉ ન્ચોક્ષીદાર ઉ ફર્માન બરદાર બાશ. હે વાંચનારાં! તમે તમારાં મા બાપની આજ્ઞા સાંભળનારાં થજો, તમારાં માતપિતાના આજ્ઞાંકિત તાબેદાર રહેજો, અને તમે તમારાં મા બાપનો પડયો

બોલ ઉઠાવી લેનાર થશે. મા બાબનું મુઝવણુ તો પોતાનાં ફરઝંદોનાં કડવાં વચનજ હોય છે. મા બાપની પ્રસન્નતા ફરઝંદોનાં મધુર વેણુમાંજ સમાઇ જાય છે. તમારી બંદગીમાં તમે પ્રાર્થના કરો કે; 'હે ભગવાન! જે મા બાપે જન્મ આપી અમારૂં પાલણુ કર્યું તેમનું તું રક્ષણ કર; અમને બસ એજ જોઇએ છે!"

આગલા ઇરાની વડવાઓમાં આ અવશ્યનો ગુણ હતો, કે ગમે એવો જોરાવર રૂશતમ પહેલવાન પણ પોતાના બુઢા બાપ ઝાલની આગળ અદબ વાળીને ઉભો રહી તેની આજ્ઞા પ્રમાણે વર્તતો રૂશતમ પહેલવાન જ્યારે પણ પોતાની માવતર રેહાબે આગળ જતો ત્યારે જમીન સૂધી પોતાનું શીર ઝુકાવીને પ્રથમ નમતો હતો. અશફંદિયારે પોતાના બાપ ગુસ્તાસ્પના હુકમને માન આપી, રૂશતમ જેવા બહાદુર પહેલવાન સાથે લડવા જવાની ગમે એવી પોતાની નામરજી હતી તે છતાં લડીને, પોતાનો પ્રાણ બાપનાજ હુકમને અર્પણ કર્યો હતો, અને પ્રાણ ખોવા જતી વેળાએ તે બોલ્યો હતો કે, "પિતાજી! હું આપનો ગુલામ ફરમાંબરદાર ચરણરજ હોવાથી આપની ઇચ્છાને માન આપીને જાઉં છું."

આ એક ઉત્તમ ધાર્મિક ફરમાન છે કે; "કો પેદ ઉ માદ ન ખુશનૂદ બેઃ હર્ગેઝ વહેશ્ત ન વિનેદ." જે દિકરા દિકરી પોતાનાં માત પિતાને નારાજ કરે છે તે દિકરા દિકરી માટે બેહેસ્તના દરવાજા સર્વદા બંધજ રહે છે. મા બાપનો પ્યાર પૈસે ખરીદાતો નથી, પણ તેમની આજ્ઞા પાળવાથી, તેમની તાબેદારી ઉઠાવવાથી, અને તેમને માન આપવાથી તેમનો પ્રેમ ખરીદાય છે. દહાડામાં ઇશ્વરની ભક્તિ પાંચ વખત અને મા બાપની ભકિત ત્રણ વખત કરવા ઘણાં શાસ્ત્રોએ ફરમાવેલું છે, માટે દરરોજ ત્રણ વાર મા બાપની તમારે ખેર આફિયત પૂછવી, પછી તેમની આજ્ઞા અને ઇચ્છા જાણી લઇને તે પ્રમાણે તમોએ તેમના હુકમો અમલમાં આણવા.

લોર્ડ કેનીંગે માતૃ-ભક્તિ જેવી ઉંડી લાગણીથી કરી છે તેવી થોડાજ લોર્ડોએ બતાવી છે. એની માતાને એક વાર એવી સ્થિતિમાં પોતાનાં બાળકોને ગુજારો કરવો પડયો હતો, કે નાટકમાં પણ એ માતાને પગારદાર રહી નટણીનું કામ બજાવવું પડયું હતું. આ વેળાએ કૅનીંગ લગાર પાયરીએ ચઢવા લાગ્યો, ત્યારે બહુજ કાકલુદીનાં, દીલબરીનાં, અને જાનની ફીદાગીરીનાં પત્રો તેણે પોતાની માતા ઉપર લખીને વિનંતિ કરી હતી કે, "હવે અમે તમારા દિકરાજ તમારૂં બધું ભરણ પોષણ કરશું, તમે હવે નાટક તખ્તા ઉપર જશો નહીં માજી!" છેવટે ઇ૦ સ૦ ૧૮૦૧ માં સેક્રેટરી ઓફ સ્ટેટના નાયબ લેખેનો તેનો હુદ્દો જતે રહ્યો, ને ૮૦૦ રૂપ્યાનું પેનશન બંધાયું, ત્યારે તે પેન્શન પોતાની માતા જીવે જાદે ત્યાં સુધી તેણીનેજ અદા કરવાનું ઠરાવ્યું હતું. આથી ઉલટી રીતે જે પુરૂષ કુટુંબનું ભરણ પોષણ કરતો નથી, જેણે શત્રુઓનો નાશ કર્યો નથી, અને જેણે મળેલું

વસ્તુનું રક્ષણ કર્યું નહીં તેનું જીવતર વ્યર્થ છે. મા બાપનો ઉપકાર ફેડયા વગર ખુદાની બંદગી કરવી એ રણની રેતીમાં પાણી નાંખ્યા બરાબર છે. જે પુત્ર મા બાપને પડતે દહાડે, પોતાના કુટુંબનાં ભરણ પોષણ માટે પ્રયત્ન કરે નહીં, તેની વિદ્યા વિગેરે બધા ગુણો નકામાજ જાણવા, અને તે પુરૂષને જીવતોજ મૂએલો સમજવો. જે મા બાપને "ફ્રઅંતીમ્ચ ખાપરામ" એટલે ઘડપણની અશક્તિમાં તેમનું રક્ષણ કરનારાં અને તાબેદાર દિકરા દિકરીની ઘણી હોંસ હોય છે, તે મા બાપને તુચ્છકારવાં કે ભૂખે મારવાં તેના કરતાં પોતેજ મરી જવું ભલું છે. કે ઉઝેમેમ ચોરેત વ્યાનયા પુથ્રેમ પિથ્રે ? કેમકે હે પરમાત્મા ! બેટાના બાપે સાદ મારતાંની સાથેજ તેને અદબ આદબથી બાપ તરફ પ્યાર બતાવતો પણ ત્હારા સિવાય કોઇએ પેદા કીધો નથી.

## મા-બાપની સેવા.

(૧૨)

## આજ્ઞા ૨૭ મી.

**મા પર પુત, ઓર બાપકી છાંયા.**

"There is in all this cold and hollow world no fount
Of deep, strong, deathless love, save that within
A mother's heart."—Hemans.

વ્હાલાંઓ યાદ રાખી મૂકજો, કે મા તે મા, ને બીજાં તો વગડાના વા; આવે ને જાય. જેની મા મૂઈ, તેનો તો ઓછાડ પણ લેતી ગઈ. એવી જે ખરાં દીલની માવતર તેનું માય નામ લેતાંજ મોઢું ભરાઇ જાય.

જોન ન્યુટન એક બદફેલ ખલાસી ઉપરથી એક પવિત્ર પાદરી કેમ થઇ શકયો ? બચગીમાં એના મા બાપ એકલો મૂકીને મરી ગયાથી તે ખલાસી થયો, ને ઘણી નજીશ કંગાલ જીંદગી ગુજારવા લાગ્યો. ઘણો હેરાનગતિમાં આવી પડયો ત્યારે તેની પ્યારી માવતરનું તેને એકદમ સ્મરણ થયું, અને તેના હૃદય ઉપર જાણે કોઇએ પ્રકાશ કર્યો હોય નહીં શું, અને ત્યાં જાણે તેની માતા તેને ઉપદેશ કરતી હોય નહીં શું, એવું તેને ભાસ્યું; અને જાણે તેણીના ઉપદેશની અસર થવાથી તેણે એકદમ જવાબ દીધો:—"હે વ્હાલી માતા ! જીવનના ત્હારા ઉપદેશો મ્હને આજે સાંભરી આવ્યા છે, હું હવે નીતિ તથા ધર્મને માર્ગે આજથીજ લાગું છું, અને આયંદે લોકોને હું અનુભવસિદ્ધ ઉપદેશ આપીશ, કે **માતાનો ઉપદેશ સંકટ સમયે યાદ રાખજો !"** એટલાજ માટે એક ધર્મી, નીતિમાન અને તાબેદાર બેટાના બાપને મોટામાં મોટી ખુશાલી

હોય છે તે ખુશાલ બાપ મનમાં જે મગ્ન થાય છે તે મગ્નતાનો ખુલાસો કરવાને તે મૂગો બને છે. મૂગો માણસ જેમ સાકરનો સ્વાદ કે ગોળનો મિઠાશ બીજાને સમજાવી શકતો નથી, તેવી એક લાયક પુત્રના બાપની હાલત હોય છે. તેમજ વળી એમ પણ છે કે, નઠારા પુત્રનો બાપ પોતાનો સંતાપ પણ કહી શકતો નથી, ને કપુતનો કહેર તેની માતા પણ પોતાના જીવમાં સમાવી દેતી હોવાથી તેણીનું હૃદય બળીને ભુંજાયા કરે છે, તે પણ બીજાને કહી શકતી નથી. કહેતી છે કે, "A foolish son is a grief to his father, and bitterness to her that bare him." ભાઈઓ ને બ્હેનો ! કદાપિ તમારાં બાપ માય તરફથી તમને લગાર ઓછું પડયું હોય, કદાપિ તમે તેમનાથી રંજીદા થયાં હો, તોએ તમે તેમના સાથે તોછડાઈથી વર્તશો ના. તેઓને નારાજ કરવાં ને પ્રભુને નારાજ કરવો બરાબર છે. મા બાપની આજ્ઞામાં રહેનાર પુત્ર ૫૦ વર્ષ વેર સિંહ જેવો રહે છે. તેને મા બાપનો છાયો હોય ત્યાં સૂધી ૫૦ વરસ વેર કોઈનો પણ તેને ડર હોતો નથી. માથે છત્ર જેને ૫૦ વરસ વેર હોય તે વનમાં પેસે તોએ બીહતો નથી. એકાવન, બાવન, પંચાવન, સત્તાવન, અઠ્ઠાવન એ બધાં વનમાં જેમ જેમ તું ઉંડો પેસશે તેમ તેમ તે ઘાડાં વન જંગલમાં પણ માથે મા બાપનું છત્ર હશે ત્યાં સુધી તેને હિંમત રહેશે, ને ૬૦ વર્ષની વચે ઘણે ભાગે તે છત્ર ઉડી જાય છે ત્યારે એકસઠ, બાસઠ, ત્રેસઠ, ચોસઠ, પાંસઠ, છાસઠ, સડસઠ, અડસઠ એવી સાઠ, એટલે કે મૂઢપણાની ઉમ્મરમાં તેને માથે છેવટની સંસારી જંજાળો આવે છે, પરંતુ તેણે જો પોતાના મા બાપની સેવા ચાકરી બજાવેલી તેનાં બચ્ચાંઓએ દીઠીજ હશે, એટલે તેઓ તેનુંજ જોઈને, તેનુંજ અનુકરણ કરીને તેની પણ સેવા ચાકરી ઉઠાવવાને તૈયાર અને પાકાં પૂરાં થયાં હશે, એટલે તેને બીવાનું કશુંએ હોતું નથી, બલકે સાઠીનાં વર્ષોમાં તો દીકરાંને પોતાની સેવા કરતાં દેખી બેવડા હર્ષથી તેને હરખાટ લાગે છે, પરન્તુ

"જે દુઃખ દે મા-બાપને, કરીને આજ્ઞા લોપ;
તેના ઉપર થાય છે, જગકર્તાનો કોપ"

અને બચ્ચાં નાફરમાન, નઠારાં, ને મૂઢ નિવડવાથી મા-બાપને કલંક લગાડે છે, અને સાઠીના વખતમાં ધૂજારો પેદા કરે છે. જેમ જેમ બાળક ઉમ્મરે વધતું જાય છે, તેમ તેમ જો તે બદકાર નિવડતું જાય છે તો મા બાપો પોતે પોતાનાજ કર્મને માટે ઠપકો દઈ હાય મારે છે. એટલા માટે

**पित्रोर्निदेशवर्ती यः पुत्रोऽन्वर्थनामवान् ।**
**श्रेष्ठ एकस्तु गुणवान्किं शतैरपि निर्गुणैः ॥**

જે પુત્ર માત પિતાની આંજ્ઞા પ્રમાણે વર્તે છે, તે પોતાના પુત્ર નામનું સાર્થકજ કરે છે. આવો ગુણવાન એક પુત્ર સારો, પરંતુ નિર્ગુણી સો પુત્ર પણ હોય તે શા કામના ? એક મન ગમતી માતા ઉપરના પ્રેમ આગળ અવરના પ્રેમ ઉણાજ હોય

નેપોલ્યનની પોતાની સ્ત્રી તરફની ચાલ ચલણુ એવી હતી, કે તેણીને પોતાની સગડી આગળથી પણુ ટાઢે થરથરતી ઉઠાડી મેલતો, પણુ પોતે થરથરતી હાલતમાં હોય તોય પોતાની માતાને તો સગડી આગળ વહેલો બેસાડતો. ઘડીવારમાં પોતાના સાથીઓને કિંવા હાથ હેઠળનાઓને તુચ્છકારતો હોય, એવામાં જો તેની માતા આવી લાગતી તો તે તુર્તજ ચુપ થઇ જતો.

આપણું ડાવેજર શહેનશાહબાનુ એલેકઝાંડ્રા જયારે પણ પોતાના પિતાજીને ઘેર ડેન્માર્ક જતાં ત્યારે ઈંગ્લંડમાં જે ડ્રેસ પોતે પહેરતાં હોય તે કાઢી મેલતાં. એમના પિતા ડેન્માર્કના રાજા ક્રિશ્ચિયન જયારે જીવતા હતા ત્યારે સાદા પોશાકની બહુ તરફદારી કરતા,—અને જે કોઇ સાદાં વસ્ત્ર પહેરી ફરે તેને જોઇ પોતે આનંદ માનતા હોવાથી, પોતાના પિતાજીને ખુશ કરવા સારૂ ઈંગ્લંડના ઠાડમાઠવાળા ડ્રેસ લાંજ રહેવા દઇ, ડેન્માર્કમાં જેટલો વખત તેવણુ પિયરમાં રહેતાં તેટલો વખ્ત, સુંદર પોશાકોનો પોતાનો ગમે એટલો શોખ પણુ બાજુએ રાખીને, બાપને ખુશી રાખવા પોતે અતિયંત સાદાં ફરતાં. પિતૃભકિત માટે તેઓ પોતાની ખુશીનું કાંઇએ જોતાં નો'તાં. એવાં એવાં કારણો થકીજ દરેક મા બાપ જે ખાસ દુવા માગે છે, તે માગી માગીને એજ માગે છે કે;

"વો જઈધ્યામિ. અમવઈતીમ ફ્રઝન્તીગ્ચ આપરામ..........
નએચિશ્ચ અંઘહાઓ યાસાઇતિ ઝયાનાઇ..........
નોઇત મહરકાઈ, નોઈત એએનંઘહે નોઈત અપંચતેએ !"

હે પરવરદેગાર! હું એવું એક સલુકનું ફરજંદ ત્હારી પાસે માગું છું, કે જે કામ બજાવવામાં હિંમતવાન હોય, આવી પડતાં દુઃખોને ધૈર્ય રાખી સહન કરનારૂં હોય, મ્હને દુઃખ, પીડાકારી ને સંકટમાંથી ટાળનારૂં હોય, મ્હને ઘડપણે દુઃખ પહોંચાડનારૂં નહીં નિવડે, અને કશી રીતે કીનો રાખનારૂં નહીં નિપજે!

એક જમીનદારની વાડીમાં ફળોના ઝાડો ઉપરથી ફળ ચોરીને ખાવા સારૂ એક બાપના તાબેદાર પુત્રને તેના સાથીઓએ કહ્યું. દિકરો કહે:-"મ્હારા બાપનો હુકમ નથી." સંગાતીઓ બોલ્યા:-"ત્હારા બાપા કયાં જોવા આવે છે? વળી તુંજ કહેતો હતો કે, મ્હારા પિતાજી બહુ માયાળુ છે. તો તું પકડાઈ આવીશ તોયે તેઓ તને કાંઇ સજા કરશે નહીં!" પેલો તાબેદાર બેટો બોલ્યો:-મ્હારી નઠારી ચાલ સારૂ મ્હારા બાપા તો મ્હને કાંઇ સજા કરશે નહીં; પરંતુ તમને રાજી રાખવાને શું મ્હારા પિતાજીને નારાજ ને દુઃખી કરૂં? જો તેઓ શ્રી મનમાં પણુ દુઃખ પામશે તો મ્હારા મનને તો હજાર ગણું દુઃખ થશે!" આવી રીતે મા-બાપની આજ્ઞા તે પરમેશ્વરનીજ આજ્ઞા. એમ જે બચ્ચાં સમજે છે તેઓ મોટાં થઇને બહુજ સલુકના અને સદ્‌ગુણી નિવડે છે. નઠારી રીતભાતથી ઉછરેલો દિકરો પોતાના બાપને એક કલંક છે. નઠારી ઉધરેલી છોડી તેની માતાને એક મોટો સંતાપ છે. મા બાપનું અખંડ હેત બચ્ચાંઓ ઉપર હોવાથી તેઓ ગમે એવી પોતાનાં બચ્ચાંની ભૂલો, કસુરો, ને વાંકોની માફી આપે છે, પરંતુ વારંવારની માફી ને દરગુજરી તેજ

બચ્ચાંઓને મોટપણે દુઃખકર થઈ પડે છે, અને પાછળથી તેજ હરગુજરી માટે બન્ને પક્ષને પસ્તાવું પડે છે. માટે પ્રથમથીજ બચ્ચાંઓએ મા બાપનું કહ્યું માન સહિત માન્ય રાખવાની જરૂર રહે છે. આખાં ઉપવનમાં સુગંધીવાળાં પુલોથી ભરેલો એકજ છોડવો જેમ આખાં ઉપવનને સુગંધમય કરે છે, તેજ પ્રમાણે આખાં ઘરમાં સદ્ગુણની સુગંધ પાથરનારો એકજ સપુત આખાં કુટુંબને આનંદમય ને રળિયામણું બનાવે છે.

કહા કપૂતકું ધન, મન કહા મુરખ સંગા;
કહા કાકકું કનક, કહા ગર્દભકું ગંગા!
કહા ખરકું અગર, કહા નિર્ગુણસેં નેહા;
કહા સુમકી સેવા, કહા ઘરની બિન ગેહા!
પુનિઃ કહા બહેરેશું ગાન, કહા ચોરસેં ચાતરી,
કહા રાવનશું રીઝબન, જૈસા દેવ એસી પાતરી.

ભાઈઓ! તમારી માતૃભક્તિ હશે તોજ તમે પિતૃભક્તિનું ગૌરવ સમજશો, અને માતા પિતાની ભક્તિ હશે તોજ ઇશ્વરને ત્યાં તમારી ભક્તિ કબુલ રહેશે. તમને જ્યાં સૂધી ઇશ્વરનાં દર્શન થયાં નથી ત્યાં સૂધી તમે મા બાપનાં દર્શનનેજ ઇશ્વર-દર્શન સમજી લ્યો. તમે તમારૂં ખરૂં આત્મિક સ્વરૂપ સમજી શકો ત્યાં સૂધી તમારા ખરા ભગવાન તો તે મા-બાપજ છે. પ્રત્યક્ષ દેવતા સમાન તમારૂં દૈવત તેજ છે. તેમના તમે પોતાને પરતંત્ર ગુલામજ સમજી લેજો. કોઈ માતાનું પ્રાધાન્ય કહેશે, તો કોઇ પિતાનું ગૌણત્વ ગણશે, પરન્તુ.

**जीवतोरस्वतन्त्रः स्याज्जरयापि समन्विताः**
**तयोरपि पिता श्रेयान्बीजप्राधान्यदर्शनात् ॥**

માતા પિતા જીવતાં હોય ત્યાં સૂધી છોકરો ગમે એટલો ઘરડો થયો હોય તો પણ તે બન્ને પરતંત્રજ ગણાય છે. માતા પિતામાં પણ બીજનું મૂખ્યપણું દીઠામાં આવે છે, માટે માતા કરતાં પિતા શ્રેષ્ઠ ગણી શકાય, એવો પણ કેટલાકોનો મત છે.

પિતાના અભાવમાં માતા શ્રેષ્ટ ગણાય છે, ને માતાને અભાવે વડીલ ભાઈને સ્વતંત્ર જાણવો; પણ મોટાઈ તો તેના ગુણ પ્રમાણેજ મળે છે છોકરાં જો સારાં નિવડે છે તો મા બાપને મોટાઇ આપી તેમના કલંક પણ ધોઈ નાખે છે. પરન્તુ છોકરાં નાફરમાન ને નઠારાં નિવડે છે તો મા બાપના જે કાંઇ ગુણો હોય તેને પણ ધોઇ નાખે છે. તમારાં છોકરાંને પંપાળો ને પછી નિરંતર તેમનાથી ડરતાં રહો! તમારાં બાળક તમને નમતાં હોય તેઓજ તમારાં ખરાં ફરઝંદ છે. વગર નમંતાઈવાળાં બચ્ચાંની ગણત્રિ મનુષ્યમાં કરશો ના; તે તો ચોપગાંજ સમજજો.

અગર ખુદ બરદરદ પેશાંનીએ પીલ;
ન મર્દસ્ત આંકે દર વય મર્દુમી નીસ્ત.
બની આદમ સરેશ્ત અઝ ખાક દારદ;
અગર ખાકી ન બાશદ આદમી નીસ્ત.

અગર જો તું હાથીનું મસ્તક ભાંગી શકે એવો બળવાન હોય પણ ત્હારામાં જો માણુસાઈ ના હોય તો તું કાંઇ માણસ નથી. આદમના બચ્ચાંઓનું પિંડ મટ્ટીમાંથી થએલું છે, ત્યારે તું ખાકી એટલે નમ્રતાવાળો ન થાય તો તું આદમીની બુનિયાદનો ના કહેવાય.

જે દિકરો નમ્રતાવાળો હોય, ડાહ્યો, કહેણુસરનો, ને બાપવખો દિકરો હોય તેજ એક ઉત્તમ બાપ પણ નિવડે છે. એક નાફરમાન બેટો પોતાની માતાને ધિક્કારનારો હોય છે. બાપ માયની અગવડ સમજનારી દીકરીજ માતા થવાને ખરેખરી લાયક બને છે. મીસ મેરી રસલ મીન્ટફર્ડ માતા લેખે સાચી નિવડી; કેમકે પુત્રી લેખે પણ તેણીએ સાચી નિવડીને પોતાના જુગારી અને વ્યસની બાપને બંધીખાનેથી છોડવવા માટે મહારાણી વિક્ટોરીયાના વખતમાં એટલો બધો તો આત્મ ભોગ આપ્યો હતો, કે છેવટે પોતાનાં કપડાં લત્તાં પણ વેચ્યાં; પરન્તુ પોતાને મળતું પેન્શન પણ ગીરવી મૂકીને પોતાના બાપને છુટો કરીને કૃતાર્થ થઇ હતી. એટલા માટે દરેક બાપ અને દરેક માય પોતે ગમે એવાં બુંડાં હશે તોયે પરમેશ્વરની પ્રાર્થના તો એવીજ કરવાનાં કેઃ—

"દાયાઓ મે....તુશ્રુ ષામ આસ્નામ ફ્રઝન્તીમ....આંઝોબૂજેમ હવિરામ યા મે ફ્રાધ્યાત ન્માનેમ્ચ વિસેમ્ચ ઝન્તૂમ્ચ દખ્યુમ્ચ દંઘહુસસ્તીમ્ચ !"

હે પરવરદેગાર ! તું મ્હને પોષણ કરનારૂં ફરઝંદ આપ ! હે માલેક ! મ્હને તું અતિ અક્કલવાળો દિકરો આપ ! હે દાદાર બાપ ! મ્હને સંકટ કે બલામાંથી છુટકો કરે એવું છોકરૂં આપ ! હે સાહેબ, હું અરજ કરૂં છું કે મ્હારાં કુટુંબનું, મ્હારાં પાડ પડોશીઓનું, મ્હારા હમ વતનીઓનું ભલું કરીને, અમારા દેશની સેવા બજાવીને, કીર્તિ વધારે એવાંજ ફરઝંદોની બક્ષેશ અમારા ઉપર તું કર !

## આજ્ઞા ૨૮ મી.



"There is no velvet so soft as a mother's lap, no rose so lovely as her smile, no path so flowery as that imprinted with her footsteps.—(Abp. Thomson.)

જવાંનીના જુસ્સામાં સેખ સાદીએ એક દિવસે પોતાની બુઢ્ઢી માવતરને છંછેડી નાંખી હતી. તેણી એક ખૂણામાં જઈ બેઠી, અને આંખમાં પાણી લાવી કહેવા લાગી કે; "શું ત્હારૂં બચપણ તું ભૂલી ગયો ? કે હમણા મ્હારા ઉપર મોટાઈ અને સખતાઇ કરવા લાગ્યો છે દિકરા ?"

ચે ખુશ ગુફ્ત ઝાલી બ ફરઝંદે ખીશ;
ચુ દીદશ પલંગ અફગનો પીલતન.
ગર અઝ એહેદે ખુર્દીત યાદ આમદી;
કે બીચારે બુદી દર આગુશે મન.
ન કરદી દરીન રૂઝ બર મન જફા;
કે તુ શીર મરદી ઓ મન પીર ઝન.

એક ઘરડી સ્ત્રીએ, પોતાનાં બેવફા ફરઝંદને ચિત્તા વાઘને પણ પછાડી નાખનારો અને પહેલવાન પીલતન જેવો જ્યારે દીઠો, ત્યારે તેને અચ્છી શિખામણ કહી હતી કે; જો તને બાળ્યાવસ્થાનો સમો યાદ આવતે, કે એક વાર તો તું મ્હારી ગોદમાં બીચારો જેવો હતો, ત્યારે તો તું હાલ જે શેરમર્દ છે અને હું બુઢી ઓરત છું, તેના ઉપર તું આવડો જુલમ નહીં પાડતે. અરેરે! બ્હેનો ને બંધુઓ! માતા જેવું પવિત્ર તીર્થ ફરી ફરી મળવાનું નથી. તે જીવી જીવીને થોડાં વરસ હવે જીવનારી છે, તેના ઉપર જફા નહીં પાડો. માય જેવો મિઠો મેવો ઘડી ઘડી મળવાનો નથી, માટે માતૃસેવા જરૂર કરી લ્યો, પાછળથી પસ્તાશો નહીં.

**जननी जन्मभूमिश्च जान्हवी च जनार्दन ।**
**जनक पंचम श्चेय जकारा पंचदुर्लभाः ॥**

જનની (માતા) જન્મભૂમિ, જાન્હવી (ગંગાજી), જનાર્દન (વિષ્ણુ) અને જનક (પિતા) એ પાંચ જકાર મળવા દુર્લભ છે. એક શેઠ જેટલો વાર પૈસા આપી ઉપકાર કરે તેટલો વાર સેવક તેની સેવા બજાવે છે, પણ જે વેળાએ મા બાપ તમોને ખોળે બેસાડીને વગર નોકરીએ પગાર આપી તમારા ઉપર ઉપકારો કરે છે, અને જ્યારે તમે સેવા કરવાને લાયક થાવ ત્યારે તે ઉપકારનો બદલો તમારી "સેવા"થી વાળી આપવાની શું તમારી ફરજ નથી? બેઠા બેકાર તમે હતા ત્યારે તમને જેમણે પગાર આપ્યો, ત્યારે હવે તે તમારૂં રૂણ, તમારૂં કરજ ફેડવાની તમારી શું ફરજ નથી? રામચંદ્રજીએ તો એટલાં વેર કહ્યું હતું કે; "મ્હારા પિતાજી જો મ્હને હુકમ આપે તો હું ઝેર પણ પી શકું છું; આગમાં બળી પણ શકું છું; સમુદ્રમાં કુદકો પણ મારી શકું છું; અને રાજપાટ, સીતા વિગેરે જે કંઈ કહે તે છોડી પણ શકું છું!"

શંકરે પોતાના બે પુત્રોમાં હરીફાઈ કરાવી. બન્નેને કહ્યું, કે આખી પૃથ્વીની પ્રદક્ષિણા તમે કરી આવો, અને જે પુત્ર પૃથ્વી પ્રદક્ષિણા કરીને મ્હારી સમક્ષ પહેલ વહેલો આવી ઉભો રહેશે તેને હું સુંદર સ્ત્રી સાથે પહેલો પરણાવીશ. પિતાજીના આ વચન સાંભળતાં વેંટજ એક છોકરો દુન્યાની મુસાફરી કરવા નિસરી પડયો. ગણપતિ દીકરો તો ધીરે રહીને ઉઠયો, અને પોતાની માતાની આસપાસ સાત આટા ફર્યો, ને પછી પિતાશ્રીની આસપાસ પ્રદક્ષિણા કીધી, અને પછી પોતાના બાપને પગે પડી કહેવા લાગ્યો; "પિતાશ્રી! વચન પાળો હું પૃથ્વી કરતાં

પણ મોટી પ્રદક્ષિણા કરી આવ્યો છું! માત પિતાની આસપાસ મુસાફરી કરી આવવી તેને હું પૃથ્વીની પ્રદક્ષિણા કરતાં પણ મોટું ગણું છું. અને તે પ્રદક્ષિણા મેં હમણાંજ પૂરી કરી!" આવું ઉત્તમ આચરણ કરવાથી શીવે (શંકરે) બીજો ભાઇ પાછો ફરે તે પહેલાંજ ગણપતિનાં લગ્ન કરી દીધાં. કહેવાનો સાર એ છે કે; સઘળાં ધર્મધામ કરતાં, સઘળી તીર્થ યાત્રા કરતાં, સર્વથી ઉત્તમ તીર્થ સેવા તે મા બાપનીજ સેવા છે. અને લગ્ન પ્રસંગે સર્વથી પહેલાં હિંદુ લોકો ગણપતિ જેવા મા :બાપની સેવા બજાવનારા આજ્ઞાંકિત પુત્રનીજ પહેલી પૂજા કરે છે.

દિકરા દિકરીનાં સંકટ સમયે મા બાપ જેવાં આભરાં ગાભરાં કોણ બને છે? બચ્ચાં માદાં થઈ પીડાકારી ભોગવે છે ત્યારે મા બાપ તેમની માત્ર દવાદારૂ ને માવજત કરીનેજ બેસી રહેતાં નથી, પણ નહીં કરવા જેવાં અનિષ્ટ કૃત્યો પણ જો કોઇ કરવા. કહે, તો તે પણ તેઓ કરવાને ચૂકતાં નથી. સેવડા બ્રાહ્મણ, છુમંત્ર કે બધું બધુંએ કરતાં તેઓ લજવાતાં નથી. ૨૦-૨૫ રાતના ઉજાગરા કહો કે ૩-૫ દહાડાનો અપવાસ કહો, જે કહો તે પોતાનાં બાળકને આરોગ્ય થાય એટલા ઉદ્દેશથી તેઓ બધું કરે છે, ને જરાએ ત્રિસામો વિશ્રાંતિ કે આરામ લીધા વગર તેઓ ઉમંગ ને ઉત્સાહથી તળે ઉપર કરી રહે છે. તોએ તેમને થાક લાગતી નથી. તેઓ આખી રાત માદા પુત્રની પથારી આગળ કેવાં ચિંતાતુર ચહેરે બેસીને ખળભળાટ કરે છે તેનો તમે વિચાર કરો. તેમની પીડાકારી મટે એ ઉદ્દેશથી કેવાં વ્રત ને માનતા લઇ પોતે પીડાકારી ભોગવવા કેટલાં આતુર ને તત્પર હોય છે તેનો ખ્યાલ કરો, અને જેમ પેલા મા—વખા ફીલસુફ બેટાએ કહ્યું હતું તેમ, "મ્હારી મા બિમાર છે, તેના ખોરાક ઔષધને માટે બીજો કંઈ પણ ઉપાય નહીં જોઈ શકયાથી આ મ્હારાં કપડાં વેચવા જાઉં છું!" એટલાં વેર માયની ચાકરી કરવાને તમે તત્પર રહો, નાફરમાન ના નિવડશો, અને અપકારી થશો નહીં.

બેકર શહેરમાં એક બુઢાને ઘેર સાદી સાહેબ પરોણા ગયા તે બુઢા પાસે ઘણી દોલત હતી અને એક સોહામણો દીકરો હતો. તે બુઢો એક રાતે સાદીની આગળ વાત કરવા લાગ્યો કે; મ્હને આ વ્હાલા દીકરા સિવાય બીજું કાંઇ ફરજંદ પેદા પડયુંજ નથી; અને તે પણ વળી, આ જંગલમાં માનતાનું એક ઝાડ છે, તેની નીચે ઉભાં રહીને, સૌ લોક ફરજંદ મળવા માટે અલ્લાતાલાની બંદગી કરતાં દેખીને મેં પણ પ્રભુને બહુજ આજીજી કીધી ત્યારેજ આ ફરજંદ પ્રભુએ દીધું છે!" હવે બીજી સહવારે તો પેલાજ છોકરાને પોતાના દોસ્તો આગળ હળુસે આમ બોલતો સાદીએ સાંભળ્યો કે; "તે માનતાના ઝાડનો જો મ્હને પત્તો મળે તો હું તે ઝાડ પાસે જઇને હમણાજ અલ્લાતાલાની બંદગી કરીને માગી લઉં કે; "મ્હારો બાપ કયારે વહેલો મરી જાય!" બુઢો બાપ મનમાં મગ્ન થાય છે કે, મ્હારો દિકરો શાણો ડાહ્યો ને ચતુર છે, અને દિકરાના મનમાં તો એવું કે; મ્હારો બાપ બુઢો ને

કુબડો છે તે ખુદા કરે ને કયારે મરે! "પછી મ્હને ખબર કાઢતાં જણાયું," સાદી કહે છે, "કે પેલો બુઢો બાપ પોતાના મરનાર બાપની કબર આગળ એક દહાડો પણ સેજદો કરવાને વટીક ગયો નથી!" તે ઉપરથી તેમણે કતએ કરી છે કે;

"સાલહા બર તુ બેગુઝરદ કે ગુઝર;
ન કુની શુએ તુરબતે પેદરત.
તુ બ જાએ પેદર ચે કરદી ખેર;
તા હેમા ચશ્મ દારી અઝ પેસરત!"

વર્ષો ગુજરી ગયાં પણ ત્હારા બાપની કબર આગળ તું એક પણ વાર ગયો નથી. તેં બાપની પાછળ જેવી ખેર ખેરાત ને સખાવત કરી હોય તેવીજ ત્હારી પાછળ તું ત્હારા દીકરાથી પણ ઉમેદ રાખજે. યાદ રાખજો બેટાઓ! મા બાપ સાથે કુસંપ કરશો તો ખુદા તમારી સાથે સંપીલા રહેશે નહીં; અને વળી, જહાં સંપ તહાં સંપતિ નાના, જહાં કુસંપ તહાં વિપત્તિ નિદાના. જ્યાં સંપ છે ત્યાં નાના પ્રકારની સંપત્તિ છે. જ્યાં કુસંપ છે ત્યાં તો વિપત્તિઓજ છે. જ્યાં બાપ સાથે દિકરો સંપમાં હોય છે ત્યાંજ તે બાપીકા હુન્નર શિખી શકે છે. દિકરો કુસંપ રાખતો જણાતાં કિમ્યો જાણનાર પિતા તેને કિમ્યાનો હુન્નર શિખવતો નથી. એટલા માટે એક લેખકે કહ્યું છે કે;

"એક ડાહ્યા અને પ્રમાણિક બાપ પાસેથી આપણને જેટલું શીખવાનું મળે છે તેટલું એકઠા થયેલા સઘળા માસ્ટરો પાસેથી પણ મળતું નથી બાપ પોતે એક સૌથી સરસ અને સૌથી સાચો માસ્ટર છે, જેની પાસેથીજ હમેશાં આપણે સચોટ શિક્ષણ લઇએ છીએ. તે શિક્ષણ ખાલી તેના મોઢામાંથી પડતા બોલોથી નહિજ, પણ તેની દરરોજની જીંદગીની હીલચાલ અને અનુભવ ઉપરથી આપણે શીખીએ છીએ." માટેજ તમે તમારા પિતાને નમો, જે પિતા તમને નમવાને અધિકારી નથી. રાજા આકટવાસે એન્ટનિની સાથે લડાઈ કરીને પછી તેને જીત્યો. તે બળવાની વખતે તેણે એક દિવસે એન્ટનિના તરફના દુશ્મનોને સજા કરવા માટે એક સભા કરી હતી. એ સભામાં મોચાલોસ નામનો એક વૃદ્ધ આવ્યો. એ વૃદ્ધનો એક છોકરો તે વેળાએ એક ન્યાયાધીશ લેખે તે સભામાં બેઠો હતો. ત્યાં એકાએક પોતાના પિતાને આવેલો જોઇને તે પુત્રે તેને માન પૂર્વક આલિંગન કર્યું, અને રાજાને સંબોધીને બોલ્યો; "હે મહારાજા! હું આપનો તાબેદાર કર્મચારી છું, પરંતુ મ્હારો પિતા સજાને પાત્ર થયો છે; એટલા માટે હે રાજાધિરાજ! હું વિનય પૂર્વક વિનંતિ કરૂં છું કે; મ્હારા પિતાને બચાવો, અથવા મ્હને પણ મ્હારા પિતાની જોડે મારી નાખો!" મહિપતિએ તેમજ બીજા ન્યાયાધીશોએ આ કાકલુદી સાંભળીને બાપ-વ્હાલા બેટા ઉપર દયા લાવીને તેના પિતાને છોડી મૂકયો હતો.

કે ફર્ઝંદ બાશદ પેદર શાદ દેલ;
કે ધમહા બદુ દારદ આઝાદ દેલ.
અગર મેંહેરબાન બાશદ ઊ બર પેદર;
બ નીકી ગેરાયન્દહો દાદગર.

એક બાપ પોતાના બેટાથીજ ખુશાલ દિલનો રહે છે; અને તેને દીઠાથીજ તે પોતાની સઘળી ગમગીનીથી પોતાનું દિલ મોકળું રાખે છે. પરન્તુ જો તે છોકરો પોતાના બાપ ઉપર મહેરબાન હોય, તેમજ તે નેકીનીજ ખાહેશ કરનારો અને ઇન્સાફી હોય, તોજ તે પોતાના બાપને વહાલો હોય છે.

ભાઇઓ! માતા વગર ચાલશે કે કેમ, તે તો તમે નમાયાં બચ્ચાંથીજ પૂછી લ્યો. તમારા પિતા વગર તમારાથી ચલાવી લેવાશે કે કેમ, તે તો તમે બાપ વગરનાં બચ્ચાંથીજ સાંભળી લ્યો. બધાં બોલે છે કે. બાપ મરજો પણ કોઇની માય ના મરજો! પરંતુ ન-બાપા પુત્રોને બાપ વગર સંસારમાં કેવી કેવી હાડમારી ભોગવવી પડે છે, અને પુત્રીઓને માય વગર કેવા કેવા હડસેલા પડે છે, તે તો જેના ઉપર હાડમારી પડી હોય છે તેમનાજ જીવ જાણે છે.

"મ્હારાં દીલની તખ્તી ઉપર મ્હારા પવિત્ર પિતાના કેટલાંક વચનો કોતરાઇ રહ્યાં છે. તેઓ ફરમાવતા કે દિકરા, તું જો તૂટી પડેલા, પડતીમાં આવી ગએલા લોકો સાથે મળે તો તેમની જોડે બેઅદબ ને ઉદ્ધત થતો ના. જો તું આ દુનિયામાં એક પણ દીલને રાજી ન કરી શકે તો ભલે, પણ એક હલકામાં હલકા આત્માને પણ તું નારાજ તો નહિજ કરતો!"

જેમણે નવ માસ તમારો ભાર વંઢ્યો, જેમણે તમને ધવાડી ખવાડી મોટાં કર્યાં, તમારાં સુખ સારૂ જેમણે અનેક કષ્ટો વેઠયાં, જેમણે તમને ઉધારી ઉછેરી સંસારના સુખ વૈભવ ભોગવવા રમતાં છોડયાં, તેમના ઉપકાર જો તમે ન જાણો તો બીજા કોઇના પણ ઉપકાર તમે વાળશો એની જામીનગીરીજ શું છે? જેમના આભારોનો બદલો વાળવાને તમારો એક આખો જન્મારો પણ સમર્થ નથી, તેમના ઉપકારો પૈકી સહેજ ભાગ પણ જો તમે આ જન્મમાં નહીં ફેડો તો તમોને Obliging Nature નો, એટલે ગુણજાણુનો, ઉપકારીનો કે બીજો કોઇ પણ એલકાબ કોઇ આપે તો તે જુઠી સહરાઘાત ને મિથ્યા બકવાદ ગણાવો જોઇએ કે નહીં, તેનો તમે જરાએ વિચાર કરજો.

મૂએલો નર તો તેનેજ જાણવો કે જે મા બાપને હિણતો હોય. જે કોઇ મા-બાપનો શત્રુ હોય તેની ઉપર ભરૂસો પણ રાખવો નહીં; કારણ કે તેવો માણસ ભલાં ભુંડાં કામો સારૂ મનમાં કશી આનક ધરાવતો નથીજ. મા બાપની સેવા માટે તમે જેહમત ઉઠાવશો તો તમારૂં તે કામ અમર રહેશે. તે કામમાં તમે તમોને પોતાને આખા આપી દો, અને તેની સાથે કાંઈ તમારૂં સર્વસ્વ હોય તે, તમારૂં શરીર, તમારૂં મગજ, તમારી બુદ્ધિ, તેમજ તમારાં મન, દિલ, અને આત્માની સઘળી

શક્તિઓ તે કામમાં આપી દો, અને તેમ કરીને તમો જે કાંઇ રોપણી આજે વાવો છો તેનાં ફળો કાલે તમેજ ભોગવશો. આપણા પિતાની ફરજ વીશે પણ શાસ્ત્રમાં કહ્યું છે કે.

विद्यागमार्थं पुत्रस्य वृत्यर्थं यतते च यः।
पुत्रं सदा साधु शास्ति प्रीतिकृत्स पिताद्रुणी ॥

જે પિતા પોતાના પુત્રને વિદ્યા ભણાવવા માટે તથા તેના ભરણપોષણ માટે પ્રયત્ન કરે છે, અને પુત્રને નિત્ય સારો ઉપદેશ આપે છે, તે પિતાજ પુત્રને તો વ્હાલો લાગે છે, અને તે પિતા પોતાના પુત્રના રૂણમાંથી મુક્ત થાય છે. એક માતાનું રૂણ કેટલું બધું છે, અને એક માતાના તમે કેટલા બધા રૂણદાર કરજદાર છો, તે વીશે કવિ કાઉપરે, બચ્ચાં ઉપર હરણ ફાડ રહેતી માતાઓ માટે જે હાળરડું બનાવ્યું છે, તે ધ્યાનથી સાભળવાથી સમજશો.

"Sleep, image of thy father, sleep my boy ;
No lingering hour of sorrow shall be thine ;
No sigh that rends thy father's heart and mine,
Bright as his manly sire the son shall be,
In form and soul"

## મા—બાપની સેવા.

(૧૩)

"The sacred books of the ancient Persians say—If you would be holy, instruct your children, because all the good acts they perform will be imputed to you."—Montesquieu.

## આજ્ઞા ૨૯ મી.

જે બચ્ચાંના મા-બાપ તેમને ન્હાનપણમાંજ મૂકીને મરી ગયાં હોય, અને મા-બાપની સેવા બજાવવાની તેમને તક મળીજ ના હોય, તે બચ્ચાં મા બાપનું રૂણ કેમ ફેડી શકે? તે બચ્ચાં મા બાપની સેવા કેમ બજાવી શકે? તેમના દિલમાં તો ચોળો ને ઓરતોજ રહી જાય. પણ નહીં; જો તે બચ્ચાં તે મા બાપનો દહાડો પાણી કરે, તે અશોઓનાં ફરોહરોની યકીનદારીથી આરાધના કરે, પોતાનાં ભલાં મા બાપને પગલે ચાલે, પોતે જે કાંઇ ભલું નામદારીનું કામ કરે તે સર્વ પોતાના મા બાપના નામનેજ અર્પણ કરે, પોતાના નામથી દાન ધર્મ ઇત્યાદિ કરવાને બદલે તેમના નામથી ધર્મ દાન કે સખાવત કરે, વરા કરવાનો પ્રસંગ આવે તે પણ તેમના નામથી કરે, પોતાની ઉજ્જવળ કારકીર્દિથી મા બાપને ઉજ્જવાળે, તેમનાં અધુરાં રહેલાં કામો પૂરાં કરીને તેમના આત્માનો ઉદ્ધાર કરે, તેમની

બંધાવેલી અધુરી હવેલી પોતે સંપૂર્ણ કરીને તેમની વાસના-દેહને શાંતિ આપી તેમની યાદગીરી ને કીર્તિ વધારે, તેમના કરજ હોય તે અદા કરીને તે જેહાનમાં તેમના હાડ છોડાવે, તેમના નામ ઉપરની બદનામી કે અપજશનો ડાઘ ધોઇ નાંખવા જેવાં સુકૃત્યો કરી જગતમાં તેમનાં બચ્ચાં કીર્તિ મેળવીને સારેજ માર્ગે ચાલી યશ જશ મેળવે, અને અશો નેઆંગાનોની યાદથી ધાર્મિક ક્રિયા કામો કરીને તેમના આત્માના ઉધ્ધાર સારૂ તેમના પ્રગતિ કરણને આગળ વધારવાનાં ભલાં કૃત્યો કરે, તો તેમણે પોતાના માત પિતાની ઉત્તમમાં ઉત્તમ સેવા બજાવેલીજ લેખાય. કહેવત છે કે; "બેહેસ્તમાંવાળાં રડે, ને દોજખમાંવાળાં હસે!" એટલે કે, સારાં મા બાપનાં ફરઝંદો નઠારાં પેદા પડીને મા બાપને ભુંડું બોલાવે ત્યારે ભલાં મા બાપો બેહેસ્તમાં પણ રડે છે, અને નઠારાં મા બાપનાં ફરઝંદો ભલાં કામો કરીને મા બાપને ભલું કહેવડાવે ત્યારે દોજખમાં પડેલાં મા બાપો ખુશાલ બને છે. ત્યારે વ્હાલાંઓ! તમારાં મા બાપ જીવતાં હોય ત્યારે તો તેમને આમજ કહેજો કે;

તા તવાંનમ દેલત બ દસ્ત આરામ;
વર બી આઝારીમ ન યાઝારમ.
વર ચુ તુતી શકર બુઅદ ખોરેશત;
જાંને શીરીન ફેદાએ પરવરેશત.

જ્યાં સૂધી મ્હારાથી બની શકશે ત્યાં સૂધી તમારાં દિલને હું નહીં દુઃખવીશ. અગર તમે મ્હને દુઃખ કે આજાર દો, તોય હું તો તમને આંજાર કે દુઃખ નહીં જ દઇશ. જો પોપટની માફક તમને ખાવાને સાકર જોઇશે તો તમારી પરવરશી કરવા થકી હું મ્હારો સાકર જેવો મિઠો પ્રાણ પણ ફીદા કરીશ. વ્હાલાંઓ! તમારી માતાના પ્રેમાળ અને સ્નેહ ભર્યો બોલો ઉપર એકવાર નજર કરો. માતાના પ્યારનું જે કરજ છે તે તો તમારાથી જન્માંત્તરમાં પણ ફેડી શકાશે નહીં. મા બાપે આપણને લાડ નાજ લડાવીને જે પ્રેમથી આપણું લાલન પાલન કરીને, આપણે જ્યારે અશક્ત હતાં ત્યારે કેવી રીતે આપણું રક્ષણ કર્યું હતું, તે તમારી બાળ્યાવસ્થાના બનાવો જ્યારે તમે મન દઇને યાદ કરશો, ત્યારે શું તમારૂં હૈડું ભરાઇ નહીં આવશે? માતા પિતાએ આપણાં સુખ સારૂ પોતાનું એકે એક સુખ નિવારી મેલ્યું હતું તેનું તમને જ્યારે ભાન આવશે, અને તેમના વારંવાર દીધેલા આશિષોનું તમને જ્યારે સ્મરણ થશે ત્યારે તેમને પજવ્યાનું તમને કેટલું બધું દુઃખ થશે! તેઓ તમારાં દુઃખે ને સંતાપે મરી ગયા પછી તમે કેવાં હાથ ચોળતાં રહી જશો! અને તમારાં દિલને કેવો ખરખરો લાગશે!

જે જીન્હે પીતુ માતકો, લિયો ન આશિરવાદ;
વ્યર્થ જન્મ તાકો ગયા, નર નહીં સોઇ નીશાદ.

માતા પિતાએ તમારે માટે કીયાં કષ્ટો પોતાને માથે વ્હોરી લીધાં નથી, તેમાંનું

તમે મ્હને એક પણ બતાવી શકશો ? ૩૫ વર્ષનો લઠ પુષ્ટ થએલો એક જંગી પહેલવાન પણ તેની માતાને મનથી તો થાનમાંનું દુધ ધાવતું એક બાળક જેવો પ્રિય છે. દિકરો બળવાન વીર પુરૂષ હોય, કિંવા માંદો, દર્દી, ને બળહિન હોય તોયે માયની નજરમાં તો તે એક સરખી રીતે વ્હાલોજ લાગવાનો. મા બાપના સ્નેહ કે પ્રેમમાં કદિ પણ કમીપણું થતુંજ નથી. આ ઉપરથી

મનુમહારાજનું પવિત્ર વચન છે કે; જે દીકરા દીકરીથી તેમના મા બાપને સંતાપ અને કલેશ વેઠવો પડે તે દિકરા દીકરીના પાપનું પ્રાયશ્ચિત સેંકડો જન્મે પણ સંપૂર્ણ થઇ શકતું નથી. હિંદુ શાસ્ત્રોનાં આવાં ઉત્તમ વચનો સાંભળી સાંભળીને હું તો માનું છું કે, થોડાંજ હિંદુ દીકરા દીકરી પોતાનાં મા બાપનાં દુશ્મન થતાં હશે.

પેસર કૂ એ રાહે પેદર બુગઝરદ;
સીતમગારે ખાની મશવ કમ ખેરદ.

પોતાના પિતાશ્રીની રાહ રસમથી વેગળા જનારા દીકરાને તો હું મુર્ખ, બે અકલી, અને જુલમગારજ લેખું છું. વ્હાલાંઓ! તમે વિચાર કરો, કે એક કપુત પેદા પડીને સર્વમાં હિણાતો હશે ત્યારે સર્વથી પહેલું દિલ તો તેની માતાનુંજ બળતું જળતું હશે; ને પછી તેના પિતાનું જીગર ચીરાતું હશે. બધાંજ જ્યારે હડસેલો મારશે ત્યારે ગમે એવા કપુતને પણ તેની માતાજ પેટમાં ચાંપશે. ગમે એવાં ભારે તોફાનમાં પણ મા બાપના પ્રેમના મોજા ઉછળ્યા વિના રહેતા નથી. એટલા માટે જેમણે પોતાના માતા પિતાને ઠાર્યાં, જેમણે મા બાપને આ દુન્યામાં ઠાર દીધો, તેમણે આલોક ને પરલોક બન્નેનું સાર્થક કરી લીધુંજ સમજો. પોતાની પવિત્ર ફરજો જે મા બાપ તરફ દિકરા દિકરીએ બજાવવાની છે, તે ખરેખરી ફરજો બજાવનારનેજ તમે ડાહ્યાં કહેજો. તેમાં વળી જેણે વિદ્યા સંપાદન કીધી, કેળવાઇને સમજદાર થયાં, તેમણે તો આ ફરજ બેવડી રીતે બજાવવી જોઈએ; કેમકે જે સર્વથી વિશેષ હુશિયાર હોય છે તે તો સદ્દગુણી સપુતજ હોવાં જોઇએ. એથી બીજી રીતે

શુક્રાચાર્યે કહ્યું છે, કે જે માણસના આચરણથી વડીલોની કીર્તિને કલંક લાગતો હોય તેનો તો ત્યાગજ કરવો. કુળનો બચાવ કરવા માટે એક માણસનો ભોગ આપવો પડે તો તે આપવો. મદોન્મત દુર્યોધન પાંડવોની સાથે વેર વસાવીને આખા પરિવાર સહિત નાશ પામ્યો. મૂર્ખ પુંત્ર, મૂર્ખ કન્યા, ક્રોધી સ્ત્રી, દરિદ્રતા, નિચની સેવા, અને નિત્યનું કરજ આ છ વસ્તુ દુઃખકારીજ છે. એટલા સારૂ જેમનાથી તમને લાભ થયો તેમના તમે ગુણજ જાણો, દુઃખી ના કરો. મા બાપ પ્રત્યે આજેજી બતાવ્યાથી તમારી વધુ કદર થશે, અને ખુદાની મહેરબાની તમારા ઉપર જરૂરજ ઉતરશે. મા બાપની સેવા એજ તમારો ધર્મ છે, માટે એ ધર્મને છોડીને અધર્મ પકડશો મા; "મા-બાપની સેવા નહીં બજાવવાના ધર્મ" માં તમે વટલી જશો મા.

યુધિષ્ટિર રાજાએ દ્વૈતવનમાં રહીને પણ પોતાના ધર્મને પાળ્યો, તેથી પૃથ્વીનું રાજ્ય સંપાદન કર્યું હતું; અને નહુષે સ્વર્ગમાં રહ્યા છતાં અધર્મ પકડયો તેથી તેને રસાતળ પાતાળમાં જવું પડ્યું હતું. અધર્મથી વેન રાજાનો નાશ થયો હતો અને ધર્મનું આચરણ કીધાથી પૃથુરાજાનો ઉદય થયો હતો. માટે માત પિતા તરફના ધર્મને ખરો ધર્મ ગણીને એક રાજાએ પણ તે ધર્મને હિણવો જોઇએ નહીં. મેહાંરા પ આજરમ નીકો દારદ=વડીલો તરફ સદા માન ને અદબથી વર્તજો.

જીવતાં જીવત ડેસ્યસ રાજાએ પોતાના પુત્રને જયારે તખ્તનશીન કરવાનો ઈરાદો જણાવ્યો હતો, ત્યારે તેનો સપુત બોલ્યો હતો કે; "પિતાજી! કદાંચિત હું તખ્તનશીન થઉંએ ખરો, પરંતુ મ્હને મોટો ભય એ લાગે છે, કે રાજયગાદી મળતાં રખેને હું આપનો પુત્ર, આપનો દાસ, અને આપનો ગુલામ છું એ વાત હું વિસરી જાઉં! રાજા લેખે મ્હારે હાથે કદાચ આપનું માન ના સચવાય તો હું રાજા કહેવડાવવાં કરતાં બાપવખો આજ્ઞાંકિત પૂત્ર કહેવાઉં તેજ મ્હારે માટે ભલું છે!" મા બાપની સેવા ઉઠાવવાને બદલે જે દિકરા દિકરી લ્યાનતી ફરઝંદ લેખે તેમને દુઃખ દે, ગાળો ભાંડે, મારફાડ કરે, તેમને હેરાન ને પરેસાન કરી સરગરદાન કરે, તેવાં ઝોહાકી દિકરાં દિકરી ખુદાની મહેરબાની મેળવવાનો તમામ હક્ક ખોઈ દે છે. બીજાં લોકોની દયા મેળવવાનો પણ તેમનો હક્ક સમૂળો જતો રહે છે. એવાં પાતકી બેટા બેટી તરફની ખુદાની મહેર જતી રહીને ઉલટો કુદ્રતનો અલૌકિક કહેર ઉતરે છે. માટે

"મા બાપનો, ઉસ્તા નો, વડીલ કે રાજા તણો;
માનો હુકમ, વળી સર્વથી પરમેશ્વરનો તો દશગણો."

એક માયના તાબેદાર બેટાએ પોતાના ઉપરીને કહ્યું હતું કેઃ-"હું તમારો હુકમ તોડું છું તે ફક્ત મેં મ્હારી માને દારૂ નહીં પીવાનું વચન આપ્યું છે તેથીજ; કારણ કે મ્હારો બાપ દારૂ પીતાં પીતાંજ મરી ગયો હતો, જેથી કદિયે દારૂ નહીં પીવાનું વચન મ્હારી માતાને મેં આપેલું હોવાથી હું તમારી સાથે દારૂની સલામતી લેતો નથી." એક ઝવેરીએ પોતાના બાપની ઉંઘમાં ખલલ નહીં થાય, તેટલાજ કારણે બાપની ખાટલી આગળ મૂકેલી ઈસ્કોત્રીમાંના, મોટો નફો આવે એવાં રત્નો વેચવાની પણ ઘરાકોને નાં પાડી હતી! વ્હાલાંઓ! તમે પણ એવાંજ થજો; નિમકહરામ ના થતાં. મા બાપે કરેલી ભલાઇને ભુસી નાખશો મા. તેમની નેકીને યાદ કરીને સેવા ઉઠાવશો તો તમારા ધંધા રોજગારમાં બરકત, અને શરીરે તંદોરસ્ત રહી જનસમાજમાં જશ મેળવીને તમે જરૂર કીર્તિવંત થશો. તેમના આશિર્વાદ લેવાને બદલે તેમના તમે શ્રાપ લેવા જેવું કંઇએ કરશો મા; માત્ર નિમકહલાલ રહેજો.

દીગર હરકે બા મરદુમે નાસીપાસ;
કુનદ નીકુઇ માનદ અંદર હેરાસ.
હરાં કસ કે નીકી ફરામુશ કુનદ;
બેરદરા બે કુશદ કે બીહુશ કુનદ.

મા બાપનું ખાધેલું નિમક હરામ કરનારાં હરામખોર કપુત સાથે કોઈ પણ ભલાઇ કરશે તો તે સર્વદા ભયમાંજ રહેશે. જે કછોડાં બચ્ચાં પોતાના ઉપર થએલા માતાના ઉપકારો અને બાપની ભલાઇઓ વિસરી જાય છે, તેઓ પોતાની બુદ્ધિથી ભ્રષ્ટ થાય છે. મૂર્ખ પુત્ર પિતાનો, દુષ્ટ વૈદ રોગીનો, રક્ષણ કરનારો સ્વામી પોતાના માણસોનો, ક્રોધી રાજા પ્રજાનો, ક્રોધી પ્રજા રાજાની, દુષ્ટ પુત્રી માતાની, અને ધનાઢય છતાં કૃપણ માણસ યાચકોના શત્રુજ થઇ પડે છે. રાજા દુષ્ટ લોકોનો, પ્રતિવ્રતા સ્ત્રી વેશ્યાની, સાધુ પુરૂષ ખળ પુરૂષનો, ઉપ્રદેશક મૂર્ખોનો અને મૂવાં મા-બાપને વિસારી મેલનારાં કુપુત્રો પોતાનાં માત પિતાનાં શત્રુજ થાય છે. મા બાપે મરતી વખ્તે જે કાંઈ ફરમાન કે વસિયત કર્યું હોય તેની અમલ બજાવણી પૂરે પૂરી કરનારાં પુત્રો પુત્રિ રૂણ મુક્ત થઇ શકે છે. જીવતાં જીવત મા બાપની આજ્ઞા ઉઠાવનારાં બેટા બેટી ઉપર મા બાપની બેહદ પ્રસન્નતા ઉતરે છે, અને મૂઆ પછી પણ તે માબાપો કહેણુસરનાં નિમકહલાલ બેટા બેટીઓ ઉપર પોતાના આશિર્વાદ ઉતારે છે.

ચુ ફર્માન પઝીરન્દેહ બાશદ પેસર:
નવાઝન્દેહ બાયદ કે બાશદ પેદર.

પુત્ર પોતાના પિતાશ્રીની આજ્ઞા ઉઠાવનારોજ જ્યારે હોય છે, ત્યારે બાપ પણ ઘટિત વિચારે છે અને પુત્ર ઉપર ઉચ્ચ બક્ષેશોનો વરસાદ વરસાવે છે. જરથોસ્તી ધર્મમાં કહ્યું છે કે;

કોઇ શખ્સ મરતી વેળાએ 'અથવા દૂર દશઝ મુસાફરીએ જતી વેળાએ પોતાનાં ફરઝંદને અથવા બીજાંઓને જે કાંઈ વસિયત કરી જાય અને તે વસિયત પ્રમાણે નહીં ચાલીને ઉલટું કરવાથી જે " અંદરઝ ફરમાન " નું મહા પાપ લાગે છે, તે પાપની ગુપ્ત સજા તેનાં નાફરમાન બચ્ચાંઓને ઘણી ભારે ખમવી પડે છે. મા બાપનાં વચનો મ્હોંમાંથી નિકળતાં વેંટજ જે છોકરો તેમનો હુકમ ઉઠાવી લે તે તો હજીએ મધ્યમ કહેવાશે, પરંતુ મા બાપના કહ્યા વગર માત્ર તેમના મનના વિચારો જાણી લેઇ, તેમની હાજત જાણી લઇ, તેમની જરૂરિયાત પિછાની લઇને જે દિકરો મનોમન સાક્ષી રૂપે તેમની સેવા ઉઠાવી લે છે, મરતાં મરતાં ઓચરાચેલી આજ્ઞા પાળે છે, તેને ઉત્તમ છોકરો ગણવા શાસ્ત્રોનું ફરમાન છે. પેગમ્બર સલ્અમે કહ્યું છે, કે જે કોઈ જવાંનિયો ઘરડાં મા બાપનું અપમાન કરે છે તેને ફિરેસ્તાઓ હડસેલો મારીને બહાર કાઢી મેલે છે.

જ્યારે દેવો અને ફિરેસ્તાઓ પણ સ્તુતિ કરવાથી ઝટ વશ થાય છે, ત્યારે માણુસો તો સ્તુતિ કરવાથી વશ થાયજ થાય. માટેજ કોઈ પણ મનુષ્ય જેના તેના મોઢાં ઉપર પ્રત્યક્ષમાં કોઈના અવગુણો ગાઈ શકતો નથી. ગુણ ગાનારો જે દિકરો પોતાનાં મા બાપનું કરજ અદા કરે છે તેનું કરજ કાફ્રન પણ માફ કરે છે; એટલુંજ નહીં, પણ ભગવાન પણ તેનું કેટલુંક કરજ તો જરૂરજ માંડી વાળે છે.

પ્લીની નામે એક ઉદાર પંડિતે પોતાના એક મિત્રને કરજની ખાડીમાં ડુબતો જોયાથી તેનો સઘળો વહિવટ પોતે તપાસી, તેના તમામ લેણદારોને બોલાવી, મિત્રનું કરજ ફિટાડી પોતે પોતાના મિત્રનો એકલો લેણદાર થયો. પરંતુ પ્લીનીનું દેણુ પતવ્યા વગર પેલો મિત્ર તો મરણ પામ્યો. તે કરજદાર બાપની ડાહી દિકરી જે બાપની તંગીમાં સેવા કરતી'તી, તેણી પ્લીની પાસે આવી કરગરીને કહેવા લાગી કે; "કાકાજી ! આપના લેણા બદલ મ્હારા બાપની જે કાંઇ માલ મીલકત છે તે આપ કરજ પેટે લઈ લ્યો !" પરંતુ આ ઉદાર મિત્રે તે માગણી ઉપકાર સાથે ના પાડી, ઉલટી તે પુત્રી પરણી ત્યારે નાણાની મોટી રકમ પહેરામણીમાં આપી, ને કહ્યું કે; "જે દિકરી બાપનું રૂણ ફેડવા ઉભી રહી છે તેનું રૂણ ફેડવા તો અહિં દેવતાઓ આવી ઉભા છે ! જે દિકરો પોતાના બાપની તંગીઓ દૂર કરવાની કોશીશ કરે છે, તેમાં પછી તે ફતેહમંદ થાય કે નહીં પણ થાય, તોપણ ખુદા તો તેના સઘળા ગુન્હા માફ કરે છે."

બાળવયમાં દિકરો તો સદા મંદવાડ ભોગવે, મોટો થઇને સ્ત્રિના કહ્યા પ્રમાણે ચાલી મા બાપવખો ના રહે, લુચ્ચાઇ લફંગાઇ કરે, કેદમાં જાય, માતાને હલકી ગાળો ભાંડે, પિતાને માર મારે, વંઠી જાય, વટલી જાય, તોપણ મા બાપ આવાં બદકાર દિકરા ઉપર પણ મરી મરી કાં ફીટે છે ? કેમકે તે પોતાની જાતિમાંથી, પોતાની કુખેથી ઉત્પન્ન થએલો હોવાથી જાતિ સ્નેહ જોર મારે છે. જરાયુજ એટલે ઓળમાંથી જન્મનારી, અંડજ એટલે ઇંડાંમાંથી જન્મનારી, સ્વેદજ એટલે પરસેવામાંથી જન્મનારી, અને ઉદ્‌ભિજ્જ એટલે પૃથ્વીમાંથી જન્મનારી આવી ચાર જાતિ છે; અને તે પ્રત્યેક જાતિમાં પણ અનેક ભેદ છે. ઉત્તમ જાતિનાં મનુષ્ય નીચના સંગથી નીચ બને છે; પરંતુ જન્મથી જે નીચ તે તો નીચજ રહે છે. બ્રાહ્મણ વટલીને મધ્ય જાતિમાં જાય છે, પરંતુ શુદ્ર વૈશ્ય એ કાંઈ ક્ષત્રિય કે બ્રાહ્મણ થઇ શકતો નથી. જૂઓ કે રૂમનો ભલો શહેનશાહ ઓગસ્ટસ સીઝર મરણ પામ્યો; જેણે નજીક ૪૦ વરસો સુધી રાજપાટ ભોગવ્યું હતું, તેના મરણથી આખી શહેનશાત દિલગીર થઇ હતી. પરંતુ તેની પાછળ તેનો સાવકો બેટો ટાઇબીરીઅસ જે તખ્તે બેઠો હતો, તે તો પોતાના બાપના કરતાં જુદાજ સ્વભાવનો બદ ખસલત નિવડયો હતો; કાંકે બુનિયાદની અસર જુદીજ હતી. 'તોખમરા તાસીર" એ તો કુદ્રતીજ નિયમ છે. બીજ તેવાં ફળ તો થાયજ થાય.

હરિશ્ચંદ્રે અવતાર ધરીને, સત્યની આણુ વર્તાવી;
રામચંદ્રે જન્મ ધરીને, સૂર્યકુળ કીર્તિ વધરાવી;
અર્જુન ધનુષ્યધારીએ, ભૂમિ રક્ષણુ કીધું પ્રેમે;
બાજીરાવની બલિહારી છે, ત્રણે રાખ્યા નેમે.

આગલા ઇરાનીઓમાં જે એક વાત કદી નહીંજ બને એવી અશક્ય માનવામાં આવતી હતી તે એજ હતી કે; "એક દિકરો પોતાના બાપનું ખુન કરે, એવો બનાવ દુન્યામાં કદી બનેજ નહીં!" જો એવો એકાદ બનાવ તેઓ સાંભળતા તો તુર્ત ડોકું ધુણાવી મત આપતા કે; "ખુની દિકરો પોતાના બાપના હલાલ બુંદનો નહીં, પણુ કોઈ હરામ બુનિયાદનું ફરઝંદ તેની માવતર લાવી હશે!"

દરખ્તે બરૂ મંદ ચુન શુદ બુલંદ;
ગર આયદ ઝે ગરદૂન બરૂ બર્ગઝંદ
શવદ બર્ગ પેઝ મૂર્દહો બીખ સુસ્ત;
સરશ સૂએ પસ્તી ગેરાયદ નોખુસ્ત.
ચુ અઝ જાએ ગેહ બોગ્સલદ પાએ ખીશ;
બશાખે નવ આયીન દેહદ જાયે ખીશ.
મરૂરા સેપારંદ ગુલો બર્ગો બાદ;
બહારી બકે દ્દારે રૌશન ચેરાગ.
અગર શાખે બદ ખીઝદ અઝ બીખે નીક;
તો બા બીખે તુંદી મયાદાર રીક. (શાહનામુ.)

એક ફળવંતું વૃક્ષ પૂર બહારમાં ખિલ્યું હોય છે એવામાં કાંઈ આસમાની સુલતાની તુફાન આવી પડે છે ત્યારે તેનાં કુમળાં પાંદડાં પણુ કુમળાઇ જાય છે; અને તે ઝાડની મજબુત બાઝેલી જડ પણુ ઢીલી પડી જાય છે; અને પછી તે બુઢું વૃક્ષ કમ્મરમાંથી વાંકું વળી જાય છે. પછી જ્યારે જમાનાના દોરના સપાટા ઝપાટાથી તે વૃદ્ધ વૃક્ષ મરી જાય છે, ત્યારે વળી તે કોઇક બીજાં નવાં ઝાડ માટે જગો ખાલી કરી આપતુંજ જાય છે. અને વળી તે નવાં ખિલેલાંનેજ આખા બાગની રૌનક મળે છે; અને વસંતના બહારની ખુબસુરતી પણુ તેનેજ ફાળે આવે છે. મગર તે વૃદ્ધનાં ઉત્તમ મૂળમાંથી જો કોઇ સડેલો અને કોહી રહેલો પીળો ફુટે છે તો શાણા માણુસો તે બુઢાં ઝાડને જરાએ બદનામી આપતાં નથી, કેમકે તુફાનના વખ્તમાં પણુ તેજ બુઢાંએ જવાન પાંખડાંઓને ઢાલ રૂપ થઇ બચાવી રાખ્યાં હતાં.

ઢાલ શૂર સંગ્રામમાં, અંગ સજે જયમ આપ;
સંસારી સંગ્રામમાં, સજે ઢાલ મા બાપ.

એક ઈરાની સપુત માટે, આગલા ઈરાનીઓમાં તો મા બાપની સેવા, અને મા બાપની આજ્ઞા, તથા મા બાપ તરફ માન, એજ ઉત્તમ ગુણ ગણાતો હતો. મા બાપની હજુરમાં દિકરો અદબ વાળ્યા વગર ઉભો રહી શકતો નો'તો. પગ ઉપર ઉભાં રહેવા સિવાય તે મા બાપની સમક્ષ બેસી પણ શકતો નો'તો. આ ઉપરથી શાયર ફીરદુશી લખે છે કે;

ચું હંગામે રફતન ફરાઝ આયદશ;
બફર્ઝંદ નવરૂઝ બાઝ આયદશ.
બ ગીતી બેમાનદ ઝે ફર્ઝંદ નામ,
કે ઈં પૂરે ઝાલસ્તો ઈન પૂરે સામ.
બફ ગંરદદ આરાસ્તેહ તાજો તખ્ત;
અઝાં રફતેહ નામો બદીન માન્દેહ બખ્ત.

આ જગત્ છોડીને પરલોક સિધારવાનો જ્યારે કોઇ ઇનશાનનો વખત આવી પહોંચે છે, ત્યારે જો તેને પેટે સપુત પેદા પડેલો હોય છે તો તેને મરતી વખતે જાણે નોરોજનાં નવાં વર્ષ જેવી ખુશાલી ને આનંદ પ્રાપ્ત થાય છે; ઘણીજ ખુશાલી અને આનંદ તે મરતા બાપને લાગે છે. કેમકે દરેક આદમી પોતાના ફરઝંદોથીજ પોતાનું નામ કામ આ જગત્માં કાયમ રાખી જાય છે, અને લોકો બોલે છે કે; આ તો ઝાલનો દિકરો, આ તો સામનો બેટો; ઇત્યાદિ. ટુંકમાં પુત્રથીજ તાજ કે તખ્તની શોભા વધે છે; અને પિતાનો વખત જ્યારે ભરાઇ ચૂકયો હોય છે ત્યારે બખ્તાવર પુત્રજ પોતાના બાપની ગાદી સંપાદન કરવાને ભાગ્યશાળી થાય છે.

એકવાર એક ઇંગ્લીશમેન, એક ફ્રેંચમેન, અને એક અમેરિકન, એક સ્ટીમર ઉપર મુસાફરી કરતા હતા, ત્યારે એક અંગ્રેજે સરફરાઝી લીધી કે; "અમારાં ઇંગ્લાંડના તાજમાં બે લાખની રકમ ખર્ચાઇ છે!" આ ઉપરથી પેલો ફ્રેન્ચમેન હસીને બોલ્યો; "પણ અમારાં પારીસમાં માત્ર એકજ હીરો છે, એટલી કિંમત તો તેની એકલાનીજ છે!" ત્યારે પેલો અમેરિકન બોલી ઉઠયો:–"ઘણું ના હસો, જે છેવટે હસે તેજ ખરો હસેલો કહેવાય. અમારે ત્યાં વૅાસીંગ્ટન નામનો એક હીરો એટલી તો મોટી કિંમતનો છે, કે આખું અમેરિકા આપી દેવાથી પણ તે ખરીદ કરી શકાતો નથી! અમેરિકામાં એકજ સપુત એવો પેદા પડયો છે, કે જેણે માતૃ–સેવાની સાથે સાથે માતૃ–ભૂમિની પણ ઉત્તમ સેવા બજાવીને અમેરિકામાં કેવા સપુત પેદા પડે છે તેનું ઉમદામાં ઉમદા શિક્ષણ આપ્યું છે."

# મા–બાપની સેવા.

(૧૪)

"If a man would not be a stranger in his own house, he must, by every means in his power, strive to render himself agreeable to those companions of his life whom Nature hath provided, chance thrown in his way, that he has himself chosen.

## આજ્ઞા ૩૦ મી.

---

ઘણે ભાગે આર્યાવૃતના હિંદુ લોકો જેટલાં માન અને ભાવથી પોતાના માત પિતાની સેવા ઉઠાવે છે, આજ્ઞા પાળે છે, તેટલાં માન કે ભાવ બીજા લોકોમાં ઓછાંજ જોવામાં આવે છે. એનો સબબ એટલોજ છે, કે બાળપણથી હાળરડાં ગાતાં ગાતાંજ હિંદુ માતાઓ પોતાનાં બાળકોના કાનમાં "મા બાપની સેવા"ના ગીતો ઉતારે છે. પરંતુ માતા જો બાળ્યાવસ્થામાં બાળકની રક્ષા કરે નહીં, પિતા જો પુત્રને સારી શિખામણ આપે નહીં. રાજા પોતાની પ્રજાનું ધન લુંટી લે, અને મા બાપની કે રાજાની પ્રજા વફાદાર ના રહેતી હોય, તો ડહાપણની વાત તો એજ છે કે, દરેક મનુષ્યે માતા, પિતા, ગુરૂ, સ્વામી, બંધુ, પુંત્ર અને મિત્ર સાથે કોઈ દિવસ પણ વિરોધ કરવાનો મનમાં એક ઘડી પણ વિચાર કરવો નહીં. તથા તેમનું અપમાન કરવાનો પણ મનમાં ક્ષણભર પણ વિચાર કરવા નહીં.

**उपकृतमनेन सुतरामित्यसतामस्तिन क्वचिद् पेक्षा।**
**होतुः स्वहस्ते माश्रितमुद्भूतोग्निर्दहत्येव ॥**

દુર્જનને મન તો ફલાણાએ મ્હારા ઉપર ઉપકાર કર્યો છે એવી જરાએ અપેક્ષા હોતી નથી. અગ્નિહોત્રિએ ઉત્પન્ન કરેલો ને સંભાળેલો જે અગ્નિ તે પેલા અગ્નિહોત્રિનાજ હાથ બાળી નાંખે છે. ટુંકમાં, બુનિયાદજાદા ઉપર જરા જેટલો પણ ઉપકાર કર્યો હોય તો તે નિત્ય ઘણો મોટો કરીને ગણે છે, અને ખળ પૂત્રો જે બેબુનિયાદ હોય તેના ઉપર મોટો જેવો ઉપકાર કર્યો હોય તોપણ તે તેને સર્ષવથી પણ છેક ન્હાનો દેખાય છે. પવિત્ર ભૂમિ જે મિથિલા નગરી તેમાં ઇશ્વિરનો મોટો સેવક કસાઇ ભક્ત નામે રહેતો હતો. એની જાણ પડતાંજ કોશીક રૂષિ તેને ભેટવાને ગયા. ગામ લોકને પૂછયું કે; "કસાઈ-ભક્ત" કયાં રહે છે?" કસાઇ શેરીમાં તેમનું ઘર બતાવ્યાથી રૂષિ તે ફળિયામાં ગયા, અને ત્યાં "કસાઇ ભક્ત"થી અધુરૂં જ્ઞાન સંપુર્ણ કર્યું. રૂષિએ કસાઈની સ્તુતિ કીધાથી તે બોલી ઉઠ્યોઃ–"રૂષિજી! આ સઘળું જ્ઞાન તો તમને અપરોક્ષ

માત્ર કહી સંભળાવ્યું, હવે નજરો નજર તમને જ્ઞાન બતાવું !" આમ કહીને મેડા ઉપર રૂષિને લઇ ગયો. ત્યાં તેનાં વૃદ્ધ અપંગ માત પિતા જમી રહીને ધોળાં લુગડાં ઘાલી એક પથારી ઉપર બિરાજમાન થયેલાં તેણે દીઠાં. પેલા કસાઇએ મા બાપનાં દર્શન લીધાં, તેમના ચરણે પડયો, સાષ્ટાંગ દંડવત પ્રણામ કર્યા; એટલે વૃદ્ધ ડોસા ડોસીએ દિકરાને આશિષ દીધાઃ–" તું ઘણું જીવજે !–અમારી સેવા તે ઇશ્વરનીજ સેવા છે. ધર્મથી નિરંતર ત્હારૂં રક્ષણ થજો !" આટલું થયા બાદ કસાઇએ રૂષિને સંબોધીને કહ્યું:–"મહારાજ ! મ્હારૂં દૈવત આ છે. મ્હારા દેવ આ છે. મ્હારાં શાસ્ત્ર, વેદ, યજ્ઞ, જે કહો તો તે આજ છે. મ્હારાં બાળકો ને મ્હારી ઓરત સર્વ એમનીજ સેવામાં સોંપ્યાં છે. આ બન્ને માતા પિતાને હું મ્હારે સ્વહસ્તે અંગોળ કરાવું છું, મ્હારેજ હાથે નિત્ય જમાડું છું. એઓ અશક્ત હોવાથી એમનાં ઝાડા પાણી પણ હુંજ કરૂં છું, જેથી હું વૈભવ ભોગવવા છતાં વળી ભકત કહેવાડું છું, જેથી હું એમજ કહું છું કે; **સર્વ ધર્મ કર્મનો સાર મા–બાપની સેવામાંજ છે.**" પછી કસાઈ કહેવા લાગ્યો કે;

ખુદાતાલાની પેદાશમાં સર્વથી બુઝર્ગ અને પ્યારૂં પ્રાણી તે મનુષ્ય છે, અને સર્વથી હીણામાં હીણું પ્રાણી તે કુતરૂં છે, પરંતુ દાનાવ લોકની આગળ કુતરૂં હક્કનું પિછાનનારૂં અને ગુણજાણું છે, તે એવું કે નાસીપાસ થયેલાં અને અવગુણથી ભરેલાં મનુષ્ય કરતાં તે બેહતર છે.

સગીરા લુકમએ હરગીઝ ફરામુશ:
ન ગરદદ ગર ઝની સદ નોબતશ સંગ.
વગર ઉમરી નવાઝી સેફલઈરા:
બ કમતર ચીઝી આયદ બા તો દર ઝંગ.

એક કુતરે ત્હારો એક લુકમો ખાધો હોય ને તું તેને સો વખત પત્થરા મારે તોયે તેં ખવાડેલા રોટીના ટુકડાને તે ભુલી નહીં જાય. પરંતુ કોઈ પાજી માણસને આખી ઉમ્મર સુધી તું નવાજતો રહે તોપણ સહેજ ઓછું પડયું તો તે ત્હારી સાથે લડવા મંડી જશે. સાકર કાંઇ શેરડી ઉપરથી કીંમત પામતી નથી. એ તો પોતેજ મીઠી છે તે ઉપરથી તેની કીંમત થાય છે. કસ્તુરી તો તેજ કે જે પોતે પોતાની ખુશબો બીજાંને સુંઘાવે છે, ને પોતાને તો તેની સુગંધની મજા આપતી પણ નથી, તે કસ્તુરી તો અત્તારના કહેવાથીજ કિંમત પામીને ઓળખાય છે. દરેક સપુત જાણે એક અત્તરની ખુશબોનો દાબડો છે, કે તે ચુપ રહેલોજ પોતાની ખુશબોનો હુન્નર દેખાડે છે. અને કપુત તો બાજીગરના ઢોલની મીસાલે બહારથી મોટે મોટે ભાષણો કરે ને અંદર ભિત્તરમાં તો ખાલી છે, છતાં બકબકારો કરે છે કે; " હું વફાદાર છું, ઉપકારનો બદલો બેવડો ત્રેવડો વાળનારો છું, અને નિમકહલાલ છું !"

આટલું સાંભળીને કૌશીક રૂષિની એક દિવસ વધારે રહેવાની ઇચ્છા થઈ, અને સવારથી ચારોમારો જોવા લાગ્યા. કસાઇ ભક્ત વહેલો વહેલો પથારીમાંથી ઉઠીને બોલ્યોઃ– "હે પ્રભુ! ત્હારી સેવા કરવાવાળા તો કોટિયાવધી પડેલા છે, મ્હારાં તીર્થ સ્વરૂપ માતા પિતાની સેવાની આજ્ઞા આપો!" એક ગેબી અવાજ સંભળાયોઃ– "મ્હને પહોંચ્યું!" કસાઇએ આભરો ગાભરો મા બાપની પાસે દોડી જઈ બન્નેના પગ ઉપર મસ્તક મૂકી આંસુ પાડી બન્નેના પગ આંખમાં ચાંપ્યા. પિશાબ પાણી કરાવી, દાતણ પાણી કરાવી, રોટલો ખવાડયો. તેમને ઇશ્વર ભજનો સંભળાવી પોતાને કામે વળગ્યો. પરંતુ દર અરધે કલાકે પાછો તેમની પાસે જઈ, "માજી! કાંઈ આજ્ઞા?" "પિતાજી! કાંઈ હુકમ?" આમ નમીને પૂછતો, ને બન્ને ડોસા ડોસી તેના માથા ઉપર હાથ મૂકી આશિર્વાદ આપતાંઃ– "પ્રભુ ત્હારૂં કલ્યાણ કરો!" આવો ને આવો સારો દહાડો મા બાપની સેવામાં પસાર થયા કેડે રાત્રે વાળુ કરાવી તેમને પોઢાંડીને નીચે ભોજન કરવા સારૂ ઉતર્યો કસાઇએ અંગોળ કરી થાળમાં પોતાનું ભોજન કાઢયું, અને અરધો કલાક વિતી ગયાથી વ્હેલો મા બાપની આજ્ઞા પૂછવા દોડયો. અરધી ઉંઘમાંથી મા બોલીઃ–"દીકરા લગાર પાણી પા!" "હા મા" આમ કહી તેણે લોટી અજવાળીને મા બાપનું એલાહીદું રાખેલું પાણી લઇને મેડે ગયો. એટલામાં તો માતાને પાછી ઉંઘ કાઢતી દીઠી; એટલે હવે કઇ વખ્તે કયારે પાછી તેણી પાણી માંગશે તે કેમ માલુમ પડે! માટે કસાઇ ભકત લોટી ધરીને ઉભો ઉભો તે છેક સવાર પડી ને મા બાપ જાગી ઉઠયાં ત્યાં સુધી ઉભોજ રહ્યો! ખાવાનું ખાવાને ઠેકાણે. આખી રાત ભૂખે તરસે ઉજાગરો, ને નવ કલાક ખડે પગે ઉભું રહેવું, એ સેવા ઘણી થઇ ગએલી જોઇ કૌશીક રૂષિ બોલ્યાઃ–'આ સેવા એજ ખરી પ્રભુ સેવા છે! જે પુત્ર માત પિતાની આજ્ઞા પાળે છે, આળસ રહિત તેમની સેવા ચાકરી ઉઠાવે છે, છાયાની પેઠે નિત્ય તેમને અનુસરીને અનુકૂળ રહીને વર્તે છે, ધન મેળવવા માટે પ્રયત્ન કરે છે, ને સર્વ વિદ્યામાં કુશળ હોય છે, તેજ પુત્ર માતાપિતાને પ્રેમ ઉપજાવે છે. પરંતુ જે પુત્ર માતાપિતાથી વિરૂદ્ધ આચરણ કરે છે, દુર્ગુણી હોય છે, અને પૈસો આડે માર્ગે ઉડાવે છે, તે કુપુત્ર માતા પિતાને દુઃખ કરે છે, અને તેની સેવા ભગવાન માન્ય રાખતા નથી.' આટલું બોલી રૂષિજી ચાલી ગયા. રત્ન કદાપિ છાણમાં પડે તોએ તે ચોખ્ખુંજ છે. મટ્ટી કદાપિ આકાશ ઉપર કાં નહીં જઈને આવે તોપણ તે હીણી ને હીણીજ રહેવાની. મા બાપ અશકત કે અપંગ હશે તોએ દીકરાંને તો હીરા મોતી તુલ્ય છે. જ્ઞાની હોય પણ કેળવણી વગરનો હોય તે હિણોજ છે. પણ મૂર્ખને તો તે કેળવણી પણ ગિથ્યા થઈ પડે છે રાખોડી છે તે પોતાની અસલ નસલમાં તો ઉંચી છે, કેમકે અગ્નિ દેવમાંથી તે ઉત્પન્ન થઈ છે, કે જે દેવ ચારે તત્વમાં

બુલંદ દરજ્જો ધરાવે છે, પરંતુ તે રાખોડી પોતાનામાં કંઈજ ગુણ ધરાવતી ન હોવાથી તે પણ મટોડાં બરાબર છે. માટે દરેકમાં પોતાનામાં પણ કંઈ ગુણ જોઈએ. મા બાપની અવજ્ઞા કરનારાં દીકરાં દીકરી પણ વગર ગુણની રાખોડી બરાબરજ છે.

મા-બાપ પ્રત્યે તમારો જેટલો પ્રેમ અને ભાવ, તેટલી તમારી સેવા અને માન વત્તાં ઓછાં જણાશે. પ્રેમ અને મોહબ્બત વગર-બાપનું માન રહેવું મિથ્યા છે. મા-બાપ જેમ જેમ બચ્ચાં તરફ પોતાના પ્રેમની કોથળી ખાલી કરે છે તેમ તેમ તેમની-કોથળી પ્રેમે ભરાઈજ જાય છે, પણ બચ્ચાં કફોડાં નિકળે છે તો તેમના પ્રેમની કોથળી સુકાઈ જાય છે. ગમે એવી ગરીબ કે અનાથ સ્થિતિ મા-બાપની હોય છે, પરંતુ જો તેમનો બ્યાર સુધો સીધો ને સારો નિવડે છે તો તેમની સ્થિતિ રાજા રાણી કરતાં પણ વિશેષ પ્રફુલ્લિત રહે છે. બચ્ચાંમાં જો અંતઃકરણનો પ્યાર અને જીગરથી સેવા બજાવવાની ભાવના હોય છે, તો આપો આપ મા બાપને તેમનાથી સુખ અને શાંતિજ અપાઈ જાય છે. જ્યારે માતાને એમ જણાય છે, કે ૧૮ વર્ષ વેર જે કષ્ટ વેઠીને, સેંકડો સંકટો ખમીને ઉધારેલું બાળક તેમના કહેણુસરનું ને તાબેદાર નિવડયું છે ત્યારે તેમના પેટને જે ટાઢક પડે છે, તે કેવળ અવર્ણનિય છે. નવ માસ સૂધી પેટમાં જે ઠેકાણે તપોટો ને ત્રાસ પડેલો તેજ ઠેકાણે તેમને અને શાંતિ ટાઢક પડે છે.

દીલકા કોઈ હામી દમે બિસમીલ નહીં હોતા,
કમબખ્ત કલેજાભી તો સામીલ નહીં હોતા.
તીર ઉસને લગાયા વહ લગા આકે જીગર પર,
કમસીનહે વહ કયા જાને યહાં દીલ નહીં હોતા.

જેવો દિલ્લીપતિ ઔરંગઝેબ પોતાના બાપ શાહાજેહાંનનો કપુત કહેવાયો, તેવોજ ઈરાન સલતનતમાં શીરોય ઉર્ફે કોબાદ પોતાના બાપ ખુશરો પરવીઝનો કટ્ટો શત્રુ લેખાયો છે. ઔરંગઝેબની પડતી બાપ ઉપર જુલમ ગુજારવાથીજ આવી, કેમકે મરવા પડેલા બાપના ખાટલાની નીચે છતો પાણીનો કુજો હતો તેમાંથી ગોટ પાણી પણ તેણે મરતા બાપના ટળવળાટ છતાં પાયું નહીં. તેજ રીતિ કોબાદે વાપરીને બાપનું મસ્તક છુંદાવ્યા પછી તે સાત મહિના વેર હેરાન ને સરગરદાન થઇ થઈને મૂવો હતો. કેરા ગુમ શવદ રાહે આમુઝગાર; સઝદ ગર જફા બીનદ અઝ રૂઝગાર. જે બચ્ચાં પોતાના વડીલ મુરબ્બીઓએ દેખાડેલા સીધા સરળ માર્ગે નહીં ચાલે તેઓ જો સંકટમાં આવી પડે, અને આકાશી ઘંટીમાં પિલાઇ જાય, તો તેમાં કાંઇજ ખોટું થતું નથી.

સત્યવતી જેવી રૂપસુંદરી ઉપર જ્યારે દૈવવ્રત ઉર્ફે ભિષ્મ પિતામહના પિતાજી આશક પડ્યા ત્યારે તેમના સસરાએ એવી શરત કરવાની ઈચ્છા બતાવી કે; "તેમના મરણ પછી રાજ્યગાદી પણ સત્યવતીને પેટના દિકરાનેજ આપવી!" આ કડક પ્રતિજ્ઞા લેવી તેને માટે કઠણ હોવાથી તેણે બાપને બહુ દિલગીર દીઠો; એટલે ભિષ્મે પોતે થઈનેજ પ્રતિજ્ઞા લીધી કે; "આપના સુખને માટે, હું પ્રતિજ્ઞા લઉં છું, કે રાજ્યગાદી ઉપર મ્હારો કદી પણ હક આજથી રહેતો નથી!" આ પ્રતિજ્ઞાથી પણ સત્યવતીના બાપને સંતોષ ન થયો, કે રખેને પાછળથી હક્ક દાવા માટે લડવઢ થાય, અને ભિષ્મ તો કદાપિ પ્રતિજ્ઞા પાળશે, પરંતુ એને પેટે પુત્રો થશે તે કોઈ બાપનું વચન પાળવાના છે! આ ઉપરથી પોતાના બાપને ખાતર વધારે કડક પ્રતિજ્ઞા લેતાં ભિષ્મ બોલી ઉઠયા કે; 'મ્હારા પિતાજીને દુઃખ ન થાય એટલા માટે હું ફરીથી પરમાત્મા સમક્ષ ઉભો રહી પ્રતિજ્ઞા કરૂં છું કે, હું આખો ભવ કુંવારોજ રહીશ!'' આનું નામ તે પિતૃસેવા. આનું નામ તે પિતૃ ભકિત. આ પુત્રનું પ્રથમનું દૈવવ્રત નામ બદલીને સર્વ લોકે ધન્ય! ધન્ય! પોકારીને ભિષ્મ=એટલે ભયંકર પ્રતિજ્ઞા લેનાર કહી તે દિવસથી તેનું નામ ભિષ્મ પાડયું. અંગ્રેજ પ્રજામાં પણ એવા બે માતૃ-ભક્ત વીરલા થઇ ગયા છે.

પોપ કવિની માય, તેમજ કોષકાર જોનસનની માય બેઉ દિકરાઓને ન્હાની ઉમ્મરના મૂકીને મરણ પામી હતીઓ, પણ આ બન્ને મહા પુરૂષોનો જેટલો બધો માતાઓ પ્રત્યે ભાવ ને ભકિત હતી, તેટલો ભાવ કે ભકિત થોડાજ લોકોએ બતાવી હશે. તેઓને માતાનું સ્મરણ થતાંજ આંખોમાં આંસુ આવ્યા વગર રહેતાં નોતાં: કાંઇ પણ વાતમાં મા-બાપનું નામ આવતાંજ તેમનો ડીઓ ભરાઇ આવતો.

હે માયો ને બાપો! જો તમારાં બચ્ચાં કહેણુસરનાં, આજ્ઞા ઉઠાવનારાં, ને માન આપનારા નીમકહલાલ જોવા ઇચ્છા રાખતાં હો, તો તમારાં દિકરા દીકરીને સોના રૂપાંથી લાધતાં ના. દુષ્ટ નઠારાં સંગાતીઓની સોબત કરવા દેશો ના. તેમને વાચાળ બનવા દેશો મા. તેમની ગરૂરી તોડતાં રહેજો. તેમના હાથમાંથી જુગારના પાસા ઝટ લઇ લેજો. કોઈની પણ ઠઠ્ઠા કે નિંદા તેમને કરવા દેશો ના. ચાકર નફરો ઉપર તેમને હાથ ચાલાકી કરવા દેશો ના. અને કોઈને પણ તેઓ ગાળ આપે તો તેમના ગાલ ઉપર તમારો તમાચો આપજો દાનાવ લોકો કહી ગયા છે કે, વિંછુનું જન્મવું બીજા જાનવરોની માફક નથી. વિંછીના પેટમાં બચ્ચાં રહે છે તે પોતાની માયના પેટમાંનો સઘળો માવો તથા કાળજું સર્વ ખાઇ જાય છે, ને છેવટે માવતરનું પેટ ફાડીને બહાર નિકળે છે. ને પછી જંગલમાં નાસે છે. વિંછુના ઘરમાં જે કાંઇ છાલતાં પડેલાં નજરે પડે છે, તે તો તેની માવતરનાં હોજરી, આંતરડાં વિગેરે છે. એક દાનાવે એનું કારણ એવું કહ્યું છે કે; તે માવતરે પણ બચપણમાં

પોતાના મા-બાપ સાથે એવાંજ સલુક(!) વાપર્યાં, તેથી તેનાં બચ્ચાં પણ પોતાની માય સાથે તેવાજ સકાર વાપરે છે! સેખ સાહેબે ટીકા કરી છે કે;

"પેસરીરા પેદર વસીયત કર્દ;
કે અએ જવાં મર્દ! યાદ ગીર ઇન પંદ;
હરકે બા એહેલે ખુદ વફા ન કુનદ;
ન શવદ દુસ્ત રૂઈ઼ ઓ દૌલતમંદ."

એક બેટાને તેના બાપે વસિયત કરી કે; "હે જવાન બેટા! આ નસિયતને તું યાદ રાખજે, કે જેણે પોતાને જન્મ આપનારાંઓ સાથે વફાદારી નહીં કીધી, તે કદિ પણ કોઈનો વ્હાલો કે દૌલતમંદ થવાનો નથી. વીંછુને કોઇએ પૂછ્યું કે; "ટાઢની મોસમમાં તું બહાર કેમ નથી નિકળતો?" ત્યારે તેણે જવાબ દીધો કે; "ઉનાળામાં તે વળી મ્હને શી આબરૂ મળે છે કે ટાઢમાં બહાર નિકળું?" અર્થાત, મા બાપે કરેલા અનંત ઉપકારોનો બદલો અપકારોથી વાળનારા કૃતઘ્ની કપુતનો કેઠે પણ ઠાર થતો નથી, તે પણ વીંછુજ ગણાય છે.

**कुतः कृतघ्नस्य यशः कुतः स्थानं कुतः सुखं ।**
**अश्रद्धेयः कृतघ्नोहि कृतघ्ने नास्ति निष्कृतिः ॥**

કૃતઘ્નનો યશજ કયાં છે? કૃતઘ્નનું વળી સ્થાન પણ કયાં છે? નિમકહરામ કપુતને સુખ પણ કયાં છે? કૃતઘ્ની કપુતની નિષ્કૃતિજ નથી. મા બાપવખા સપુત પાર્કરે એક ગમ લખ્યું છે કે, "ઘણી વખતે મ્હારા સદ્ગુણોને માટે મ્હારી પ્રસંશા અને વાખવાખી કરવામાં આવે છે, જે સદ્ગુણો ખરેખરા તો મ્હારાં મા બાપના પોતાનાજ છે!" એવા ગુણજાણુ દિકરા તરફ સર્વ જગત્ પ્રેમ રાખે એમાં કાંઇજ ખોટું નથી. એથી ઉલટું

અગર ઝે દસ્તે બલા બર ફલક રવદ બદ ખુએ;
ઝે દસ્તે ખુએ બદે ખીશ દર બલા બાશદ.

અગર જો બદ ખસ્લતનાં દીકરા દિકરી બલાના પંજામાંથી ને બદ બદલાના હાથમાંથી છુટીને કદાચ આકાશ ઉપર પણ જાય, તો ત્યાં પણ તેઓએ પોતાના મા બાપ પ્રત્યે કરેલી નિમકહરામ બદ ખસ્લતના હાથે તેઓ બલામાં આવી પડયા વગર રહેનારજ નથી; એ સત કરીને જાણજો.

---

# મા–બાપની સેવા.

(૧૫)

## મા તે માયો—બાપ ખાટનો પાયો.

"Me, let the tender office long engage,
To rock the cradle of reposing age,
With lenient arts extend a mother's breath.
Make languor smile, and smooth the bed of death.
Explore the thought, explain the asking eye,
And keep a while one parent from the sky." Pope.

## આજ્ઞા ૩૧ મી.

એકવાર કવિ કાળિદાસને રાજા ભોજે પ્રશ્ન કર્યો, કે પુત્રે પોતાના મા બાપની સેવા કરવા શાસ્ત્રકારોએ કહ્યું છે, તે એમાં સર્વથી પહેલી સેવા માતાની કરવી કે પિતાની? ત્યારે કવિ કહેઃ—"મા તે માયો, ને બાપ તે ખાટલાનો પાયો. બાળકની જે સેવા એક માતા બજાવી શકે તે બાપથી બજાવી શકાતી નથી. સ્ત્રી જાતિમાં બાળકનો હાડો ભરવાની જે સહનશીલતા હોય છે તે પુરૂષમાં હોતી નથી. માટે પ્રથમ સેવા માતાની અને બીજી સેવા પિતાની બજાવવી જોઇએ." ભોજ કહે; "બાળકનો હાડો પૂરવાને શું બાપ સામર્થવાન નથી?" કવિ કહેઃ ઠીક છે, કોઇવાર આપણે અજમાવીશું. કેટલાક દિવસ પસાર થયા કેડે એક દિવસે કાળિદાસને દરબારમાં આવતાં દેર થઈ; જે ઉપરથી રાજાએ પૂછ્યું:— "હે કવિ શ્રેષ્ટ! આજ દરબારમાં આવતાં આટલું બધું મોડું કેમ થયું?" કવિ કહેઃ—"મ્હારાજ, આપની દરબારના ભલભલા પંડિતોને હું હારમાં લાવી શકું છું, પરંતુ મ્હારૂં બાળક આજે છેડાયું તે પટાવેલું પટાયું નહીં. ઘણુંએ કીધું પણ જ્યાં સુધી તેની માયે આવીને છારવ્યું નહીં ત્યાં સૂધી તે મ્હારે હાથે સમજાવેલું સમજ્યું નહીં, ને બસ રોયાજ કીધું." રાજા કહેઃ— "એમ તે કાંઈ બને! ચાલો તમે બાળક થાવ અને હું તમારો બાપ થઉં, અને તમે છેડાવ અને રડો, પછી હું તમને ઠેકાણે લાવીશ!" આ ઉપરથી

કવિએ રંડી રડીને તુફાન જગાડવા માડયું. એટલે ભોજ કહે; "બચ્ચા! તને જે જોઇએ તે આલું: માંગ માંગ, જે જોઇએ તે માંગ પણ રડ નહીં." કવિ કહે:—"મ્હને તો ચણા ખાવા ભાવે છે, ઊં ઊં-ઊં!" ભોજે ચણા મંગાવ્યા ને હાજર કીધા, એટલે કવિ કહે:-"મ્હને છોલી આપ નં-એ-એ! ઊં ઊં-ઊં!" ભોજે ચણાના છોલાં કાઢી હાળિયા કરી આગળ મૂકયા; ત્યારે કવિ રોવા લાગ્યો:-"ઊં—ઊં—ઊં! મ્હારા ચણાનાં કોટલાં પાછાં બાંધી આપને-એ એ; મ્હારે તો છોલાં સાથેજ ચણા ખાવા છે એ-એં-એં!" ભોજ કહે:-"હવે કોટલાં પાછાં કેમ જોડાય? માટે બીજું કાંઈ માંગ." "ત્યારે શેરડી મંગાવીને બુકલા કરી આપોની-ઈં-ઈં ઈં!" શેરડી મંગાવીને ભોજે ગંદેરી કરીને આગળ મૂકી, તો રડવા લાગ્યો:—" નહીં, નહીં, મ્હારી શેરડી પાછી આખી કરી આપની ઇં-ઇં ઇં! ઊં—ઊં—ઊં!" રાજાની ધીરજ હવે ખુટી ગઈ, જેથી કવિને કહ્યું;"બચ્ચાં કંઇ આવી માંગણી કરે વારૂં!" કવિ કહે:-"મ્હારાજ! એ કરતાંએ અગવડ ભરેલી માગણી આજે મ્હારાં બાળકે કરવાથીજ મ્હને દરબારમાં આવતાં મોડું થયું. મેં લઇને તેનાં નાંકમાંની નીંટ કાઢી ત્યારે રોવા બેઠું કે; "મ્હારી લીંટ લાવની! મ્હારી લિંટ લાવની!" જયારે મેં સમજાવ્યું કે, બીજું કાંઇ માંગ; ત્યારે રોવા લાગ્યું; "મેડા પર ભેંશ લાવની—મેડા પર ભેંશ લાવની!" નોકર ચાકરને ભેગા કરી જેમ તેમ કરીને માળ ઉપર ભેંશ મંગાવી ત્યારે કહેવા લાગ્યું, "એનું દૂધ દોહી પાવની! પાવની!" પછી દૂધ દોહી હાજર કર્યું તો રોવા લાગ્યું:-" ભેંશના આંચળમાં પાછું દૂધ ઘાલને! ઘાલને!" અંતે કંટાળીને થાકી ગયો એટલે સોટી લઇને ચમકાવી છંછેડીને થોડાક ફટકા માર્યા, એટલે બહુજ રડવા લાગ્યું. એટલમાં તેની માવતર આવી લાગી, વહેલું બાળકને લઈ છાતી સરસું ચાંપ્યું, અને મ્હારા ઉપર ડોળા કકડાવીને તેણીએ તમકડો કર્યો કે; "એકજ દહાડામાં આમ બાળકથી કંટાળી ગયા, તો દરરોજ હું એને કેમ છારવીને સાચવતી હઇશ!" આ મ્હેણું સાંભળીને હું વિચાર કરૂં છું એટલામાં બાળક ચૂપ થઇ જઈ માતાની કેડ પર તો લાડ કરવા લાગ્યું! ત્યારથીજ મેં વિચાર કર્યો કે; "બાપ તે બાપજ; માયની ગરજ બાપથી સરે નહીં. માટે બેટા બેટીએ સર્વથી પહેલી સેવા પોતાની માતાનીજ બજાવવી જોઇએ." એવાંજ કારણે પ્રખ્યાત પુરૂષ નોરમન મેકલિયોદે પોતાના વાઢ દિવસ ઉપર પોતાનાં માયજીને લખ્યું હતું કે:-"માતુશ્રી! પ્રેમનો જે ઝરો અને ભલાઈનો જે વોહ કદિએ અટકી શકે નહીં એ રીતે આપનાં હૃદયમાંથી નિરંતર વહીને મ્હારાં જીગરમાં પ્રવેશ થઈ ત્યાં ઝળકાટ આપે છે, તે તમારા આભાર માટે હું જીવન પર્યંત ઓશિંગણ છું. મ્હારાં જીવનનું સુખ ને શાંતિ તે તમારા પ્રેમાળ ઉપકારોને અવલંબીને છે. આજના શુભ પ્રસંગે પ્રભુના સઘળા આશિષો આપના ઉપર ઉતરજો! માતુશ્રી! આ પ્રાર્થના કીધા સિવાય હું મ્હારી વર્ષગાંઠ ઉજવી શકતો નથી!"

**"नास्ति मातृ समा छाया, नास्ति मातृ समा गतिः।**
**नास्ति मातृ समा त्राणं, नास्ति मातृ समा प्रिया ॥**

દીકરાંને પોતાની માવતરના જેવો શીતળ છાયો બીજો એકે નથી. એક માય જેવી ગતિ છોકરાં જોડે રાખે છે તેવી ગતિ બીજા કોઈથી રાખી શકાતી નથી. બાળકને પોતાની માતાજીના સંરક્ષણમાં જેવું રહેવા ગમે છે, એવું બીજા કોઇનાં રક્ષણમાં રહેવું પસંદ નથી. બાળકને પોતાની માયના જેવું અખંડ વ્હાલું, અને બેહદ પ્રિય બીજું કોઇએ હોતું નથી. માટે બ્હેનો ને બંધુઓ! તમે ઉમ્મરે પુગતાંની સાથેજ કોઈની પણ પવિત્ર સેવા બજાવવા ચ્હાતાં હો તો તમારી માતાની સેવા પહેલી બજાવજો. તેણીએ ન્હાનપણમાં તમારી કેવી કેવી સેવા બજાવી છે તેની તમને ખબર હોતી નથી, એટલા માટેજ ઉપલું દ્રષ્ટાંત તમને બતાવ્યું છે, કે તેણીએ તમારાં કેવાં કેવાં કૌતકો વેઠયાં હશે તેનું તમને આજે ભાન થાય. માતાજીનું બુંડું કરવાની તમે જરા કલ્પના સુધ્ધાં કરશો મા. છેવટે તમે ફજેત થઇ પસ્તાવો કરવા તૈયાર હો તોજ મોટપણે તમારી માતાને રંજાડજો. કાંકે, સર્પના ઝેરી દાંતા કરતાં પણ નીમકહરામ અપકારી પુત્રના ઝેરી દાંતોનો ડંશ તેના માબાપને વધારે ઝટકો મારે છે. ફિલસુફ કેટોનો એક સાદો પોશાક રોમના પેલા માયમારૂ પાદશાહ નીરોએ રૂપ્યા ૧૦૫૦૦૦ જેટલી કિંમતે ખરીદ કર્યો, ત્યારે એક દરબારીએ પૂછ્યું કે; "કોડીને કામનો નહીં એવો જુનો ખખ પીળો પોશાક આટલી બધી કિંમતે ખરીદ કરવામાં તમને શી શોભા મળી?" ત્યારે નીરો કહે, "પુજ્ય જુના તત્વવેત્તા કેટો તરફના માનને ખાતર મેં ફીલસુફીની સેવા બજાવી છે!" એટલે ઝટ એક દરબારીએ હિમ્મતથી ટોણો માર્યો:-"જે માવતરે આપને આ શરીરનો ઉત્તમ દેહરૂપી પોશાક આપ્યો તેણીને તો આપે મારી નાખી તો જે અમુલ્ય પોશાક તમને જેણીએ મુફત આપ્યો, તેના પ્રત્યે તમે હવે શી મોટી કિંમત આપવા તૈયાર છો?" આ ઉપરથી શેકસપીઅરે સંતાપ કર્યો છે કે;

"How sharper than a serpant's tooth it is
To have a thankless child!"

ઉપલું મ્હેણું નીરોને એવું તો સજડ લાગી ગયું, કે તેણે ચલાવેલી પોતાની માતા પ્રત્યેની નાલાયક ચાલ માટે ત્રણ દહાડા ને ત્રણ રાત વગર ખાધે પીધે રોઇ રોઇને એકાંત પડી રહી પસ્તાવામાં પસાર કીધી. માબાપની સેવા બજાવવાનો પૂર્ણ ન્યાયથી ભરેલો ઇશ્વરિ અચળ નિયમ આ લોક ઉપર પોતાની સત્તા ચલાવતો હોવાથીજ બચ્ચાંના ઉપર અગાધ પ્રેમ મા બાપનો હોય છે; અને તેજ નિયમે કરીને જેવી સેવા ચાકરી પુત્રાંપુત્રિ પોતાનાં મા બાપની બજાવે છે, તેવીજ સેવા ચાકરી વળી તેમનાં દીકરાં દિકરી બજાવતાં આવે છે; અને જેવું કરે છે તેવુંજ પામે છે. જો બડફાટીને સેવા ચાકરી (!) કરે છે, તો તેનાં બચ્ચાં પણ તેની તેવીજ ચાકરી

બન્દગી કરે છે, અને તેમને સહાય થવા જેવી ચાકરી કરે છે તો તે પણ તેવીજ સેવા પામે છે. જે દીકરાં દીકરી પોતાના મા બાપને રંજાડે છે તેમનાં બચ્ચાં તેઓને પણ રંજાડવાનો કુદ્રતી કાયદોજ થઈ પડેલો હોય એવું આપણે જોતાં આવ્યાં છિયે. બધાં દુઃખોમાં કપુત દીકરા દીકરી તરફનાં દુઃખો નહીં ખમાય એવાં જબુન હોય છે. પરંતુ તેજ કપુતોને તેમનાં કફોડાં બચ્ચાંઓ તરફથી તેવુંજ દુઃખ પહોંચે છે, ને તે વિશેષ કાટીલ હોય છે. માબાપ જેવાં સુખ દુઃખ પોતાનાં બાળકોને આપશે તેવાંજ તેઓ મેળવશે; અને દીકરા દીકરી જેવાં સુખદુઃખ માબાપને આપશે તેવાંજ તેઓ પણ મેળવશે. એટલે દીકરા દીકરી જેવાં સુખ દુઃખ માબાપને આપશે તેવાંજ તેઓ આપીને પાછાં લઇ શકશે. એ નિયમાનુસાર છોકરાં બચ્ચાં પોતાના ઉપર જે જે સુખ શાંતિ અને આબાદી બરબાદીના આશિર્વાદ કે શ્રાપ સંતાપ લાવી મૂકે છે તે તે ઈશ્વરિ પ્રેરણાનો ગુણ હોવાથી, જેમણે પોતાનાં બચ્ચાંઓ તરફથી ઘડપણે સેવા ચાકરીની ઉમેદ રાખવી હોય, તેમણે પ્રથમ પોતાનાં માબાપની સેવા ચાકરી ઉઠાવવાની કુદ્રતી જરૂર છે. મહારાણી વિક્ટોર્યા પોતાના પુજ્ય વડીલોની વાપરેલી જુની પુરાણી વસ્તુઓ બહુ સંઘરતાં હતાં. સ્કોટલંડની રાણી મેરી ઉપર ફ્રાન્સ દેશની પ્રજાએ જે લેસો ભેટ મોકલી હતી, તે કંઇ વર્ષોની જુની ખખ થઇ ગએલી છતાં રાણીજીએ જીવની માફક તેને જાળવેલી હોવાથી, તેમનાં ફરઝંદો જ્યારે તેનું કારણ પુછતાં, ત્યારે મોટાંમાય એટલોજ ઉત્તર દેતાં કે; "વડીલોના જુના પોશાકો, તેમના ઢોલિયા, અને તેમના બાલ, ટોપી, તથા દાંતોનો સંગ્રહ, તેમજ જ્યોર્જ રાજાઓએ વાપરેલી ગાડીઓ, તલવારો, બખ્તરો, અને ખત પત્રો તેમણે સંઘરી રાખવાનું કારણ, વડીલો તરફના માન અને પુજ્ય બુદ્ધિનુંજ છે." અને વડીલો તરફનો તેમનો આવો પ્રેમ દેખી કુદ્રતી રીતે તેમનાં સર્વ બચ્ચાં તેમને મોટાંમાયનું પૂરેપૂરૂં માન આપતાં હતાં. ભાઈઓ ને બ્હેનો! તમે તમારાં માના પેટમાં હતાં ત્યારથી તેણીએ તમારા થકી કેવા કરટોરા કર્યા છે, તેનો જો તમે ખ્યાલ કરો તો તેણીના ઉપકારો કદીએ તમારાથી વાળી શકાવાના નથી; તોપણ તમે તેણીનું ઘડપણ સાચવો, અને તેણીને માન આપી તેનું પુરૂં કરશો તો કંઈક અંશે પણ તમને બદલો વાળ્યાનો સંતોષ થશે. એક જવાન બેટો ખાઇ પીને અલમસ્ત સિંહ જેવો જોરાવર થએલો તેની માતાએ દીઠો. તે હાથીને પણ મૂક્કી મારે તો તેનું છઠ્ઠીનું ધાવેલું દૂધ ઓકાવે એવો બળવાન તેની માતાને જણાયો. પછી તો છકી બકી જઇને તે પોતાની માતાને પણ તમન્ચા મારી હાંડમાર કરવામાં સરફરાઝી સમજીને પોતાને "વાઘ" કહેવડાવવા લાગ્યો. માય-મારૂ આ દિકરાએ એક દિવસે માતાને પછાડી નાંખી, ત્યારે તેણી ધીમે રહીને ધીમે સાદે બોલીઃ- "દીકરા! તું જ્યારે અશક્ત, નાતવાન ને તાવદાન જેવો હતો ત્યારે ત્હારા

જેવા વાઘને તો હું મ્હારી કેડ પર બેસાડીને આખું ગામ ઢુંઢી મારતી હતી. ચાર કોશ ઉપર રહેતા વૈદને ત્યાં ત્હારૂં ઓસડ કરાવવા તને હુલાવતી હુલાવતી લઈ જતી હતી. તે વાત જો તું યાદ કરે તો આજે ઘરડી થએલી, અશક્ત બચ્ચું જેવું બનેલી ત્હારી નબળી માતાને મારફાડ કરવાને બદલે કેડ પર બેસાડીને ત્હારી વારી પ્રમાણે હવે વૈદને ત્યાં લઈ જા, મ્હને બહુ વાગ્યું છે!" પેલો નાપાક દુકતો તુર્તજ રડી પડયો, ને જે જમણા હાથે તેણીને મારી હતી તે હાથ ઉપર પાણી છોડીને બેલ ભંડારમાં* મૂકી દઈને રોતો રોતો માતાની સેવા ચાકરી કરવા લાગ્યો. આ ઉપર નર્મદે ગાયું છે કે,

"થયો ગર્ભરૂપે જે દહાડેથી પેટે, ઉછેર્યો સુસંભાળથી ભરિ નેટે:
જન્માં સારૂં સારૂં રહ્યાં રાજી રાજી, વળાએ નહીં પાડ માયાળુ માજી.
થયા પાંચ જ્યારે અભાવો થયાજી, તિખું ખાટું ખારૂં ન ખાવે ગયાંજી:
કદાપિ થતી રૂચી તોએ ઉંનાજી, વળાએ નહીં પાડ માયાળુ માજી.
થયો પૂર્ણ હું ને પડયું માથું હેઠાં, તમે દુઃખ મારે લિધે મોટ વેઠયાં:
અરે છેક જાહાં સુધી થાળિ વાજી, વળાએ નહીં પાડ માયાળુ માજી.
નહીં એટલેથી તમે આટપ્યાંજી, અસંખ્યાત દુઃખો પછી તો સહ્યાંજી:
કર્યાં કાજ તે સાનમાં જે કહ્યાંજી, વળાએ નહીં પાડ માયાળુ માજી."

ગરીબ માબાપે જન્મ આપી, ઉધારી, ઉછેરીને કેળવણી આપી દુન્યામાં જે બેટા બેટીને આગળ પડવાનું કરી આપ્યું હોય છે, તેજ બેટાબેટીઓ જો તેમની જઈફીના વખ્તપર તેમની સેવા ચાકરી નહીં બજાવી બેવફા નિવડે, કૃતઘ્ની નિવડે અથવા મા બાપને દુઃખ દે, તેમને માટે આપણે ન્યાયની રીતે પણ શું અફસોસ નહીં કરીશું? એથી ઉલટું, જ્યારે કેટલાંક ગરીબ માબાપને પેટે જન્મ લઈ નામાંકિત અને શ્રીમંત થનારા બેટાઓને આપણે એવી વાતો કહેનારા જાણચે છિયે, કે પોતાની જાહોજલાલી, મોટાઇ, અને શ્રીમંતાઈના વખ્તમાં તેમને મનથી એટલોજ ખરેખરો ને વટવટો રહી ગયો હોય છે કે; "અરે પ્રભુ! મ્હારો આજનો દહાડો, મ્હારી આવી જાહોજલાલી, અને મ્હારો આવો સારો વખત જોવા મ્હારાં માય બાપ નહીં જીવ્યાં! તેઓ જો આજનો મ્હારો બુલંદ દરજ્જો દેખત તો કેટલાં બધાં હરખાઇ મલકાઇ જાત!" પરંતુ આવા ગુણજાણુ કદરવંતા સપુતે એટલું જાણીને એટલો તો સંતોષ લેવોજ જોઈએ, કે જે ભુવન ઉપર તે ભલાં માબાપો શાન્તિમાં સુતેલાં છે ત્યાંથી પણ તેમના સપુતની મોટાઇ દેખીને તેઓના આત્મા ખુશાલ શાંતિ પ્રાપ્ત કરીને ખુશનુદ થાય છે. એટલા

---

* આગલા વખ્તમાં જ્યારે એક રાજા પોતાના શત્રુ રાજાને હાથે હાર પામતો, તો તલવાર મારવાનો પોતાનો જમણો હાથ નકામો પડેલો ગણીને તેને "બેલ ભંડાર"ને અર્પણ કરી દેતો. [પુજાને માટે બેલીના પાંદડાં જે ઓરડામાં ભરી રાખવામાં આવે તેને બેલ-ભંડાર કહે છે.] તે હાથ જુદો જેવો પાડી રાખતો. તે હાથે ખાવું પીવું કે કંઇજ કામ કરવામાં નો'તું આવતું, જેથી તે અમથો લટકતો રહેતો. જ્યારે કોઈ બીજી લડાઇ તેજ હાથે મારવામાં આવતી અને પાછી જીત મેળવવામાં આવતી ત્યારેજ પાછો તે હાથનો ઉપયોગ કરતો હતો.

માટે, હે વાંચક બ્હેનો ને બંધુઓ! **मातृ देवो भय, पितृ देवो भय, आचार्य्य देवो भयः** તમારાં માયજીને દેવતાજ સમજો, તમારા બાવાજીને ઈશ્વરજ જાણો, અને તમારા ગુરૂજીને પણ પ્રભુ સમાન માનો. તમારા પિતાને ખરાં જીગરથી માન આપો; પરંતુ તમારી માતાની કાળજી ફીકર તમે ભુલશો મા. તમારે માટે તેમણે જે કાંઈ કર્યું છે તેનો હજારમો હિસ્સો પણ તમારા જાણવામાં આવ્યો નથી, પરંતુ બીજાંના કહેવાથી તમે મોટા થઇને સમજીને જાણી લો, કે તમને ઉછેરવામાં તેમણે જે દુઃખો વેઠયાં છે, તેની આગળ તમો ભાઈઓની નવી આવેલી પેઢી તો આજ કાલની છે. "દોલત મ્હારો પરમેશ્વર, ને અસતરી મ્હારો ગુરૂ; માબાપ તો ઘરડાં ઘેલાં, સેવા કેની કરૂં?" આ મતના દયાહીન બેટાઓ ઘેરના પીરને તેલનો મલીદો ચઢાવી, પરઘેરના પીરને ઘીનો મલીદો ખવાડી નીમકહરામ થાય છે, તે વેળાએ બુઢાં માબાપને જેટલો સંતાપ થાય છે, એટલો બીજા કોઇ પણ ભારેમાં ભારે દગાથી થતો નથી. માટે સપુત થવા માટે કોઇ પણ બેટા બેટીએ પોતાના માબાપના ઘડપણમાં તેમને દગો દેવો નહીં. દાદર અહુરમજદે અશો જરથુસ્ત્રને પહેલું દફતર એ હુકમનું આપ્યું હતું કે: "મા આઝારયોઇશ ઝરથુસ્ત્ર પોઉરૂષસ્પેંમ મા દુઘધૂમ!" અય ભલા જરથુસ્ત્ર! ત્હારા પિતાશ્રી પોરૂશસ્પને અને ત્હારાં માતુશ્રી દોગદો માતાજીને તું જરા પણ દુઃખ દઇને આઝુર્દે કરતો ના. માતા પિતાના દોષ પણ મનમાં ન લાવતાં, તેમની કસુરની પણ ખામી ન બતાવતાં, માન, અદબ, વિવેક અને મેલાજાથી તેમની ગેરહાજરીમાં મનથી પણ તેમનું જરા સરખું નબળું વિચારવું નહીં. જે હલકાં પાત્ર થોડી ઘણી કેળવણી લીધાથી છલકાઇ અધરાઈ જઇને બુઝર્ગ વડીલોનો અંદાજો મલાજો રાખતાં નથી, અને પોતે જાણે બધું દુન્યાદારીનું શિખી સમજીને પરવારી ચૂકયાં હોય એમ માની લઇને મા બાપને ડોસો,-ડોસી; ડોકરો,-ડોકરી કે વાંદર-વાંદરી કહી બેમલાજાનું વર્તન ચલાવે છે, તેઓ ચાલતે દહાડે સુખી તો થતાંજ નથી, અને પાછળથી તેમને બહુજ પસ્તાવો થવાનો છે. મી. ઈ. ગુ. ફ્રાજલનો ઘણાં વર્ષો ઉપર વાંચવામાં આવેલો બોધ-લેખ હું હવે પછી રજુ કરીને દરેક જવાનોને વિનંતી કરૂં છું, કે તેઓ સ-વેળાએ ચેતીને ચાલે.

ઈંગ્લંડની અંદરનાં એક ગામડાંના કબ્રસ્થાનમાં એક શખ્સ ફરતો હતો, એવામાં તેની નજર એક જુવાન પુરૂષ ઉપર પડી; જે એક હાથ એક પથ્થરના ટુકડા ઉપર ટેકવીને બીજો હાથ આકાશ તરફ ધરી. જાર બેજાર રડતો હતો. આ પુરૂષની આવી હાલત જોઈને તે જવાનને તેણે દિલાસો દીધો; જે ઉપરથી તે જુવાન પુરૂષ નીચે મુજબ બોલ્યો:—

"અરે સાહેબ! કોઇ દિવસે પશ્ચાતાપનો ચટકો તમે ખમ્યો છે? તમે જાણો છો, કે બદ કામની જીંદગી ગુજારી આંખ ચોળીને જોવું, કે હવે વખત વહી

ગયો છે, તે કેવું લાગે છે? એવીજ મ્હારી હાલત છે. અને મ્હારા સરખા નેરમંદ માણસને એક અબળાની માફક તમે રડતો જૂઓ છો તેનું પણ કારણ એજ છે"

"આ જે પથ્થર છે તેની તળે મ્હારી મરનાર માતા હંમેશની ખુશ નિદ્રામાં પડી છે. મ્હારી માતા સરખી માતા તો થોડાંજ ફરઝન્દોની હશે! જ્યારે હું નાનો છોકરો હતો, ત્યારે મ્હારી માતાની મિઠાસ અને હેત ભરી આંખો જે મ્હારી ઉપર વળતી હતી, તે આંખોનો ખ્યાલ વારેઘડીએ મ્હારા સ્વપનામાં આવ્યા કરે છે. મ્હારો બાપ મ્હને નાનો મૂકીને મરી ગયો હતો, અને હું તેણીનું એકજ પુરૂં ફરજંદ હતો. અરે! તેણી કેવી રીતે મ્હને ચ્હાતી હતી! તેણીનો ખ્યાલ, તેણીનો સઘળો જીવ મ્હારામાંજ ભરાયેલો હતો. કંગાલિયત તો તે વખતે અમારે ત્યાંજ વસતી હતી, તેથી કોઈ વખતે મ્હારી માદર પોતાની ભૂખને પણ મારતી હતી, કે રખેને મ્હારા ખોરાકમાંથી એક નવાલો કમતર થાય! જ્યારે ઉનનાં કપડાં પહેરીને, જાણે કોઇ અમીરનાં ફરજંદની માફક હું બહાર રમતો અને કુદતો ત્યારે મ્હારી હેતવંતી માદર કકડતા શિયાળામાં અંગ ઉપર એક ફાટું તૂટું ચિંઠડું ઘાલી ઠરઠરતી હતી. અરે! પણ જેમ જેમ હું મોટો થતો ગયો તેમ તેમ તેણીની હું નાફરમાની કરતો ગયો. આળસે મ્હારામાં ઘર કીધું, અને જ્યારે મેં નિશાળ ત્યજી ત્યારે મ્હારા મગજમાં એવો ફાંટો આવ્યો કે માતાની આજ્ઞા પાળવી એ તો બાયલાનું કામ છે! તે જરા બોલતી તો હું રાતો પીળો થઈ જતો, અને મ્હારી સઘળી મોજમજામાં મ્હારી માદરને એક પથ્થરા સમાન સમજતો હતો; કારણ કે છાકટા અને આળસુ છોકરાઓ સાથે મેં દોસ્તી રાખી હતી." હ્યાં તે છોકરો ડુસ્કે ડુસ્કે વળી પાછો રડવા લાગ્યો. પણ થોડો વાર રહીને ફરીથી બોલ્યો કે; "એક દહાડે હું એટલો તો આજારી પડયો કે મરવાની અણિ ઉપર આવ્યો હતો. મ્હારી માદરે અતિ ઘણી મ્હારી ખીદમત કીધી, જેની યાદદાસ્ત કદી પણ મ્હારા દીલમાંથી વિસરાઇ જનાર નથી. હજુ પણ તેણીનો ઠંડો નરમ હાથ જાણે મ્હારી ઉપર ફરતો હોય નહીં શું, એવું મ્હને લાગે છે, કે જે હાથમાં વૈદનાં વસાણાં કરતાં પણ વધારે ગુણ હતો. તે વખતે મારૂં દીલ પિગળી ગયું હતું, અને મ્હારી માદરને મેં સારી ચાલ ચલાવવાને ઘણાં વચનો દીધાં હતાં. આંખમાં આંસુ લાવીને મેં તેની માફી ચાહી, ત્યારે તેણીનાં મોઢાંપર અજબ જેવી ખુશાલી પથરાઇ રહી. અને હું સાંભળતો હતો, કે જેમ જેમ મ્હને સુખાકારી થતી ગઇ તેમ તેમ તેણી ઇશ્વરના ઉપકાર ઉપર ઉપકાર માનતી ગઇ; પણ અફસોસ! એ તો માત્ર મોતથી બીધેલાંનાંજ ફાંફાં હતાં! પાછું મ્હારામાં અસલ જેવું કૈવત આવતાંજ પાછો મેં આગલોજ રસ્તો ફરીથી ધર્યો. છાકટા દોસ્તો સાથ પાછી પીઠાંઓની મુલાકાત લેવા લાગ્યો. આ વખતે મ્હારી માદરને લાગેલા ગમનું બ્યાન કોઇ પણ શબ્દોથી થઇ શકનાર નથી. હું ધારૂં છું કે, મ્હારી ખરાબ ચાલથીજ તેણીનું દીલ ફાટી ગયું,

તેણીનાં ગાલમાંથી રતાશ ગૂમ થઇ ગયો, તેણીની નાજુક આંખોનું તેજ ઝંખ મારી ગયું, અને તેણીના સુંદર બાલ ઉપર રૂપેરી ઢોળ ચઢવા લાગ્યો. મ્હારા સઘળા પડોશીઓ મ્હારી માદરની દુબળી હાલત વીશે મને વારંવાર ઠપકો આપતા, પણુ હું તેમને ગુસ્સાથી કહેતો હતો કે; “ ખાલી ફિસિયારી ના કરો.”

“ એક રાતે હું ખૂબ દારૂ પીને ઘરમાં આવ્યો, અને સવારે પાછો બહાર જતો હતો, એવામાં મ્હારી માદરે વિનંતિ કીધી કે, આજનો દિવસ તો તું મ્હારી સાથેજ રહે! જો બેટા! ત્હારે સારૂ ભઠ્ઠીમાં મેં કાંઈ મેલ્યુ છે, તે તુંને પસંદ પડશે; માટે આજનો દિવસ મ્હારે ખાતર મ્હારી આગળજ બેસ!” એમ મ્હારી ફરેસ્તા ખસ્લતની માદર બોલી; પણુ તે દિવસે મ્હારા છાકટા છોકરવાદી સોબતીઓ સાથે હું .પીઠે પીઠે ફરનાર હતો, જેથી મેં ચટકો કરી તેણીને હડસેલી દીધી. અંતે તેણીની આંખોમાંથી આંસુની ધારા ફાટવા લાગી, અને તોપણુ તેણી પોતાના મધુર અવાજે બોલી કે, “બેટા! મ્હારા જીવ જાન બેટા! આ ફાંની દુનિયામાં હું વધારે વખત કાઢું એમ હવે મ્હને લાગતું નથી, અને કદાચ આ તુંને મ્હારી છેલ્લીજ અરજ પણુ હોય!” અરે દોજખી જમાના! આ ત્હારો શું દ્દાર! ત્હારી બેડીમાં મ્હારા હાથ થોકાયેલા, એટલે કયાંથી જઇને મારી હેતવંતી વ્હાલી માદરને હું ગળે લાગ્યું! કયાંથી જઇ તેણીનાં પગસે મ્હારૂં માથું મેલું! હું જેવામાં બહાર નિકળું છું તેવામાં મ્હારી માદર બારણુંની વચ્ચે ઉભી રહી અને પોતાનો નરમાસ ભર્યો હાથ મુજ પર મેલીને બોલી કે, “બેટા, નહીં! તું આજે તો બસ થોભીજ જા! બહાર નહીં જા દીકરા!” ગુસ્સામાં આવી જઇ જોરથી એક હડસેલો તેણીને મારી હું બહાર નિકળી પડયો. એકવાર પાછું ફરીને પણુ મેં તેણીના તરફ જોયું નહીં! મ્હારૂં હૈડું એટલું તો શૂન્ય મારી ગયું હતું, કે તે વખ્તે તો આ મ્હારી હીનપસતી ભરેલી ચાલનો મ્હને જરાપણુ વસવસો થયો નહીં, અને મ્હારા નીશાબાજ સોબતીઓના ખ્યાલમાં ને ખ્યાલમાં દારૂની કેફમાં ને કેફમાં મ્હારી વ્હાલી માદરની યાદદાસ્ત પણુ મ્હારાં મગજમાંથી સઘળી ધોવાઇ ગઈ! થોડા વખત પછી મ્હારા એક પડોશીએ આવી જાણે મ્હને ઊંઘમાંથી જાગૃત કીધો, અને તેણે મ્હને વિનંતિ કીધી કે; “ત્હારી માયને જો ત્હારે જીવતી જોવી હોય તો મ્હારી સાથે ઘેર ચાલ!” એ પછી શું થયુ તેની મ્હને ખબર નથી. મ્હારી નાડી જાણે ધબકતી બંધ થઇ ગઇ હતી. જયારે હું પાછો હુસિયાર થયો ત્યારે અમારા પાદરી સાથે, મરતી માદરના ઓરડામાં હું ગયો. નહીં બોલાય એટલી દિલગીરીથી હું તેણીની ઉપર વાંકો વળ્યો, અને તેણીનાં મોતનો પેગામ આવ્યો છે, એવું સમજીને હું ત્યાં રડતોજ ઉભો રહ્યો. મેં તેણીને હાંક મારીને બોલાવી, તેણીની માફી ચાહી, તેણીને માટેની ભક્તિમાં મ્હારો તમામ જીવ રેડયો—પણુ વખત વહી ગયો

હતો ! ફરીથી તેણીનો સાદ સાંભળવાનું આ દુનિયામાં મ્હારી સરજતમાં હતુંજ નહીં ! એવામાં જેઓ તેણીના બિછાના આગળ હતા, તેઓએ તેણીમાં એકાએક ફેરફાર થએલો દીઠો. તેણીએ દિલગીર ચહેરે પણ હેત ભરી આંખો ઉઘાડીને મ્હારી તરફ એકવાર છેલ્લું જોયું, અને બીજીજ પળે તેણી જમને તાબે થઇ; તેણીની આંખો નિચઈ ગઈ, અને આ ફાની દુનિયામાંથી મ્હારી કદરવંતી માતા ચાલતી થઇ. આહા ! તે દેખાવ તો હું મરીશ ત્યાં લગી હું ભૂલનાર નથી. એ બનાવ પછી મ્હને પુરતી યાદદાસ્ત તો નથી, તોપણ મ્હને ખબર પડી કે, મ્હારી વ્હાલી માદર મરણ પામી, અને મેંજ તેણીનો જાન લીધો ! મ્હારી નાફરમાની ભરેલી ચાલથી તેણીનાં દુઃખને મેં વધારી દીધું, અને ગુસ્સાથી મેં જે તેણીને આંચકો માર્યો હતો, તે આંચકાથીજ મેં તેણીનાં દુઃખનો અંત પણ આણ્યો હતો ! ઘણા દહાડા સુધી હું આ અને આવતી દુનિયા વચ્ચે ડોળતો રહ્યો. પછી મ્હારી માદરની ઘોર ઉપર મેં કસમ લીધા, કે ફરીથી શરાબનું નામે લેદંશ નહીં, કે જે શરાબથી મ્હારી પ્યારી માતાને મેં દુઃખ કર્યું, અને આજે હું આવા ફેજે પહોચ્યો છું. અને આજ શરાબથી હું આ દુનિયાને અકારી કરી જમરાજને તેડું કરૂં છું, કે મ્હારાં ડૈડાંનાં ડંખમાંથી હવે જલદી હું વેગળો થાઉં. મ્હારી વ્હાલી માદરની તશવીર મારાં બિછાનાના તકીઆની નીચે મેળેલી છે, અને જેમ કંજુસો પોતાનું સોનું વારે ઘડીએ જોયા કરે છે, તે કરતાં પણ વધારે વખત હું તેણીની તશવીરને જોયા કરૂં છું. જે માન તેણીનાં જીવતાં જીવત આપવું જોઇતું હતું તે માન તેણીની નેક યાદથી હવે હું તે તશવીરને આપું છું. જે જગ્યામાં તેણી મરી ગઇ તે જગ્યામાંથી નિકળી હું ઘણા વરસો સૂધી બહાર ભટકયો છું, પણ આ મુલાકાત પાછી મ્હારી નાનપણની જીંદગી યાદ કરાવે છે, અને જો કે હમણાં એક નેક ઓરત અને ગુલાબ સરખાં બે બાળકોથી મારૂં ઘર ઘણુંજ મીઠું છે, તો પણ મારી વ્હાલી માદરના મોતનો ડાઘ તો મારાં મોતથીજ પ્રીટશે. હાલ મારી હાલત ઘણીજ સારી છે, પણ મારી વ્હાલામાં વ્હાલી માદરને પાછી આ દુન્યામાં જીવતી જોવા સારૂ મારી સઘળી માલ મતા કે અસ્કિયામત આપવા પણ હું તૈયાર છું.—" અરે ઓ ભલા ગ્રહસ્થ ! તમે કોણ છો તેની મને ખબર નથી; પણ જો જુવાનીઆઓ તમારી શિખામણ માનતા હોય તો મ્હારી આ ખરી બનેલી વાત તેમને કહેજો, અને આ દુનિયાનો **મહા સાગર** જો પાર કરવા માંગતા હો, જો મનની અને દીલની શાંતિ ભોગવવા માગતા હો, તો અરે ભલા માણુસ કહેજો તે જુવાનીઆઓને, કે **શરાબથી** અને બદ **સોબતીઓથી** દૂર રહેજો, અને ઇશ્વરની સર્વેથી પવિત્ર બક્ષીશ કે જે પોતાની વ્હાલામાં વ્હાલી **માદર**, તેને આદરમાન આપવાને તેના શબ્દો તે ભગવતનાંજ વચનો સમજીને હરદમ સાવધ રહેજો ! ઘણી ચીજો ઇશ્વર બે વખત આપે છે, પણ **માદર**, હેતભરી વ્હાલી **માદર** કદી પણ બીજીવાર

આપતો નથી. તો હે ભાઈઓ! હે બેનો! **તમારે સુખી રહેવું હોય તો મા બાપની સેવા જરૂરજ કરજો!**

" અગર બર ફરાઝીઆ ગર દર નેશીબ;
ન બાયદ નેહાદન સર અંદર ફેરીબ."

ત્હારો દહાડો ચઢતો થાય, તું મોટાઇ પામે, કિંવા ત્હારી પડતી સ્થિતિ આવે, કે ગમે એ કાં નહીં થાય, તોએ તું કદિ પણ મા–બાપને દગો દેતો ના. ભાઇ! નવી આવેલી પેલી જો સો દહાડા ત્હારા કાન કરડે તો એક દહાડો તો તને જરૂર લાગશે, પરંતુ મા બાપ ઉપરથી ત્હારો મન ઉતારો કદિયે કરીશ મા; ખુદા નહીં ખમશે. આપણે કાંઇ એકલાએ આપણે પોતાનેજ માટે જન્મ લીધો નથી. પ્લેટો કહે તેમ, આપણી સરજત ઉપર સર્વથી પહેલો હક્ક આપણાં માત પિતાનોજ છે, પછી દેશ બેશ પોતાનો હક્ક ધરાવે છે. તમે તમારાં મા બાપની સેવા નહીં ઉઠાવો અને દેશ સેવા માટે બહાર પડો તો તે દેશ સેવા કરવાનો તમને હક્કજ પ્રાપ્ત થનો નથી. ઘેરનો વૈદ ને ઘેરનાં ડોસા ડોસી પીડે મરે, એ રીત કીયા દેશની? આ થોડાંક વચનો કહી સમાપ્ત કરતાં આ જમાને–મા બાપને પણું બે બોલ કહેવાની એટલા માટેજ ફરજ છે, કે હાલ જમાને–મા બાપ પોતાનાં બચ્ચાંને લાડમાં છકાવી બકાવી દેવાના અનર્થો કરે છે, તેના પરિણામમાંજ વગર ચમટો તોડે ઉધારેલાં બચ્ચાં ઘડપણમાં મા બાપને ઠોકરે મારવા શિખ્યાં છે; માટે માબાપે પણ પગમાંનો જોડો પગમાં રાખી ચિમટો મરડવાનો હક્ક ગુમાવી બેસવો જોઇતો નથી; તો જો કે પારકી મોય વગર કાન વિંધાતા નથી; અર્થાત, ગુરૂ વગર જ્ઞાન મળતું નથી. મા–બાપ કરતાં ગુરૂનો અમળાવેલો ચિમટો સચોટ અસર કરે છે. માટેજ મ્હારાથી તોડાયેલા ચમટા માટે, મ્હારાથી તમને મરાઇ ગએલા તમાચા માટે મ્હને માફ કરીને પણ, બ્હેનો ને બંધુઓ! તમારાં મા–બાપની સેવા જરૂરજ બજાવજોજ બજાવજો. સાદી શાયર કહી ગયા છે કે;

" પાદશાહી પેસર બ મકતબ દાદ;
લોહે સીમીનશ બર કેનાર નેહાદ.
બર સરે લોહે ઉ નવેસ્તે બ ઝર;
**'જોરે ઉસ્તાદ બેહ કે મેહરે પેદર.'**"

એક પાદશાહે પોતાના દીકરાને નિશાળે ભણવા બેસાડયો ત્યારે રૂપેરી સ્લેટ તેની બગલમાં આપી; અને તે પથ્થરપાટીને મથાળે સોનેરી અક્ષરો કોતરાવ્યા હતા કે;

**"બાપની મેહેર કરતાં ઉસ્તાદનો કેહેર ભલો!"**

**[સમાપ્ત.]**

## સાદી જીંદગીની શૅાક—
## ફૅશનની ફિસિયારી.

આ પુસ્તક હાલની નવી જીંદગી મેળવતી દુનિયાને પોતાના વહેવાર માટે બેહદ જરૂરનું છે. સાદી જીંદગીની જરૂર વીશે આજની વિદ્યા કબુલ કરે એવા દાખલા દલીલોથી, વાર્તાઓ વિગેરેથી ગમત સાથે જ્ઞાન મળે એવું નૉવેલ રૂપી પુસ્તક તૈયાર કરેલું છે. તેમજ

## સલુકની માતા.

એટલે, "માયનો માયો, સંસારનો છાંયો, ને જગતનો પાયો" એ નામનું પુસ્તક, માતા થવાનો હુન્નર શિખવનારૂં છપાવીને તૈયાર કર્યું છે. દરેક માતાએ પોતાના બચ્ચાંને કેમ ઉધારવાં ઉછેરવાં, અને કેવી તરબ્યત તથા કેળવણી આપવાથી સંસાર અને જગતને ફાયદો થાય તે આ ચોપડીમાં સુંદર શિક્ષણોથી દલીલો અને પૂરાવાથી વાર્તારૂપે બતાવ્યું છે.

---

## "સલુકની માતા"—માટે અભિપ્રાય.

"મી૦ દેશાઇએ રચેલી આ લગભગ ૧૫૦ પૃષ્ટોની ચોપડી સલુકાઈના અનેક પાઠો એક કાચી માતાને પુરા પાડે છે, અને આ પુસ્તક પોતે પણ પુરતી સલુકાઇની અને સલુકાઇનીજ ભાષામાં લખાયલું હોવાથી તે વાંચતાં ઘણું શીખવાનું મળે છે."—(ઢોંગ સોંગ.)

---

"કેટલીએક નાજુક બાબદો ખુલ્લા શબ્દોમાં અને છુટા વિચારોમાં લખાઇ છે, બાકી આ પુસ્તક સ્ત્રી જાતિના ધર્મ સમાન છે અને તે ઉધરતી ઉમરની સ્ત્રી વેષમાં આવેલી બાઈઓને વાંચવા અને અભ્યાસ કરવા જોગ છે."

(હિન્દી આફ્રીક.)

---

"આ પુસ્તકની રચના, તેમાં સમાયલા ઉમદા વિષયો, વાર્તાઓ, રમુજી નસિયતો, કવેતો, બેતો, નીતિ રીતિના ઉમદા શખુનો, ને પુષ્કળ દાખલાઓ, બની ગયલા બનાવો વગેરેથી નાનાં મોટાં ગમે તેને આ પુસ્તક વાંચવા ગમે તવુંજ છે." (જ્ઞાન વર્ધક.)

"હમી ફરજમાં ધાર્મીક લાગણીઓ માટેના વિચારો દરેક શખ્સના મોંમાંથી આફ્રીન પોકરાવશે, કારણ કે તેમાં દાખલા દલીલો સુદ્ધાં રજુ થયલા હોવાથી તે કોઇના પણ ધ્યાનમાં ઉતર્યા વગર રહેશે નહીં." (**હાલે આરામ**)

---

"એક સલુકની ને સદગુણી માતા થવાની દરેક કુંચીઓ એમાં એવી રીતે ભરવી દીધેલી છે, કે આ એક નશીયતોથી ભરેલું પુસ્તક છતાં નોવેલ કે નવલકથાના વર્ગનું પુસ્તક હોય એમ આપણને જણાય છે. આ પુસ્તકની એક મુખ્ય ખુબી એ છે કે પશ્ચિમ દેશોમાં બનેલા બનાવો કરતાં આપણાજ દેશમાં બનેલા નવાઇ જેવા ને નહીં જાણાયલા દાખલાઓ, હિંદુ, પારસી, કે મુસલમીન સંસારના વધુ આપવામાં આવ્યા છે." (**જામે જમશેદ.**)

---

"જો માતાને સંસાર કંટાળા ભરેલો લાગે. અને છોકરાં બચ્ચાંની પેદાશ અપજાર જેવી જણાય તો તે સંસારને રસભરેલો કરવાના પણ સુંદર માર્ગો બતાવેલા છે. જો માતાને બચ્ચાંની માંદગી કે મંદવાડ કિડાવવી પડતી હોય તો તે વેળાએ કેવા ઉપાયો કામે લગાડવા તે પણ સ્પષ્ટ સમજાવેલું છે. જો એક માતા પોતાનુંજ દુધ પાઇને બાળકોને નહીં ઉછેરવાની બેપરવાઇ બતાવતી હોય (કે જેવો મામલો આજે આપણી નજરે પડી રહયો છે) તો તેનો તેઓને કેવા નતીજો મળે છે તે પણ સાયન્સ કબુલ કરે એવીજ રીતે દેખાડેલું છે. જો જવાન બાળક મરણ પામે તો એક માતાએ સબુરી કેવી રીતે રાખીને દિલાસો લેવો તેના પણ પ્રકરણ રચેલાં છે. પોતાના બચ્ચાંને ક્યાં કેવી રીતે અને શું તદબીરથી પરણાવવાની ગોઠવણો કરવી તેનાં પણ મનોરંજક બયાન કરેલાં છે. બચ્ચાંને ધાર્મીક બનાવવા માટે ધર્મ શાસ્ત્રનાં દાખલા દલીલ, નીતિવાન બાળકો કરવા સારૂ નીતિશાસ્ત્રના દાખલા પુરાવા, અને દુન્યાદારીમાં આગળ પાડવા સારૂ બચ્ચાંને કેવી તરબ્યત આપવી જરૂર છે તેની ભેદી કુંચીઓ આ પુસ્તકમાં આપેલી છે. દરેક પ્રકરણમાં તે બાબતની જુદી જુદી નાની નાની વાર્તાઓ આપી તેને સંબંધ કરતાં ગાયનો, કવેતો, અને ફારસી બેતબાજી આપેલી છે. વાંચ્યા વગર આ પુસ્તકની મોજ સમજાવી શકાય એવી નથી." (**પારસી સંસાર.**)

"અમારો મત એ છે કે, આ પુસ્તકના વીષયો હજુ પણ વધારે લંબાવવા હતા. ચોપડીનાં કદ અને બંધામણી તથા છપાઇ તરફ જોતાં સહેજ કીંમત વધારે થાય. તો તેનો મુજાકો નહીં. ગરીબ લોકો માટે સાદી ચોપડીનો દોઢ રૂપીઓ. કીમત પણ જેમ ભારી નથી, તેમ શ્રીમંતોને સારૂ સુંદર બાઇંડીંગની બે રૂપીઆ કીંમત પણ ભારી નથી. આ ચોપડીનો ઘેર ઘેર ફેલાવો થાય એવી કોશીશ થવી જોઇએ એવું હમારૂં આધીન મત છે." (**સાંજ વર્તમાન.**)

"આ ગ્રંથમાં અનેક ધરમશાસ્ત્રોના અસલ ફરમાનોની સમજાવટથી પોતાની બાબતને ઉત્તમ રીતે સમજાવી છે. એમાં સેંકડો તવારીખી કુટુંબોના તવારીખી દાખલાઓ આપવામાં આવેલા છે. જોકે આ ચોપડી બઇરાંઓ સારૂ બનાવવામાં આવી છે, તોપણ જો મરદ લોકો આ વાંચન વાચે તો તરેહવાર નવી નવી વાતો તેમના જાણવામાં આવ્યા વગર રહેશે નહીં."

(**પ્રજામિત્ર અને પારસી.**)

---

## " મ્હારા દીકરાને ! " માટે અભિપ્રાય.

" શરૂઆતમાં કહ્યું તેમ આપણી તપાસ હેઠલના એ પુસ્તકોને માટે કશી સીફારસ કરવાની અમો જરૂર જોતા નથી. ટુંકમાં કહેતાં તે બન્ને, બોધદાયક નસીઅતો અને વ્યવહારૂ સલાહથી ભરપુર છે. અને તે ઉપર આપણા જુવાનોએજ નહિ પણ ઉમરે પુગેલાઓએ પણ વાંચીને અમલ કરવાથી પોતાની જીંદગીની અનેક જંજાલોને તેઓ છેલ્લી સલામ કરશે. આપણે આગલ વધીને કહીશું કે આ પુસ્તકોને માટે ખરચેલો એકેક રૂપિઓ દુન્યા અને સંસારના રાહબરને નજીવા દામે સંગ્રહી રાખવા સમાન ગણાશે. " **( પારસી સંસાર. )**

" મી૦ દેશાઈની નીતિ—બોધની પહેલી ખુબી તે રજુ કરવાની રીતીમાં સમાયલી છે. વાંચક વર્ગને 'બેટી' અને 'દીકરા' તરીકે ઓળખી—ઓળખાવી, માતપીતાનાં પ્રિતથી બેટા—બેટીને સીધે રસ્તે દોરવી સુખી કરવાની ખાહેશથી મી૦ દેસાઇએ પોતાની કલમ ચલાવી છે. તેવાં પ્રિતથી રજુ થતાં શિક્ષણમાં અનેક પ્રકારની ખુબી આપોઆપ આમેજ થાય છે.

૧. પ્રિતીમાંથી પ્રિતી જન્મે છે. જે લેખકો વાંચક વર્ગને પીતાનાં પ્રિતથી ચાહે છે, તેઓને તે વર્ગ પિતા તરફનાં પ્રિતથી ચાહાતાં શીખે છે, અને જે લેખકને વાંચનાર ચાહે છે, તેના લેખ તરફ તે ચાહ દેખાડે છે.

૨. જેઓ માત—પિતાની પ્રિતી અને બેટા બેટી સમાન વાંચક વર્ગનાં ભલાં માટેની કાળજીથી લખે છે, તેઓની શબ્દો, તે જોહેન, જલમક, તેજ, અથવા તીક્ષણતા રજુ કરે છે, કે જે વાંચનારનાં દિલમાં ઉંડી અસર કરે છે, યા તેનાં મગજ ઉપર મજબુત છાપ મારે છે. કારલાઇલના કહેવા મુજબ તે શબ્દો દિલની ભઠ્ઠીમાંથી લાલચોળ યા ગરમા ગરમ બહાર પડે છે. (Red—hot from the furnace of the heart), એવા લાલ—ચોળ શબ્દો ઠંડાગાર વાંચનારને વટીક હુંફ આપી ઉત્સાહી બનાવી શકે છે. " **(હિંદી આફ્રીક—ડો૦ દાજી.)**

---

## " દુઃખીને દિલાસો "—માટે અભિપ્રાય.

" આ ભાગમાંનું દુન્યાના દુઃખી ભર્તારોને અર્પણ કીધેલું પ્રકરણ તથા દિલાસ પત્ર ૩૩૮ માંનો ભાગ વાંચીને ગોહર કરવા લાયક મને લાગ્યો છે. " ( **ફુરસદ.** )

મી. સોરાબજી મ. દેશાઇ તરફથી ચાલુ ઉલટ સહિત ટુંકારાબંધ પ્રકટ થતાં લોક ઉપયોગી પુસ્તક " દુઃખીને દિલાસો " હાલમાં ૪૫મા ભાગમાં બાહેર પડયું છે. છેલ્લા ભાગ ૪૪ અને ૪૫ ના બે અંક અમને અત્યાર આગમજના મલ્યાં છે. કોઇ પણ લાયબ્રેરીને શોભાવે એવા અને બચ્ચીતજ અમુલ્ય સાહિત્યથી ભરપુર જેવા આ અંકો હોવાથી ખરેખર અને દરેક લાયબ્રેરીમાં કલબ, બંગલા યા મહેલમાં કે ઘરમાં ઉકમાઇથી જાળવી રાખવા જરૂરના છે.

ઉંચા, જાડા કાગલો, સુંદર છપાઇ અને સસ્તી કીંમત સાથના આ ચોપાન્યાંઓ વાર-વાર વાંચી મન—મગજને મોજ અને જ્ઞાન આપવું જોઇએ છે. કર્ત્તાએ ૪૫મા મણકામાં ૧૯ મે વાજબીજ લખ્યું છે." (જ્ઞાન વર્દ્ધક.)

"આ પ્રમાણે પુસ્તકો લખવા તથા તેને સંપુર્ણ શુધ્ધ રૂપમાં છપાવી બહાર પાડવાનું કાર્ય કેટલું મહેનત અને રંજભર્યું છે, જેનો ખરો ખ્યાલ સાધારણ વાંચકને આવી શકે નહીં. ગુજરાતી ભાષાના સદભાગ્યે ગુજરાતના નામાંકીત હીંદુ ગુજરાતી લેખકો ઉપરાંત પારસી લેખકોએ ગુજરાતી સાહિત્યમાં ઘણો તારીફલાયક માનવંત ઉમદા મોટો હીસ્સો આપ્યો છે અને આપતા જાય છે. તેમાં "દુ:ખીના દીલાસા" પુસ્તકની હારમાળાના ૪૫ ભાગના લેખથી મી૦ શે. મ. દેશાઇ તરફનો હીસ્સો બેશક ઘણો ઉમદા, કીંમતી અને માનભર્યો ભાગ રોકે છે."

(સાંજ વર્તમાન.)

"જેમ રોગી મનુષ્ય પોતાના પુર્વના કર્માનુસાર વ્યાધિથી પીડાય છે તેને વઇદયો અઉષધ આપી રોગથી મુક્ત કરે છે, તેમ દુ:ખ રૂપી રોગના વઇદય મી૦ શે. મ. દેશાઇ "દુ:ખીને દીલાસા" નામના પુસ્તક રૂપ અઉષધથી દુ:ખી માણસોના દુ:ખ રૂપ રોગો મટાડવા સારૂ લગભગ ત્રણ વરસથી "દુ:ખીને દીલાસા" એ પુસ્તક રૂપનું અઉષધ દુ:ખીઓને આપી ઘણા દુ:ખી માણસોનું દુ:ખ રૂપી દર્દ દુર કરી શાંતી બખશી હોય તો અમો સહેજ પણ અજબ થઇશું નહીં." (અખબારે ઈસ્લામ.)

"દીલાસાના ...... લેખક જો પોતાની અસાધારણ ઉત્તમ શારીરીક માનસીક અને નઇતીક શકતીનો ઉપયોગ પઇસા મેળવવામાં કરતે અને તેમાંજ જીંદગી પસાર કરતે તો તેઓ ખરેજ પઇસાદાર બનતે. પરંતુ ગુર્જર પ્રજા દીલાસાના અત્યાર સુધીમાં પ્રગટ થએલા ૫૧ ભાગથી બેનશીબ રહેતે. તેટલાંજ પ્રમાણમાં દરીદ્ર રહેતે. પરંતુ આ ...... લેખક જે ઉમદા નેમ અને હેતુથી સાહીત્ય મારફતે પ્રજા સેવા સત્ય નીષ્ઠાથી પ્રમાણીકપણે ગુપચુપ કર્યા જાય છે અને નીષ્કામ વૃતીથી એટલે બદલાની આશા વીના પોતાની આખી જીંદગી ઉમદા લેખો લખવામાં પસાર કરે છે તેઓ પઇસાની મદદ વીના પોતાનું કામ પડતું મુકે એ ખરેજ ગુજરાત તથા ગુજરાતી અને હીંદની કમનશીબી ગણી શકાય." (સાંજ વર્તમાન.)

"દાન કરવાની અનેક રૂઢી છે, અને તે સર્વ દાનમાં વિદ્યાદાન સૌથી ઉત્તમ છે. વિદ્યા વગરનાં માણસની પશુતુલ્ય ગણત્રી થાય છે ત્યારે શ્રીમંત માણસો આ ભાઇના નેક કામને મદદગાર થઇ થોડીક નકલો પોતાના હેતુ પ્રીતુમાં વ્હેંચે કે લાયબ્રેરીમાં મુકાવે તો તેવા વર્ગ ધર્મ કરતાં વિદ્યાદાનનું પુન્ય જરૂર હાંસલ કરે. અમારી એટલા માટે દાન કરવાની ઇચ્છા ધરાવનાર દરેક સજ્જનને નમ્રતાપુર્વક વિનંતિ છે કે તેમણે આ દિલાસા પત્ર જોવાં, અને ઉત્તેજનાર્થે અમારી માગણી સ્વિકારવી." ( ફુરસદ. )

---

## "સાદી જીંદગીની શોક" ☞ ફેશનની ફિસિઆરી—માટે અભિપ્રાય.

આ પુસ્તક એકવાર નહી પણ પાછું ને પાછું વાંચીને પાચન કરવાની તક લેવાનું પ્રજાના સઘળા વર્ગે ચુકવું જોઇતું નથી. ફેશનોને આ ચોપડીમાં ચાનકના જે ચાબકા મારેલા છે તેની અસર ગમે એવી ચામડી ઉપર થયા વગર રહેશે નહી, એવું આ મારૂં આધીન મત

છે. મી૦ દેશાઇનાં બધાં સંસાર સુખનાં પુસ્તકો એકવાર વાંચીને લાયબ્રેરીમાં મુકી રાખવા જેવાં નથી, પણ વારંવાર રેફરન્સ તરીકે કરવા સારૂ દર વરસે એકવાર પાછાં વાંચી નાંખવાં જોઇએ. જીંદગીની અનેક જંજાલોને આસાનીથી પોહોંચી વળવાને જેઓ ઈંતેજાર હોય, જેઓ ફેશનના દેવને શરણ થયા હોય તેઓએ આ પુસ્તક જરૂર એકવાર વાંચી જવાની અમો મજબુત ભલામણ કર્યે છીએ. મી૦ શે. મ. દેશાઇ, સ્ટેશન રોડ, નવસારી એ સરનામે લખવાથી પુસ્તક મળી શકશે. " ( **પારસી સંસાર.** )

" મોંઘવારી સામે ટકી શકવાને અને ભુખમરાથી, તંગીથી, કરજથી, નાદારીથી, ગેર આબરૂથી, આફતો અને દુઃખ દરદોથી બચવાને અને પોતાનું તથા પોતાને આશરે પડેલાં કુટુંબીજનોનું તથા પોતાના જાતભાઇઓનું તથા પોતાના દેશબંધુઓ તથા બહેનોનું જીવન ટકાવી રાખવાને જે જાણવા યોગ્ય છે તે ઉપલાં પુસ્તકમાં સમાવ્યું છે. " ( **સાંજ વર્તમાન.** )

" સાદી જીંદગી માટે એ ભાઇએ દરશાવેલા એ પુસ્તકમાંનાં વિચારો કોઈ પણ નિસંદેહ કબુલ કરી લે એવા સાદા મગર ચાનક રૂપી છે અને તે અમારા દરેક ગ્રાહકોને વાંચવાની અમારી ભલામણ છે. " (**દીલે આરામ.**)

"આ ચોપડી ગુજરાતી પુસ્તકોની હારમાળામાં પહેલવહેલીજ છે, અને તે લખવામાં શેઠ દેશાઇએ અતિષ્ય તકલીફ લીધેલી સ્પષ્ટ જણાઇ આવે છે. હમો આશા રાખીએ છીએ કે આવું એક અતિ અગત્યનું પુસ્તક દરેક પારસી કુટુંબે અવસ્ય ખરીદવું અને તે પોતાનાં ઉધરતાં બાળકોમાં જરૂર વંચાવવું, પુસ્તકની કિંમત તદન નામની છે, અને તે તરફ લેવાયલી મહેનત તરફ જોતાં તે કાંઇ પણ કહેવાય નહિ. " ( **ગુલશને-એહમ** )

" આવાં ઉમદા નશીયતના બોધદાયક પુસ્તકો મુંબઇનાં દરેક કેળવણી ખાતાંમાં ઇનામ તરીકે છુટથી વહેંચીને ઉધરતા છોકરા—છોકરીઓને નશીયતના પાઠ ઉધરતી જીંદગીથી આપવા જોઇએ. જાહેર મંડળો અને લાયબ્રેરીઓમાં અને પરસ્પર મિત્ર–મંડળમાં ભેટ આપવાં જાઇએ અને એ રીતે એક ...... લેખકના આવા સ્તુતીપાત્ર શ્રમને બચીતજ ઉતેજન મળવું જોઇએ. " ( **હિંદી—ગ્રાફીક.** )

" ફેશનની નકલ કરનારી પારસી કોમે આ પુસ્તકથી દુર રહેવું ન જોઇએ. આ પુસ્તકની કીંમત ખર્ચ વગર માત્ર રૂ૦ ૧॥ રાખી છે, તે આ વખતની મોંઘવારી જોતાં બહુજ સસ્તીજ કહેવાય. " ( **જ્ઞાન વર્ધક.** )

" નામ ત્યારે તો વારતાનું પુસ્તક છે, પણ અંદર ભારોભાર સાહિત્યની, ચાનક પકડવાની, નસીયતો લેવાની ઘણી ઘણી બાબદો ખુલ્લી કરવામાં આવી છે દોહરા ને કવનોથી દરેક પ્રકરણ સણગારેલું છે. ઇતિહાસના દાખલા દલીલોથી વંચનાર ઉપર અસર કરવાને કર્તાએ એવાં વાકયો વાપર્યાં છે કે ગમે એવાં છકેલ બચ્ચાંઓના મન પણ બદલાયા વગર રહેજ નહી. ધર્મ ને નીતીના બોધ જગેજગ ને લીટીએ લીટી સારા સારા આકારમાં ને સરળ સમજ પડી જાય એવી ભાષામાં આપેલી છે. મી૦ દેશાઇના સંસારી પુસ્તકોમાં તેમજ એવણના " દુઃખીને દીલાસા " ના આજ સુધી બહાર પડેલાં ૫૦ પુસ્તકોની તમામ ભાષા યાને જોડણી શુધ્ધ ગુજરાતીમાં લખાયલી છે. મી૦ દેશાઇ ખુણે પડી રહેલા એક લેખક છે. પણ તેવણના પુસ્તકોને ઉત્તેજન આપવાની કોમની ફરજ છે. " ( **જામે જમશેદ** )

———•——•———